પણ બ્રહ્મે કરેલાં હોવાથી બ્રહ્મરૂપજ છે તેબાબત છાન્દોગ્યઉપનિષદની શ્રુતિનું પ્રમાણ આપી ઉપર સિદ્ધ કરેલજ છે તેમ કાર્યનું સ્વરૂપ નામ તથા રૂપજ છે તેને મિથ્યા માનીયેં તો કાર્ય મિથ્યા થયું ત્યારેં બ્રહ્મ કારણ કોનું થાય? મિથ્યાનું કારણ સત્ય સંભવેજ નહિં. તો બ્રહ્મસ્વરૂપ સત્ય છે તે મિથ્યાનું કારણ થાય નહિં. અને બ્રહ્મ જગતનું કારણ નથી એમ સ્વીકારીયેં તો ઉપનિષદમાં ઘણી શ્રુતિયોમાં બ્રહ્મ જગતનું કારણ છે એમ કહેલે છે તે સર્વ શ્રુતિયો વ્યર્થ જાય. આબાબત વધારે વિવેચન આગળ આવશે. તાદાત્મ્યસંબંધવડે જેનો આશ્રય રાખીને કાર્ય થાય તે સમવાયિકારણ કહેવાય. જેમ મૃત્તિકાનો તાદાત્મ્યસંબંધવડે આશ્રય રાખીને ઘટરૂપ કાર્ય થાય છે તેથી મૃત્તિકા ઘટનું સમવાયિ કારણ છે તેવી રીતેં બ્રહ્મ જગતનું સમવાયિ કારણ છે. તેવીજ એક અવસ્થાનું નામ ઉપાદાન કારણ છે. તેનું સ્વરૂપ એવું છે કે પોતામાં જેવી સત્તા હોય તેવી સત્તાવાળું જે કાર્યના આકારથી પ્રકટ થાય છે તે ઉપાદાન કારણ કહેવાય છે. જેમ સુવર્ણમાંથી કડાં અને કુંડળવિગેરે આભરણ થાય છે તેમાં સુવર્ણમાં જેટલી સત્તા (કીંમત) હોય તેટલીજ સત્તા (બલ્કે તેથી વધારે સત્તા) કડાં અથવા કુંડલવિગેરેમાં પેદા કરીને કડાં તથા કુંડલાત્મક કાર્યના આકારથી સુવર્ણ પ્રકટ થાય છે તેથી સુવર્ણ, કડાં તથા કુંડલવિગેરેનું ઉપાદાન કારણ છે. તેવી રીતેં ભક્તની સૃષ્ટિનું ઉપાદાન કારણ પરબ્રહ્મ છે; કેમકે પોતાના કરતાં પણ ભક્તમાં કોય સમયે વધારે સત્તા જોવામાં આવે છે, તેથીજ ભક્તો ભગવાનને વશ કરી શકે છે. એવી રીતેં બીજા અધિકરણમાં સદ્રૂપથી કારણપણાનું પ્રતિપાદન કરીને ત્રીજા અધિકરણમાં ચિદ્રૂપવડે અને ચોથા આનંદમયાધિકરણમાં આનંદરૂપવડે બ્રહ્મ જગતનું કારણ છે એમ વ્યાસસૂત્રમાં નિરૂપણ કર્યું છે. વેદમાં તૈતરીયઉપનિષદમાં ભૃગુપ્રપાઠકમાં કહેલ છે કેઃ—

> भृगुर्वै वारुणिर्वरुणं पितरं उपससार
> अधीहि भगवो ब्रह्मेति । तं होवाच ।

વરુણના પુત્ર ભૃગુ, પોતાના પિતાવરુણપાસે ગયા કે હે ભગવન્ મને બ્રહ્મસ્વરૂપનો બોધ કરાવો; ત્યારે તેને વરુણે સ્પષ્ટ કહ્યું છે કેઃ—

> यतो वाइमानि भूतानि जायन्ते येन जातानि जीवंति
> यत्प्रयन्त्यभिसंविशन्ति तद्ब्रह्मेति तद्विजिज्ञासस्व ।

અર્થ—જેનાથી આ ભૂતપ્રાણિમાત્ર ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયેલાં જેનાથી જીવે છે અને છેવટ જેનામાં લીન થાય છે તે બ્રહ્મ છે માટે તેને તું જાણ. એમ નિરૂપણ કર્યું છે ત્યાં બ્રહ્મ જગતનું કારણ છે એમ સ્પષ્ટ દેખાય છે. (૭)

એવી રીતેં બ્રહ્મ જગતનું કારણ છે એમ પ્રતિપાદન કરીને બ્રહ્મસ્વરૂપનું લક્ષણ કહે છે.

> मूलम् । साकारं सर्वशक्त्येकं सर्वज्ञं सर्वकर्तृ च ।
> सच्चिदानंदरूपं हि ब्रह्म तस्मादिदं जगत् ॥ ८ ॥

શબ્દાર્થ—સાકાર, સર્વશક્તિવાળું, એક, સર્વજાણનાર, સર્વકરનાર અને સત્, ચિત્ તથા આનંદરૂપ બ્રહ્મ છે તેનાથી આ જગત્ થાય છે.

ટીકા—બ્રહ્મ સાકાર છે એટલેં આનંદાત્મક તેનો આકાર છે. તેબાબત શ્વેતાશ્વતરઉપનિષદમાં કહેલ છે કેઃ—

विश्वतश्चक्षुरुत विश्वतोमुखो विश्वतोवाहुरुत विश्वतस्पात्
संबाहुभ्यां धमति संपतत्रैर्द्यावाभूमी जनयन् देव एकः ।

અર્થ—ચોતરફ નેત્રવાળા, ચોતરફ મુખવાળા, ચોતરફ હાથવાળા અને ચોતરફ પગવાળા એક દેવ ધાવાભૂમીને ઉત્પન્ન કરતાં કરતાં બેહાથવડે પાંખોથી ધમે છે. એમ કહ્યું છે ત્યાં મુખારવિંદ વિગેરે અવયવો સર્વત્ર વિદ્યમાન છે એમ કહેલ છે તેમાં નેત્ર મુખ, હસ્ત અને પાદ સર્વત્ર વિદ્યમાન છે એમ કહ્યું છે તે સર્વ ઈંદ્રિયો સર્વત્ર વિદ્યમાન છે એમ બતાવનાર છે. અને સાકાર જ સર્વત્ર વ્યાપક છે એમ બતાવનાર છે; એટલેં જીવ જેમ નેત્રથી જ જોઇ શકે છે, કાનથી જ સાંભળી શકે છે, નાસિકાથી જ સુગંધ લઇ શકે છે અને મુખથી જ ખાઇ શકે છે તેમ બ્રહ્મને નથી. બ્રહ્મ સર્વઈંદ્રિયથી સર્વ કાર્ય કરી શકે છે; તેથી જ જે જે દેવાદિકના ઉપાસકો બ્રહ્મપણાંથી તેની તેની ઉપાસનાકરનાર હોય છે તે, તે તે દેવાદિકનાં ચરણચિહ્નાદિક અથવા વસ્ત્ર કે સ્થળાદિકને ભોગાદિક સામગ્રીયો અર્પણ કરે છે. તે હસ્ત, પાદ તથા મુખારવિંદ સર્વત્ર વિદ્યમાન હોય ત્યારેં જ અર્પણ કરેલ ભોગાદિક સામગ્રી આરોગે,પરંતુ કેટલાએક લોકો તે અભિપ્રાય સમજ્યાવગરજ ચરણચિહ્નાદિક અથવા વસ્ત્ર કે સ્થળાદિકને ભોગાદિક સામગ્રીયો અર્પણ કરે છે તે સર્વત્ર સર્વ ઈંદ્રિયો બ્રહ્મને હોવાથીજ તે રીવાજ ચાલેલો છે એમ સમજવું. ઉપર લખેલી શ્રુતિમાં बाहुभ्याम् (બે હાથવડે) એમ લખેલ છે તે બ્રહ્મનું દ્વિભુજપણું શ્રુતિસિદ્ધ છે અને ચતુર્ભુજપણું સ્મૃતિપ્રસિદ્ધ છે એમ બતાવે છે. દિવ્ધાતુ ક્રીડાના અર્થમાં છે તેમાંથી સિદ્ધ થયેલ દેવ શબ્દ શ્રુતિમાં લખેલ છે તે પુરુષોત્તમને બોધ કરે છે; એટલે જેમનું ક્રીડાભાંડ આ જગત્ છે અને જેમણે ક્રીડામાટે આ જગત્ કરેલ છે તેથીજ તે બેભુજવાળા શ્રીપુરુત્તમ જ સર્વત્ર હસ્તપાદિકવાળા સર્વત્ર વ્યાપ્ત છે એમ બતાવે છે; છાંદોગ્યઉપનિષદમાં કહેલ છે કેઃ—

सर्वकामः सर्वगन्धः सर्वरसः ।

અર્થ—સર્વકામનાવાળા સર્વગંધરૂપ અને સર્વરસરૂપ છે. એમ કહેલ છે. તેમ તૈત્તરીયઉપનિષદમાં કહેલ છે કેઃ—

रसो वै सः रसँह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति ।

અર્થ—પરમાત્મા નિશ્ચય રસરૂપ છે. અને આ જીવ તેમના રસને પ્રાપ્ત થઇને આનંદવાળો થાય છે. એમ કહ્યું છે ત્યાં પણ આનંદાકાર સ્વરૂપ વર્ણવેલું છે. તેમ પુરુષસૂક્તમાં પણ કહેલ છે કેઃ—

सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।

અર્થ—સહસ્રમસ્તકવાળા, સહસ્રનેત્રવાળા અને સહસ્રચરણવાળા પુરુષ છે ત્યાં પણ સાકારસ્વરૂપ વર્ણવેલું છે. આ વર્ણન વિરાટપુરુષનું નથી; કેમકે ત્યારપછી આગળ ततो विराडजायत (તેનાથી વિરાટ્ ઉત્પન્ન થયેલ છે.) એમ કહેલ છે. તેમ શ્રી-મદ્ભગવદ્ગીતામાં કહેલ છે કેઃ—

सर्वतः पाणिपादान्तं सर्वतोक्षिशिरोमुखम्।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥

અર્થ—સર્વત્ર હસ્ત, પાદ તથા મધ્ય છે, સર્વત્ર નેત્ર મસ્તક તથા મુખ છે અને સર્વત્ર કર્ણવાળું છે તે લોકમાં સર્વને વિંટાઇને રહેલ છે. એમ કહેલ છે. તેનો અભિ-પ્રાય પણ સાકારસ્વરૂપ જ સર્વત્ર હસ્તપાદાદિયુક્ત વ્યાપ્ત છે એવો છે. તેમ નારદપંચરાત્રમાં કહેલ છે કેઃ—

निर्दोषपूर्णगुणविग्रह आत्मतन्त्रो निश्चेतनात्मकशरीरगुणैश्च हीनः।
आनन्दमात्रकरपादमुखोदरादिः सर्वत्र च त्रिविधभेदविवर्जितात्मा ॥

અર્થ—દોષરહિત પૂર્ણગુણવાળું તેમનું સ્વરૂપ છે, પોતે સ્વતંત્ર છે, લૌકિક શરીરના ચેતનરહિત એવા જડધર્મથી હીન છે, આનંદરૂપ જ હસ્ત, પાદ, મુખ અને ઉદરાદિક છે તેમજ સર્વસ્થળે વિજાતીય સજાતીય અને સ્વગતભેદથી વિશેષે કરીને વર્જિત તેમનું સ્વરૂપ છે. એમ કહ્યું છે. ત્યાં પણ લૌકિક (જડ) ધર્મનો નિષેધ કરી આનંદાકારનું જ નિરૂપણ કરેલું છે. તેમ યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં કહેલ છે કેઃ—

अथवा परमात्मानं परमानन्दविग्रहम्।

અર્થ—પરમઆનંદરૂપ જેમનું સ્વરૂપ છે એવા પરમાત્માને નમન કરીને સ્મૃતિનો પ્રારંભ કરેલ છે. એમ કહ્યું છે ત્યાંપણ આનંદાત્મક આકારનું નિરૂપણ કરેલું છે.

શંકા—જેમ ઉપર આનંદાત્મક આકારવાળું બ્રહ્મસ્વરૂપ નિરૂપણ કર્યું છે તેમ બીજી શ્રુતિમાં ધર્મનો નિષેધ પણ લખેલ છે. જેમ બૃહદારણ્યકઉપનિષદમાં કહેલ છે કેઃ—

अपाणिपादो जवनो गृहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः।

અર્થ—હાથ પગ નથી છતાં વેગવાળા અને ગ્રહણકર્તા છે, (અર્થાત્ હાથ પગનું કામ કરે છે) નેત્રવગરના છે છતાં જુવે છે અને કાનવગરના છે છતાં સાંભળે છે. તેમ બીજી શ્રુતિમાં अस्थूलमनणु (સ્થૂલ નથી તેમ સૂક્ષ્મ નથી) એમ કહેલ છે ત્યાં ધર્મનો નિષેધ કરેલ છે માટે બ્રહ્મ સાકાર છે એમ કહેવું તે યોગ્ય નથી.

ઉત્તર—अपाणिपादः (હાથ કે પગ નથી) એમ કહિને પછી जवनः (વેગવાળા છે) અને गृहीता (ગ્રહણકરનાર છે) એમ કહેલ છે ત્યાં હાથપગનું કાર્ય કરે છે એમ કહેલ છે તેથી લૌકિક પાણિપાદ નથી એટલે લોકમાં હાથનું ગ્રહણકરવાનું કાર્ય છે અને પગનું ચાલવાનું કાર્ય છે તે શિવાય બીજું કાર્ય તે કરી શકે નહિ તેવો

રીતે બ્રહ્મના હાથપગ નથી. બ્રહ્મના હાથપગ તો સર્વઇંદ્રિયોનું કાર્ય કરી શકે છે અર્થાત્ અલૌકિક હાથ તથા પગવાળું બ્રહ્મ છે તેમ નેત્ર નથી અને જુવે છે તથા કાન નથી અને સાંભળે છે એમ કહ્યું છે તે પણ અલૌકિક નેત્ર તથા કાન છે એમ સિદ્ધ કરે છે. અને अस्थूलमनणु (સ્થૂલ નથી અને સૂક્ષ્મ નથી) એમ કહ્યું છે ત્યાં પણ પાછું एतस्य वाअक्षरस्य प्रशासने गार्गि! द्यावाभूमीं विधृते तिष्ठतः (હે ગાર્ગિ :એ બ્રહ્મના હુકમને તાબે રહી આકાશ પૃથ્વી પોતાની સ્થિતિમાં રહેલ છે.) એમ કહેલ છે; તેથી પણ પૃથ્વીવિગેરેને પોતાની સ્થિતિમાં રાખવારૂપ ધર્મ બ્રહ્મમાં છે એમ સિદ્ધ થાય છે. તેમ વળી આગળ લખેલ છે કેઃ—

स यथा सैंधवो वाह्योंतरः कृत्स्नो रसघन
एवं वाऽरेऽयमात्मा कृत्स्नः प्रज्ञानघन एव ॥

અર્થ—સર્વના દેખવામાં આવતો એવો સિંધાલુણનો કટકો જેમ સમગ્ર ભીત તથા બહાર રસથી ઘાટો છે તેમ આ આત્મા સમગ્ર પ્રજ્ઞાનઘનજ છે. એમ કહ્યું છે ત્યાં આ જ્ઞાનથી ઘાટો છે એમ કહ્યું છે તે સાકારપણાંનેજ સિદ્ધ કરે છે. તેમ શ્વેતાશ્વતરઉપનિષદમાં કહેલ કેઃ—

पराऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ।

અર્થ—આ પરમાત્માની ઉત્તમ એવી સ્વાભાવિક શક્તિ નાના પ્રકારની શ્રુતિમાં કહેલી છે, તેમજ જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ પણ નાના પ્રકારની વેદમાં કહેલી છે એમ કહ્યું છે ત્યાં પણ અનેકશક્તિવાળું બ્રહ્મસ્વરૂપ વર્ણવેલું છે. તેમજ यः सर्वज्ञः सर्ववित् (જે સર્વને જાણનાર અને સર્વજ્ઞાનવાળા છે.) सर्वकर्त्ता सर्वभोक्ता च, સર્વકરનાર અને સર્વભોગવનાર) सत्यं ज्ञानमनन्तं ब्रह्म (સત્ય, જ્ઞાનરૂપ અને અંતવગરનું બ્રહ્મ છે) विज्ञानमानन्दं ब्रह्म, (વિજ્ઞાનરૂપ અને આનંદરૂપ બ્રહ્મ છે) ઈત્યાદિક શ્રુતિયોમાં પણ જ્ઞાનરૂપ, આનંદરૂપ, સર્વકરનાર અને સર્વભોગવનાર સ્વરૂપ લખેલું છે તે ધર્મસહિતસ્વરૂપનેજ સિદ્ધ કરે છે. મૂલમાં चकार છે તે આ દેખાતું સર્વ જગત્ બ્રહ્મરૂપ છે એમ બતાવનાર છે; માટે વેદમાં, સ્મૃતિમાં અને પુરાણાદિકમાં કોય સ્થલમાં સગુણ લખેલ છે, અને કોય સ્થલમાં નિર્ગુણ લખેલ છે તે બન્ને સ્વરૂપમાં ભેદ નથી. સર્વ વિરૂદ્ધ ધર્મ બ્રહ્મમાં રહેલા છે એટલે પરસ્પર જે ધર્મો વિરૂદ્ધ છે તેના આશ્રયરૂપ બ્રહ્મ છે. જેમ નૈયાયિક લોકો રૂપમાં રસનો, ગંધનો, સ્પર્શનો શબ્દનો અભાવ છે તથા રસમાં રૂપ. ગંધ, સ્પર્શ અને શબ્દનો અભાવ છે તેવીજ રીતેં ગંધમાં, સ્પર્શમાં અને શબ્દમાં બીજાનો અભાવ છે તે અન્યોન્યાભાવ કહેવાય છે તે એક રસાદિકમાં બીજા રૂપાદિક ઘણાનો અન્યોન્યાભાવ રહ્યો છે એમ માને છે અને એક ભૂતલમાં ઘટ, પટ વગેરે ઘણાનો અત્યંતાભાવ રહ્યો છે એમ માને છે તેમાં પરસ્પર વિરુદ્ધ અભાવરૂપ ધર્મ જેમ એકમાં રહેલા માનવામાં આવે છે અને આકાશાદિકમાં જેમ પરસ્પર વિરુદ્ધ પ્રાણિઓ રહે છે તેથી આકાશાદિક જેમ વિરુદ્ધ ધર્મના આશ્રયરૂપ છે તેવી રીતે બ્રહ્મ પણ વિરુદ્ધ ધર્મના આશ્રયરૂપ છે.

જેનામાં જગત્કર્તૃત્વાદિક ધર્મો રહેલા છે એમ વેદાદિકમાં કહેલ છે તે બ્રહ્મસ્વરૂપ અને જે વેદાદિકમાં નિર્ગુણ વર્ણવેલું છે તે બ્રહ્મસ્વરૂપનો ભેદ છે એમ માનવામાં વેદ તથા વ્યાસ સૂત્રાદિકનો ઘણે સ્થલે વિરોધ આવે છે. જેમકે તૈત્તરીય ઉપનિષદમાં यतो वाइमानि भूतानि जायन्ते (જેનાથી આ ભૂતપ્રાણિમાત્ર ઉત્પન્ન થાય છે) એમ બ્રહ્મનું લક્ષણ કહિને તેનામાં ચિત્તધારણકરનાર અભયને પામે છે. એમ કહ્યું છે તે નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ કરતાં જગતને કરનાર બ્રહ્મસ્વરૂપ જૂદું હોય તો તેમાં ચિત્ત-ધારણકરનારને અભય થવાનું લખ્યું છે તેનો વિરોધ આવે; કેમકે અહિં અભય થવાનું કહ્યું છે તે મોક્ષ થવાના અભિપ્રાયથીજ કહેલ છે તે સગુણબ્રહ્મથીજ મોક્ષ સિદ્ધ થાય ત્યારેં નિર્ગુણ બ્રહ્મ જૂદું માનવાથી મોક્ષ કરતાં બીજું કયું ફળ સિદ્ધ થવાનું હતું ? એ વિચારવું જોઇએ. તેથીજ વ્યાસસૂત્રમાં सर्वत्र प्रसिद्धोपदेशात् (વેદાદિક સર્વસ્થલોમાં જગત્કર્તૃત્વાદિકધર્મવિશિષ્ટ જે બ્રહ્મ પ્રસિદ્ધ છે તેનોજ ઉપાસ્યપણાંથી સર્વત્ર ઉપદેશ છે તેથી નિર્ગુણ તથા સગુણ બન્ને સ્વરૂપ એક જ છે.) એમ કહેલ છે. તેમજ तदेजति तन्नेजति (તે બ્રહ્મ સર્વત્ર ચાલે છે અને તે ચાલતું નથી) ઇત્યાદિક શ્રુતિઓમાં પણ વિરુદ્ધ ધર્મના આશ્રયરૂપ એકજ સ્વરૂપ લખેલું છે; તેથી આપણા સાધનથી તે અગ્રાહ્ય છે માટે નિર્ગુણ કહેલ છે અને ગ્રાહ્ય થવાની પોતાની ઇચ્છા થાય ત્યારે તે સ્વરૂપ પ્રકટ કરે એટલે ગ્રાહ્ય થાય માટે સગુણ કહેલ છે એમ એકજ સ્વરૂપનું સગુણ તથા નિર્ગુણપણાંથી વર્ણન છે એમ સમ-જવું. સગુણ સ્વરૂપ માયાવિશિષ્ટ છે તેમાં ચિત્ત ધારણ થયા પછી નિર્ગુણ સ્વ-રૂપ જણાય એટલેં (આકાશમાં ચંદ્ર હોય ત્યાં જેની દૃષ્ટિ પહોચતી ન હોય તેને ચંદ્રજોનાર બતાવે કે વૃક્ષની શાખા ઉપર ચંદ્ર છે તે ઉપરથી તે શાખા ઉપર જુવે ત્યાં ચંદ્ર દેખાય એટલે પછી ચંદ્રને અને શાખાને કાંઇ પણ સંબંધ નથી એમ સમજીને આકાશમાં રહેલ ચંદ્રમાં તેની દૃષ્ટિ સ્થિર રહે તેવી રીતે) જગત્કર્તૃત્વાદિ-કધર્મને અને બ્રહ્મને કાંઇ પણ સંબંધ નથી એમ સમજીને સગુણબ્રહ્મને છોડીને નિર્ગુણમાં દૃષ્ટ થાય તે સારૂ પ્રથમ સગુણ સ્વરૂપ બતાવેલું છે એમ શંકરમતવાળા માને છે તેનું વિશેષ વિવેચનસહિત ઉત્તર આગળ આવશે પણ અહિં સંક્ષેપમાં એટલું જ સમજવું જોઈએ કે આકાશ, તેમાં રહેનાર ચંદ્ર, વૃક્ષની શાખા, ચંદ્રસ્વરૂપ-જોનાર માણસ અને તેણે શાખા ઉપર ચંદ્રનું સ્વરૂપ જેને બતાવ્યું તે તમામ ભિન્ન ભિન્ન છે તેવી રીતે અહિં નથી. અહિં તો सर्वं खल्विदं ब्रह्म (આ દેખાતું સર્વ જગત્ બ્રહ્મ છે) એમ છાંદોગ્યના ત્રીજા પ્રપાઠકમાં કહેલ છે તેથી બ્રહ્મશિવાય બીજું કાંઇ છે જ નહિં ત્યાં બતાવનાર, જોનાર, ત્યાગકરવારૂપ સ્વરૂપ અને ગ્રહણકરવાયોગ્ય સ્વરૂપ એટલા ભેદ ક્યાંથી કલ્પાય? તેમ જગત્કરવારૂપ ધર્મવિશિષ્ટ બ્રહ્મ જૂદું અને નિર્ગુણ બ્રહ્મ જૂદું એમ બ્રહ્મમાં પણ ભેદ માનવો ત્યારેં જીવ અને બ્રહ્મમાં તો ભેદ અર્થાત્ સિદ્ધ થાય છે અને તેમ માનવાથી અભેદવાદીને બદલે ભેદવાદી થવાય છે એટલું જ નહિં પણ तत्त्वमसि (તે બ્રહ્મ તું છો,) एकमेवाद्वितीयं ब्रह्म (સજાતીય, વિજાતીય અને સ્વગતભેદવગરનું બ્રહ્મ છે,) ઇત્યાદિક શ્રુતિયોમાં અદ્વૈત અને

જીવ તથા બ્રહ્મનો અભેદ લખેલ છે તેનો વિરોધ આવે; તેથી જ વેદાદિકમાં ક્યાંય પણ શાખાચંદ્રની માફક બ્રહ્મમાં જગત્કર્તૃત્વાદિક ધર્મો આરોપિત છે એમ કહેલું નથી; માટે સગુણ અને નિર્ગુણ બન્ને એકજ સ્વરૂપ છે એમ સમજવું. (૮)

બ્રહ્મથી જગત્ ઉત્પન્ન થયું તેમાં બ્રહ્મમાં સત્, ચિત્ અને આનંદ એ ત્રણ ધર્મો છે તેમાંથી સત્વિગેરે ધર્મોથી જડ, જીવ અને અંતર્યામિની ઉત્પત્તિ થઇ છે તે કહે છે.

**मूलम् । जडजीवान्तःस्थितानां यथाक्रमश उद्गमः ।**
**अग्नेर्यथा विस्फुलिङ्गास्तथा जीवोद्गमः स्फुटः ॥ ९ ॥**

શબ્દાર્થ—બ્રહ્મના સત્, ચિત્ અને આનંદ એત્રણધર્મોથી ક્રમપ્રમાણે જડ, જીવ અને અંતર્યામિનો ઉદ્ગમ છે. અગ્નિમાંથી જેમ ચિનગારીયો નીકળે છે તેમ બ્રહ્મમાંથી જીવો નીકળ્યા છે તે વેદમાં સ્ફુટ છે.

ટીકા—બ્રહ્મમાંથી જીવો નીકળ્યા છે તેબાબત મુંડક ઉપનિષદમાં લખેલ છે કે:—

**यथा सुदीप्तात्पावकात् क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्ति एवमेवैतस्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे जीवाः कपूयचरणा रमणीयचरणाः ॥**

અર્થ—અત્યંત પ્રજ્વલિત થયેલ અગ્નિમાંથી જેમ સૂક્ષ્મ ચિનગારીઓ નીકળે છે તેમ એઆત્મામાંથી સર્વે પ્રાણ, સર્વે લોક અને ખરાબઆચરણવાળા તથા સારાઆચરણવાળા જીવો નીકળે છે. ખરાબઆચરણવાળા તે કૂતરાંની યોનિ, ભૂંડણાંની યોનિ અને ચાંડાલવિગેરેની યોનિ સમજવી. તેમ સારાઆચરણવાળા તે બ્રાહ્મણયોનિ, ક્ષત્રિયયોનિ કે વૈશ્યયોનિ વિગેરે સમજવી. એવી રીતે જીવો બ્રહ્મમાંથી નીકળેલા છે કાંઇ નવીન ઉત્પન્ન થયા નથી. તેથી જીવ ઉત્પન્ન થયા છે એમ માનશું તો અનિત્યતા આવશે એમ કોઇને શંકા થાય તો તેનો નિરાસ થયો એમ સમજવું. આસ્થળની હકીકત સ્મરણમાં રાખવી કે જગત્ ખોટું અને કલ્પિત છે એમ શંકરાચાર્યના મતવાળા માને છે તેનું વિવેચન આગળ આવશે પણ ખોટું અને કલ્પિત જગત્ હોય ત્યારે જીવ પણ જગતની અંદરનાજ હોવાથી ખોટા તથા કલ્પિત માનવા જોઇએ અને તેજપ્રમાણે તેઓ માને છે તેઓના વિચારમાં ઉપરની શ્રુતિનો વિરોધ સ્પષ્ટ છે. (૯)

અગ્નિમાંથી જેમ ચિનગારીઓ નીકળે છે તેમ બ્રહ્મમાંથી જીવો નીકળે છે એમ માનશું તો જીવને અંશપણું થશે એટલે અંશ સૂક્ષ્મ હોવાથી શરીરમાં એકસ્થળેજ રહી શકે ત્યારે સર્વશરીરમાં તેનું ચૈતન્ય પ્રાપ્ત થશે નહીં એવી શંકા થાય ત્યાં કહે છે.

**मूलम् । विसर्पिगुणचैतन्योऽणुर्जीवांशो हरेः स्मृतः ।**
**जडे चिदानन्दयोस्तु चिसानन्दस्य सर्वशः ॥ १० ॥**

तिरोधानं हरीच्छातो निबन्धादिषु वर्णितम् ।
आविर्भावे तु सर्वं हि ब्रह्मैवेति न संशयः ॥ ११ ॥

શબ્દાર્થ—પસરી જાય તેવું ચૈતન્ય જેનો ગુણ છે એવો જીવ અણુ છે અને તે હરિનો અંશ છે એમ ગીતાજીમાં કહેલ છે. ભગવાનની ઇચ્છાથી જડમાં ચિત્ તથા આનંદ એ બેધર્મોનો તિરોભાવ છે અને જીવમાં એકઆનંદનો તિરોભાવ છે તે નિબંધાદિકમાં વર્ણવેલ છે અને જીવમાં આનંદાંશનો તથા જડમાં ચિદંશ અને આનંદાંશનો આવિર્ભાવ થાય ત્યારે સર્વત્ર સત્, ચિત્ અને આનંદરૂપ ધર્મ પ્રકટ થાય છે કેમકે સર્વ બ્રહ્મજ છે તેમાં સંશય નથી.

ટીકા—જીવમાં ચૈતન્યરૂપ ગુણ છે તે પસરીજાય તેવો છે તેથી શરીરમાં જીવ એકસ્થલે રહેલ હોય તોપણ તેનામાં ચૈતન્યરૂપ ગુણ છે તે આખા શરીરમાં પસરીજાય તેવો છે. તેથી એકસ્થળે જીવ રહેલ હોય તોપણ આખા શરીરમાં તેનું ચૈતન્ય પ્રાપ્ત થાય છે. મણિ એકસ્થળમાં રહ્યો હોય તેની કાંતિ જેમ ઘણાસ્થળમાં પસરીને રહે છે તેવી રીતે જીવ એકસ્થળમાં રહ્યો હોય છે તોપણ તેનું ચૈતન્ય આખા શરીરમાં પસરીને રહે છે તેબાબત વ્યાસસૂત્રમાં કહેલ છે કે:—

गुणाद्वाऽऽलोकवत् ।

અર્થ—સૂર્યાદિક એકસ્થલમાં રહેલ હોય છે તો પણ તેનો પ્રકાશ સર્વત્ર પસરીજાય છે અને દીવો ઘરના એકભાગમાં રહેલો હોય છે છતાં તેનો પ્રકાશ આખાઘરમાં પસરીજાય છે તેવી રીતેં જીવ એકસ્થલમાં રહ્યો છે છતાં તેમાં ચૈતન્યરૂપ ગુણ રહેલો છે તે આખાશરીરમાં પસરી (ફેલાઈ) જાય છે; તેમ વળી બીજા સૂત્રમાં કહેલ છે કે:—

व्यतिरेको गन्धवत् ।

અર્થ—પોતાથી અધિકદેશમાં રહેનાર ચૈતન્ય ગુણ જીવમાં રહ્યો છે. જેમ ચંપક, કસ્તુરીવિગેરેમાં ગંધગુણ રહેલો છે તે જેમ ચંપકાદિક રહેલ હોય તેના કરતાં અધિકદેશમાં રહેલ પ્રાપ્ત થાય છે. તેવી રીતેં જીવમાં રહેલ ચૈતન્યગુણ સર્વશરીરમાં પ્રાપ્ત થાય છે. એ ચંપકાદિકમાંથી તેનાં સૂક્ષ્મ અવયવો નીકળે છે (જે આપણા જોવામાં આવતાં નથી) તે આપણી નાસિકાસુધી પ્રાપ્ત થાય છે તેથી ચંપકાદિક દૂર હોય છે છતાં આપણને તેનો ગંધ પ્રાપ્ત થાય છે એમ માનશું તો તે ચંપકપુષ્પાદિક ન્યૂન થતાં જશે તેમ થતાં ક્રમે કરીને તેનો નાશ થશે. તેગંધ-લેનારનાં અદૃષ્ટ હજી ગંધ ભોગવવાનાં છે તેના બળથી ચંપકપુષ્પવિગેરેમાં બીજાં અવયવો પૂરાય છે એમ માનશું તો બહુ ગૌરવ થશે. તેમ જેની ઉગ્ર ગંધ છે એવાં લશુન કે હિંગ વિગેરેનો સ્પર્શ આપણા હાથને થયો હોય તે હાથ વારંવાર ધોયા છતાં તેમાંથી ગંધ જતો નથી તે તેવાં સૂક્ષ્મ અવયવ હોય તો તે તો એક વખત ધોવામાત્રથી નષ્ટ થવાં જોઇએં તેમ એકડાબલાની અંદર અનેક ચામડામાં

બાંધીને કસ્તુરી રાખીયે છીયેં તેનો ગંધ પણ પ્રાપ્ત થાય છે ત્યાં તેમાંથી અવયવો નીકળીને આપણી નાસિકાસુધી આવવાનો સંભવજ કયાં છે? માટે તેનાં અવયવો નીકળીને આપણી પાસે આવે છે તેથી સુગંધ આવે છે એમ કહેવું સંભવતું નથી.

શંકા—ગંધ ગુણ છે તેનો આશ્રય ચંપકાદિક છે તેને છોડીને ગંધ રહેતોજ નથી; ગુણ અને ગુણી સાથે જ રહે છે માટે ચંપકાદિકને છોડીને કેવળ ગંધ રહેતો જ નથી કેમકે ગંધ, રસ વિગેરે ગુણો છે તે ગુણિને છોડીને રહી શકતાજ નથી.

ઉત્તર—સંબંધ બેની અપેક્ષા રાખે છે. એકનો સંબંધ થતો નથી બે હોય ત્યારેંજ સંબંધ થાય છે છતાં ન્યાયશાસ્ત્રમાં સંબંધિવગર સમવાયસંબંધ રહે છે એમ સ્વીકાર્યું છે; કેમકે સમવાય એકજ છે. રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ વિગેરેનો સમવાય એકજ છે; તેથી વાયુમાં પણ રૂપનો સમવાય રહ્યો છે એમ ન્યાયમુક્તાવલીમાં સ્વીકાર્યું છે ત્યાં જેમ પોતાના આશ્રયરૂપ રૂપાદિકને છોડીને તેનો સમવાય રહે છે તેમ અહિં પણ પોતાના આશ્રયરૂપચંપકાદિકને છોડીને તેનો ગંધ દૂરદેશમાં આવે છે એમ સ્વીકારવામાં કાંઈ બાધ નથી.

શંકા—પોતાના આશ્રયને છોડીને ગંધ રહે છે એમ માનશો ત્યારેં રૂપ અને રસ વિગેરે પણ પોતાના આશ્રયને છોડીને રહે છે એમ માનવું જોશે. અને જ્યારેં તેમ માન્યું ત્યારેં જેમ ગંધ પ્રાપ્ત થાય છે તેમ રૂપ, રસ અને સ્પર્શ પણ પ્રાપ્ત થવા જોઇએં તે તો પ્રાપ્ત થતા નથી. આશ્રયને છોડીને રૂપ, રસ કે સ્પર્શ રહેતા નથી તેથી તે દૂરમાં પ્રાપ્ત થતા નથી એમ કહેશો તો ગુણના આશ્રયરૂપ તમ મ દ્રવ્ય છે તે ગુણવગર રહેતાંજ નથી અને ગુણ દ્રવ્યવગર રેહેતો નથી કેમકે તે બન્નેને નિત્ય સંબંધ છે (ફક્ત દ્રવ્યની ઉત્પત્તિના ક્ષણમાં ગુણવગર દ્રવ્ય રહે છે તેશિવાય રહેતું નથી) છતાં દ્રવ્યને છોડીને ગંધ રહે છે એમ તમે માનશો ત્યારેં રસાદિક પણ દ્રવ્યને છોડીને રહે એમ માનવું જોશે; કેમકે ગંધ તથા રસાદિકમાં ગુણપણું સમાન છે અને ચંપકાદિક તથા શર્કરાદિકમાં દ્રવ્યપણું સમાન છે; તેથી ચંપકાદિકનાં અવયવોવગર ગંધ પ્રાપ્ત થાય છે એમ માનશો તો શર્કરાદિકવગર રસાદિકની પ્રાપ્તિ પણ સ્વીકારવી પડશે; માટે ચંપકાદિકનો ગંધ આવે છે ત્યાં તેના સૂક્ષ્મ અવયવો આવે છે એમ માનવુંજ જોઇએં.

ઉત્તર—ત્યારેં સમવાયસંબંધ એક છે અને તે નિત્ય છે એમ ન્યાયશાસ્ત્રમાં માનેલું છે તે સમવાય પણ પોતાના સંબંધવાળાને છોડીને રહેતો નથી એમ માનવામાટે સંયોગાદિક સંબંધનો દાખલો લઇને જેમ બે પદાર્થ હોય ત્યારેંજ સંયોગસંબંધ થાય તેમ બે પદાર્થ હોય ત્યારેંજ સમવાયસંબંધ થાય કેમકે સંબંધવાળાં દ્રવ્યાદિકમાં દ્રવ્યાદિકપણું સમાન છે અને સંયોગ અને સમવાયાદિકમાં સંબંધપણું સમાન છે એ તર્ક આવશે; તેમાં સમવાયસંબંધ નિત્ય છે એમ માનેલું છે તેથી ઘટ નષ્ટ થઇ ગયો હોય તોપણ (સમવાયની નિત્યતા જાળવવા માટે) સૂક્ષ્મ ઘટ રહ્યો છે એમ માનવું જોશે. સંયોગસંબંધ ઉત્પન્ન થાય છે તેવી

રીતે ઉત્પન્નથનાર સંબંધ હોય ત્યાંજ સંબંધવાળા બન્ને પદાર્થની અપેક્ષા રહે પણ સમવાયસંબંધ ઉત્પન્નથનાર નથીકેમકે તે નિત્ય છે માટે તે પોતાના સંબંધીને છોડીને રહે ખરો એમ કહેશો. તો ગંધશિવાય બીજા ગુણો પોતાના આશ્રયરૂપદ્રવ્યને છોડીને રહેતા નથી પણ ગંધ તો પોતાના આશ્રયને છોડીને પણ રહે ખરો એમ માનવામાં શું હરકત છે? માટે ગંધ પોતાના આશ્રયરૂપપુષ્પાદિકને છોડીને દૂરદેશમાં જાય છે એમ માનવુંજ જોઇએ. તેમ ચંપકાદિક કે લશુનાદિકના સૂક્ષ્મ અવયવો આવે છે તેથી ગંધ આવે છે એમ કહેશો તો તે ગંધ આવતી વખતે ઉઘાડું મુખ રાખે તો તેના મુખમાં તે અવયવો આવવાથી તેના રસની પણ પ્રાપ્તિ થવી જોઇએ તેમ અપવિત્ર-લશુનાદિકનો ગંધ આવે તો તેના ભક્ષણમાં જે પ્રાયશ્ચિત્ત હોય તે જ પ્રાયશ્ચિત્ત કરવાનું કોઇ પણ ધર્મશાસ્ત્રના ગ્રંથમાં લખવું જોઇએ પણ તેના રસાદિકની પ્રાપ્તિ થતી નથી કેવળ ગંધની જ પ્રાપ્તિ થાય છે અને તેવાંનો ગંધ આવવાથી ભક્ષણ-કરવાબરાબર પ્રાયશ્ચિત્ત લખેલું નથી તેથી પુષ્પ રહેલ છે તેદેશકરતાં તેનાથી દૂર અધિકદેશમાં તેનો ગંધ આવે છે એમ સ્વીકારવું જ જોઇએ તેથી જ શ્રુતિમાં પણ લખેલ છે કે:—

**यथा संपुष्पितस्य वृक्षस्य दूराद्गन्धो**
**वात्येवं पुण्यस्य कर्मणो दूराद्गन्धो वाति ॥**

અર્થ—સારીરીતે જેની અંદર ઉત્તમ પુષ્પ થએલાં છે એવાં વૃક્ષનો જેમ દૂરથી ગંધ આવે છે તેમ પુણ્યરૂપ કર્મનો દૂરથી ગંધ આવે છે. એશ્રુતિમાં દૂરથી ગંધ આવવાનું લખ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે પુણ્યકર્મકરનારપુરૂપની કીર્ત્તિ, પોતે રહેતો હોય તેદેશને છોડીને તેથી દૂર દેશ જાય છે તેમાં દૃષ્ટાંત પુષ્પ-વાળા વૃક્ષનું આપ્યું છે ત્યાં પણ દૂર પદ મૂકેલું છે તેથી પુષ્પ કે તેનાં અવયવો કાંઇપણ ન હોય તેટલા દૂરદેશમાં તેનો ગંધ જાય છે એવો આશ્રુતિનો અભિપ્રાય છે. તેમ વળી ત્રીજું વ્યાસસૂત્ર છે કે:—

**अविरोधश्चन्दनवत् ।**

અર્થ—જેમ ચંદન કપાલાદિકએકભાગમાં રહ્યું હોય છતાં સર્વશરીરમાં શીતળતા કરે છે તેવી રીતે જીવ હૃદયદેશમાં રહ્યાછતાં આખાશરીરમાં ચૈતન્ય પ્રાપ્તકરે છે તેમાં વિરોધ નથી; માટે જીવ અણુ છે અને હૃદયદેશમાં રહ્યો છે તેનું ચૈતન્ય આખાશરીરમાં *વ્યાપ્ત રહે છે. તેબાબત શ્રુતિમાં કહેલ છે કે:—

**एषोऽणुरात्मा चेतसा वेदितव्यः ।**

અર્થ—આ આત્મા અણુ છે તે ચિત્તવડે જાણવાયોગ્ય છે. તેમ શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ કહેલ છે કે:—

* નેત્રાદિક મુખ્ય જ્ઞાનઇંદ્રિયોનો સમૂહ મુખપર છે અને તેમાં જ્ઞાનતંતુઓ વધારે રહેલા છે તેથી જ તે ઉત્તમાંગ કહેવાય છે તેને અને જીવને નિકટ સંબંધ હોવાથી તેદ્વારા જ્ઞાન પ્રાપ્ત થાય છે.

नित्यः सर्वगतस्थाणुरचलोऽयं सनातनः ।

અર્થ—આ જીવ નિત્ય છે, સર્વમાં રહેલબ્રહ્મની સાથે રહેનાર અણુ છે, અચલ છે અને સનાતન છે. એમ કહ્યું છે ત્યાં સર્વગત એવાં બ્રહ્મની સાથે રહેનાર છે એમ કહ્યું છે તેવિષે શ્રુતિ છે કેઃ—

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिपस्वजाते ।

અર્થ—જીવ અને ઇશ્વર બે પક્ષિયો સાથેરહેનાર સખા છે અને સમાનવૃક્ષમાં મળીને રહેલ છે એમ કહ્યું છે, તેથી સર્વગતસ્થ કહેતાં ઇશ્વરની સાથે રહેનાર અને અણુ છે એમ કહ્યું છે, ત્યાંપણ અણુ જ લખેલ છે. જો સ્થાણુ છે એમ કહીએં તો સ્થાણુ કહેતાં સ્થિર એવો અર્થ થાય ત્યારે પછી अचल લખેલ છે તેનો અર્થ પણ સ્થિર થાય છે તેથી પુનરુક્તિ રૂપ દોષ આવે છે. તેમ हृदि ह्येष आत्मा (એ આત્મા હૃદયમાં છે) એમ શ્રુતિમાં લખેલ છે. તેમ બીજી શ્રુતિમાં કહેલ છે કેઃ—

स वाएष आत्मा हृदि योऽयं विज्ञानमयः ।

અર્થ—જે આ વિજ્ઞાનમય છે તે આત્મા નિશ્ચય હૃદયમાં રહેલ છે. ઈત્યાદિકશ્રુતિયોવડે જીવ હૃદયભાગમાં રહેલ છે એમ સિદ્ધ થાય છે તે જીવ અણુ હોય ત્યારેં જ ઘટે છે. જો જીવ વિભુ (વ્યાપક) હોય તો આખા શરીરમાં રહેલ છે એમ શ્રુતિઓમાં કહેત પણ આખા શરીરમાં રહેલ છે એમ નહિં કહેતાં હૃદયદેશમાં રહેલ છે એમ કહેલ છે તેપણ જીવ અણુ છે એમ જ સિદ્ધ કરે છે, અને હૃદયદેશમાં જીવ રહેલ છે એમ કહ્યા પછી તેનું ચૈતન્ય આખા શરીરમાં વ્યાપ્ત છે એમ બતાવવામાટે आलोमभ्य आनखाग्रेभ्यः (રોમસુધી અને નખોના આગળના ભાગસુધી તેનું ચૈતન્ય રહેલું છે) એમ કહેલ છે. જીવનું સ્વરૂપ ચૈતન્યાત્મક જ છે. અને આખા શરીરમાં ચૈતન્ય વ્યાપ્ત છે ત્યારે જીવ અણુ છે એમ કહેવાય નહિં. જેમ ઉષ્ણતા અને પ્રકાશથી અગ્નિ જૂદો નથી તેમ ચૈતન્યથી જીવ જૂદો નથી એમ જે કહે છે તે વિદ્વાનોએં આદરકરવાયોગ્ય નથી; કેમકે प्रज्ञया शरीरं समारुह्य (બુદ્ધિવડે શરીરનું આરોહણ કરીને જીવ રહેલ છે) એમ શ્રુતિમાં કહેલ છે ત્યાં શરીરમાં આવવામાં બુદ્ધિ કારણરૂપ છે એમ કહ્યું છે તે જીવ શરીરમાં વ્યાપ્ત નહિં પણ જૂદો હોય તે બુદ્ધિવડે તેમાં પેસે ત્યારેં જ ઘટે. તે જ હકિકત શ્રીભાગવત ચતુર્થસ્કંધમાં પુરંજનના આખ્યાનમાં પ્રસિદ્ધ છે કે પુરંજને (જીવે) સ્ત્રી (બુદ્ધિ) સાથે ઠરાવ કરીને નવદરવાજાવાળા પુર (શરીર) માં પ્રવેશ કર્યો છે. અને તે દરબારગઢ (હૃદય) માં રહેલ છે. તે જીવ અણુ હોય ત્યારે જ સંભવે છે, તેમ અગ્નિનું દૃષ્ટાંત આપ્યું તેમાં ઉષ્ણતા અને પ્રકાશથી અગ્નિ જૂદો નથી એમ પણ કહી શકાતું નથી; કેમકે મણિ, મંત્ર અથવા ઔષધિવડે અગ્નિમાં રહેલી ઉષ્ણતાનો પ્રતિબંધ થાય છે તોપણ અગ્નિ તો જોવામાં આવે છે. તેમ ઉષ્ણતા કે શીતતા એ સ્પર્શનો ધર્મ છે અને સ્પર્શ ગુણ છે તેને અગ્નિ કહેશો તો નવદ્રવ્યમાં અગ્નિ ગણેલ છે તેને બાધ આવશે. તેમ પ્રકાશ છે તે અગ્નિ છે એમ કહેશો તો

તપાવેલજલમાં પ્રકાશ બીલકુલ નથી અને અગ્નિ છે; માટે ઉષ્ણતા તથા પ્રકાશથી અગ્નિ જૂદો છે અને ઉષ્ણતા તથા પ્રકાશ અગ્નિનો ધર્મ છે એમ માનવું જ જોઇએ. તેવી રીતે ચૈતન્યથી જીવ જૂદો છે અને ચૈતન્ય તેનો ગુણ (ધર્મ) છે એમ સમજવું. વ્યાસસૂત્રમાં કહેલ છે કેઃ—

**अंशो नानाव्यपदेशात् ।**

અર્થ—જીવ બ્રહ્મનો અંશ છે કેમકે નાનાપ્રકારે વ્યપદેશ છે એટલે ક્યાંય બ્રહ્મપણાંથી ક્યાંય અજ્ઞપણાંથી, ક્યાંય ઈશ્વરના હુકમને તાબે રહેવાપણાંથી, ક્યાંય અણુપણાથી અને ક્યાંય વ્યાપકપણાંથી જીવનું નિરૂપણ છે તે એકનું જ વિરૂદ્ધ ધર્મના આશ્રયપણું બ્રહ્મશિવાય સંભવે નહિં; માટે જીવ બ્રહ્મનો અંશ છે. તે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ કહેલ છે કેઃ—

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**

અર્થ—જીવલોકમાં મ્હારો જ અંશ જીવ થઇને સનાતન રહેલો છે. એવું વાક્ય છે તેથી જીવ ભગવાનનો અંશ છે. સર્વ બ્રહ્માત્મક છે ત્યારે જડ, જીવ અને અંતર્યામી એમ ત્રણ પ્રકાર કેમ થયા? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે જડમાં ચિત્ તથા આનંદનો તિરોભાવ છે અને જીવમાં કેવલ આનંદનો તિરોભાવ છે તેથી જડ તથા જીવનો ભેદ જણાય છે અને અંતર્યામિમાં સત્, ચિત્ અને આનંદ એ ત્રણે ધર્મો રહેલા છે તેથી જડ તથા જીવના કરતાં તેનો ભેદ જણાય છે બાકી સર્વ બ્રહ્માત્મક છે તેબાબત નિબંધમાં શ્રીઆચાર્યજીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે:—

**सच्चिदानन्दरूपेषु पूर्वयोरन्यलीनता ।**
**अतएव निराकारौ पूर्वावानन्दलोपतः ॥**

અર્થ—સત્, ચિત્ અને આનંદ એ ત્રણ બ્રહ્મના ધર્મો છે તેમાં સત્‌માં ચિત્ તથા આનંદ લીન છે તેથી તે જડ એવી રીતે વ્યવહારમાં આવે છે અને ચિત્‌માં આનંદ લીન છે તેથી તે જીવ એવી રીતે વ્યવહારમાં આવે છે. જડ તથા જીવમાં આનંદનો લોપ થવાથી તે નિરાકાર છે કેમકે બ્રહ્મવાદમાં આકારનો સમર્પક આનંદજ છે તે જડતથા જીવમાં નહિં હોવાથી તે નિરાકાર છે. એમ નિબંધમાં કહેલ છે. (૧૦) તેવી રીતે જડમાં ચિત્ તથા આનંદનો તિરોભાવ અને ચિત્‌માં આનંદકેવળનો તિરોભાવ થયો છે તે एकोऽहं बहु स्यां (હું એક છું તે ઘણા રૂપે થાઉં) એમ શ્રુતિમાં લખેલ છે તે ભગવાનની ઇચ્છાથી થયેલ છે. એવી રીતે ભગવાનની ઇચ્છાથી જડ, જીવ અને અંતર્યામી જૂદા જૂદા થયા ત્યારેં ભેદ થયો એવી શંકા થાય ત્યાં કહે છે કે જડમાં ચિત્ તથા આનંદનો આવિર્ભાવ થાય અને જીવમાં આનંદનો આવિર્ભાવ થાય ત્યારેં સત્, ચિત્ અને આનંદ એમ ત્રણે ધર્મવાળું સર્વ થવાથી સર્વ બ્રહ્મજ છે તેમાં સંશય નથી. (૧૧)

જડ, જીવ અને અંતર્યામી એમ ત્રણભેદવાળું બ્રહ્મ થવામાં શું પ્રયોજન હશે? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે.

मूलम् । रमणार्थमिदं सर्वं ब्रह्मैव स्वेच्छयाऽभवत् ।
यथा सर्पः स्वेच्छया हि कुण्डलाकारतां गतः ॥ १२ ॥
न विकारी तथा ब्रह्म व्यासैः सूत्रे निरूपितम् ।
सुवर्णस्याविकारित्वं कामधेनोर्मणेरपि ॥ १३ ॥

શબ્દાર્થ—બ્રહ્મજ પોતાની ઇચ્છાવડે રમણમાટે આ સર્વ જગત્ થયેલ છે. જેમ સર્પ, પોતાની ઇચ્છાવડે કુંડલના આકારે ગૂંચળું વળીને રહેલ છે તે વિકારવાળો થતો નથી તેમ બ્રહ્મ પણ જગદ્રૂપ થાય છે છતાં વિકારવાળું થતું નથી એમ વ્યાસજીયેં સૂત્રમાં નિરૂપણ કર્યું છે. સુવર્ણમાંથી કડાં, કુંડળ વિગેરે થાય છે છતાં સુવર્ણને જેમ અવિકારિપણું છે અને કામધેનુ તથા ચિંતામણિમાંથી સર્વ પદાર્થ થાય છે છતાં કામધેનુ તથા ચિંતામણિવિગેરેને જેમ અવિકારિપણું છે તેમ બ્રહ્મને પણ અવિકારિપણું છે.

ટીકા—બૃહદારણ્યક ઉપનિષદમાં કહેલ છે કેઃ—

एकाकी न रमते सद्वितीयमैच्छन् स हैतावानास ।

અર્થ—ભગવાનને રમણ કરવાની ઈચ્છા થઈ ત્યારેં તે એકલા રમતા નથી તેસારુ બીજાસહિત રહેવાની ઈચ્છા કરી ત્યારે આટલા જગદ્રૂપ તે થયા છે. તેમ બીજી શ્રુતિમાં કહેલ છે કેઃ—

तदात्मानं स्वयमकुरुत ।

અર્થ—પોતેં પોતાના આત્માને આ જગદ્રૂપ કરેલ છે. ઇત્યાદક શ્રુતિયોથી બ્રહ્મજ આ જગદ્રૂપ થયેલ છે એમ સિદ્ધ છે. બ્રહ્મજ જગદ્રૂપ થાય ત્યારેં તેને વિકારિપણું પ્રાપ્ત થાય એવી શંકા થાય ત્યાં કહે છે કે જેમ સર્પ પોતાની ઇચ્છાવડે ગૂંચળું વળી કુંડલને આકારે થાય છે તેમાં તેને વિકારિપણું નથી; કેમકે પાછો સરલ પોતાના સ્વરૂપમાં થઇ શકે છે તેવી રીતેં બ્રહ્મ જગદ્રૂપ થાય છે તેમાં તેને વિકારિપણું નથી કેમકે પાછું બ્રહ્મરૂપ થઇશકે છે. વિકૃત પરિણામ અને અવિકૃત પરિણામ એમ બેપ્રકારના વાદ છે તેમાં દૂધમાંથી દહિં થાય છે તે વિકૃત પરિણામ કહેવાય છે કેમકે દૂધનો વિકાર થઇને દહિં થયું તેમાંથી પાછું દૂધ થઇશકતું નથી; માટે દૂધનો વિકાર થઇને દહિં થયું છે એમ કહેવાય છે અને સુવર્ણમાંથી કડાં તથા કુંડલવિગેરે થાય છે તે અવિકૃત પરિણામ કહેવાય છે કેમકે સુવર્ણનો વિકાર થયાવગરજ કડાં તથા કુંડલવિગેરેના રૂપથી સુવર્ણ પરિણામને પામે છે તેમાંથી પાછું સુવર્ણ થઈશકે છે. તેવી રીતે બ્રહ્મમાંથી જગત્ થાય છે એટલે જગતના રૂપથી બ્રહ્મ પરિણામને પામે છે તે અવિકૃત પરિણામ છે કેમકે જગત્ પાછું બ્રહ્મરૂપ થઇશકે છે. તેસારુ વ્યાસસૂત્રમાં કહેલ છે કેઃ—

**उभयव्यपदेशात्त्वहिकुण्डलवत् ।**

અર્થ—પરસ્પર વિરુદ્ધ એવા બન્ને ધર્મ શ્રુતિમાં કહેલ છે, જેમ સરલઆકારવાળો અને કુંડલના આકારવાળો સર્પ કહેવાય છે તેમાં કુંડલના આકારથી સરલ આકાર વિરુદ્ધ છે અને સરલ આકારથી કુંડલાકાર વિરુદ્ધ છે તે બન્ને આકારવાળો એકજ સર્પ છે તેવી રીતેં ક્યાંય નિર્ગુણપણાથી વર્ણન છે, ક્યાંય અનંત ગુણપણાંથી વર્ણન છે, ક્યાંય પરિણામપણાંથી વર્ણન છે અને ક્યાંય અવિકારિપણાંથી વર્ણન છે. એમ પરસ્પર વિરુદ્ધ ધર્મોથી જેનું વર્ણન થાય છે તે બ્રહ્મ એકજ છે; અર્થાત્ સર્વઆકારવાળું બ્રહ્મ એકજ છે તે અવિકારિ છે. તેમજ કૃષ્ણયજુર્વેદના શ્વેતાશ્વતરઉપનિષદમાં કહેલ છે કે:—

**साक्षी चेता केवलो निर्गुणश्च ।**

અર્થ—તે ભગવાન્ સર્વના સાક્ષી, સર્વને ચેતનઆપનાર, પોતેં ચેતનરૂપ, કેવળ અને નિર્ગુણ છે. એમ કહ્યું છે તેમાં નિર્ગુણપણું અને સાક્ષિપણું બન્ને વિરુદ્ધધર્મ એકમાં જ કહેલ છે. તેમ તે પછી કહેલ છે કે:—

**एको वशी निष्क्रियाणां बहूनामेकं बीजं बहुधा यः करोति ।**

અર્થ—પોતેં એક, ક્રિયાવગરનાઘણાઓને વશમાં રાખનાર જે, ક્રિયાવગરના ઘણાઓના એક બીજને ઘણેપ્રકારે કરે છે. એમ કહેલ છે તેમાં પણ ઘણાઓને પોતાના વશમાં રાખવારૂપ અને બીજકરવારૂપ ધર્મો તેનાજ વર્ણવેલા છે. ત્યારપછી अरूपमनामयं (રૂપવગરનું અને દોષરહિત) એવું સ્વરૂપ છે એમ કહિને सर्वाननशिरोग्रीवः (સર્વ મુખ, મસ્તક અને ગ્રીવાવાળા છે) એમ કહ્યું છે તેમાં પણ સાકાર અને નિરાકાર બન્ને એકજ છે એમ વર્ણવેલ છે. તેમ यदेकमव्यक्तमनन्तरूपम् (જે એક જણાય નહિં તેવું અનંતરૂપવાળું છે) એમ કહિને કહેલ છે કે:—

**विश्वतश्चक्षुरुत विश्वतोमुखो विश्वतोबाहुरुत विश्वतस्पात् ।**

અર્થ—ચોતરફ નેત્રવાળા, ચોતરફ મુખવાળા, ચોતરફ હસ્તવાળા અને ચોતરફ પગવાળા છે. એમ કહ્યું છે. ત્યાં પણ ધર્મનું જ નિરૂપણ કરેલું છે. તેમ બૃહદારણ્યકઉપનિષદમાં तदात्मानं स्वयमकुरुत यद्वैतत्सुकृतम् (પોતેં પોતાના આત્માને આ જગદ્રૂપ કરેલ છે એટલું તેમનું સુકૃત છે. અર્થાત્ પોતેં રમણ કરી જીવોને પોતાના આનંદનો અનુભવ કરાવે છે એ કાર્ય સુકૃતરૂપ છે.) એમ કહેલું છે. તેમ આગળ પણ કહેલ છે કે:—

**अविनाशी वाअरे अयमात्माऽनुच्छित्तिधर्मा ।**

અર્થ—અરે! આ આત્મા અવિનાશી અને જેના ધર્મોનો ઉચ્છેદ થતો નથી એવા છે. એમ કહેલ છે. એવી રીતેં વિરૂદ્ધધર્મોના આશ્રયપણાથી ત્રણેપ્રકારે નિરૂપણ કરેલ છે. ત્યારેં એક અનેકપ્રકારે કેમ થાય? એવી શંકાની નિવૃત્તિમાટે अहिकुंडलનું દૃષ્ટાંત આપેલ છે; એટલેં જેમ સર્પ સરલ અને કુંડલાકાર થાય

છે. તેવી રીતેં બ્રહ્મ સર્વાકાર થાય છે. સર્પ સરલ હોય છે તેમાંથી ગૂંચળુંવળી કુંડલાકાર થાય છે તેમાં કોઇ જાતનો સર્પમાં વિકાર થતો નથી તેવી રીતેં બ્રહ્મ સર્વાકાર થાય છે તેમાં કોઈ જાતનો બ્રહ્મમાં વિકાર થતો નથી; તેથી જ છાંદોગ્ય ઉપનિષદ્ના છઠ્ઠા પ્રપાઠકના પ્રથમખંડમાં જ ઉદ્દાલકે પોતાનાપુત્ર શ્વેતકેતુને કહેલ છે કેઃ—

यथा सोम्यैकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातं
स्याद्वाचारंभणं विकारो नामधेयं लोहमित्येव सत्यम् ।

અર્થ–હે સોમ્ય! એકસુવર્ણપિંડવડે જેમ સર્વ સુવર્ણમય જણાય છે; તેમાં કડાં અને કુંડલવિગેરે વિકાર અને નામ છે તે વાણીથી કહેવામાત્ર છે બાકી તેવા પ્રકારનું સુવર્ણ જ છે માટે તે સત્ય છે. એમ કહેલ છે ત્યાં વિકાર વાણીથી જ કહેવાય છે અર્થાત્ વિકાર નથી પણ સુવર્ણ જ છે એમ કહેલ છે તેથી સુવર્ણમાંથી કડાં, કુંડલ અને મુકુટ વિગેરે પદાર્થો થાય છે તે સુવર્ણ જ છે તેવી રીતેં બ્રહ્મમાંથી આ જગત્ થયું છે તે બ્રહ્મ છે. જેમ ધાતુમાંથી થયેલ પદાર્થો વિકારવગરના છે તેવી રીતેં બ્રહ્મમાંથી થયેલ આ જગત્ વિકારવગરનું છે એમ ભાષ્યમાં સિદ્ધ કરેલું છે. સુવર્ણને અનેક આકારપણું છે છતાં સુવર્ણનો અન્યથાભાવ થતો નથી તેવી રીતેં બ્રહ્મમાંથી આ જગદ્રૂપ અનેકઆકાર થયા છે છતાં બ્રહ્મનો અન્યથાભાવ થયો નથી. શ્રીસુબોધિનીજીમાં जन्माद्यस्य यतः એશ્લોકના વ્યાખ્યાનમાં કહેલું છે કે કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણિથી પદાર્થો થયેલા જોવામાં આવે છે છતાં કામધેનુ, કલ્પવૃક્ષ કે ચિંતામણિને વિકૃતપણું નથી તેવી રીતેં બ્રહ્મમાંથી જગત્ થાય છે છતાં બ્રહ્મને વિકૃતપણું નથી. (૧૩)

જગતમાં ઘટ તથા પટ વિગેરેની ઉત્પત્તિ તથા નાશ થાય છે એમ જોવામાં આવે છે તેથી અનિત્યપણું છે માટે કાર્યને ભગવદ્રૂપપણું કેમ? એવી શંકા થાય તેની નિવૃત્તિમાટે કહે છે.

मूलम् । आविर्भावतिरोभावौ पदार्थानां यतस्ततः ।
नानित्यता तु विज्ञेया शास्त्रविद्भिर्विचक्षणैः ॥ १४ ॥

શબ્દાર્થ–જેકારણમાટે પદાર્થોનો અવિર્ભાવ અને તિરોભાવ થાય છે તેકારણથી શાસ્ત્રને જાણનારા વિચક્ષણોએં પદાર્થોની અનિત્યતા તો નહીં જાણવી.

ટીકા–ઘટ અને પટવગેરે સર્વાકાર સ્વરૂપવડે અવિર્ભાવ થવાની જે ભગવાનની ઈચ્છા તેવડે આવિર્ભૂત પદાર્થ થાય છે તેબાબત નિબંધમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજીયેં આજ્ઞા કરી છે કેઃ—

मृदादि भगवद्रूपं घटाद्याकारसंयुतम् ।
मूलेच्छातस्तथा तस्मिन्प्रादुर्भावो हरेस्तदा ॥

અર્થ–મૃત્તિકામાં ઘટાદિક જેટલા પદાર્થો થવાના છે તેટલા સર્વ પદાર્થો કારણપણાથી મૃત્તિકામાં રહેલાજ છે એમ સ્વીકારવું જોઇએં. જો મૃત્તિકામાં તે

પદાર્થો રહેલા ન હોય તો તેમાંથી તેપદાર્થોનો પ્રાદુર્ભાવ થવો ઘટે નહિં; માટે મૃત્તિકાવિગેરેમાંથી તે તે પદાર્થો થાય છે તેનામાં પ્રાદુર્ભાવ થવાનું સામર્થ્ય ભગવાન-પણાંથી ઘટે છે. માટે મૃત્તિકાવિગેરે ભગવદ્રૂપ છે તે ઘટાદિક આકારવડે સંયુક્ત છે તેમાં ભગવાનની મૂલેચ્છાથી તેવી રીતેં ભગવાનનો પ્રાદુર્ભાવ ત્યારેં થાય છે; એટલે મૃત્તિકાવિગેરે કારણ છે તે ભગવદ્રૂપ છે તેમાં ઘટ વિગેરે કાર્ય ભગવદ્રૂપ છે તે રહે છે. તે एकोऽहं बहुस्याम् (હું એક છું તે અનેકરૂપ થાઊં) એમ શ્રુતિમાં અનેકરૂપેં થવાની જે ઇચ્છા થઈ છે તેઇચ્છાવડે મૃત્તિકાવિગેરેમાંથી ઘટાદિરૂપ થાય છે; તેબાબત વિષ્ણુપુરાણના પ્રથમ અંશમાં કહેલ છે કેઃ-

तदेतदक्षयं नित्यं जगन्मुनिवराखिलम् ।
आविर्भावतिरोभावजन्मनाशविकल्पवत् ॥

અર્થ-હે મુનિવર ! આ સમગ્ર જગત્ અક્ષય અને નિત્ય છે. તે આ-વિર્ભાવ અને તિરોભાવરૂપી જે જન્મ અને નાશના વિકલ્પ તે વાળું છે. ખરી રીતેં તો જગત્ નિત્ય છે પણ આવિર્ભાવ અને તિરોભાવ તેજ જન્મનાશના વિકલ્પ છે તે-વાલું છે; એટલેં જગતનો આવિર્ભાવ અને તિરોભાવ થાય છે તેજ જન્મનાશના વિકલ્પ છે તેવાળું આ જગત્ છે. તેબાબત વળી કહેલ છે કેઃ—

आविर्भावतिरोभावौ शक्ती वै मुरवैरिणः ।

અર્થ-આવિર્ભાવ અને તિરોભાવ એ ભગવાનની શક્તિ છે-ભગવાનની શક્તિપણું હોવાથીજ દેહાદિભાવ થયેલ છે. વળી કહેલ છે કેઃ—

पराऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥

અર્થ-જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિરૂપ નાના પ્રકારની સ્વાભાવિક શક્તિ છે. એ રીતેં કહેલ છે તેથી ભગવાનની અનંત શક્તિ છે; તેમાં આવિર્ભાવ અને તિરોભાવ પણ ભગવાનની શક્તિ છે. (૧૪)

मूलम् । तिरोभावे तु कार्यं हि वर्त्तते कारणात्मना ।
आविर्भावे तु कार्यं हि यथा मृदि घटादयः ॥ १५ ॥

શબ્દાર્થ-તિરોભાવમાં કાર્ય કારણરૂપેં રહે છે. અને આવિર્ભાવમાં કાર્યરૂપે રહે છે. જેમ ઘટાદિકનો તિરોભાવ હોય ત્યારેં મૃત્તિકામાં ઘટાદિક રહે છે અને આવિર્ભાવમાં ઘટાદિક કાર્ય જેમ દેખાય છે તેવી રીતેં સૃષ્ટિની આદિમાં તથા અંતમાં (પ્રલય હોય ત્યારેં) આ જગદ્રૂપ કાર્ય બ્રહ્મરૂપ થઇને રહે છે એ કાર્યનો તિરોભાવ સમજવો. અને સૃષ્ટિ થયા પછી આ જગત્ દેખાય છે તે કાર્યનો આવિર્ભાવ સમજવો. એટલેં કારણની અંદર રહેલ કાર્યને બહાર પ્રકટકરનાર એવી નિમિત્ત-કારણ તથા ઉપાદાનકારણમાં જે શક્તિ રહેલ છે, તે આવિર્ભાવશક્તિ કહેવાય છે અને કાર્યને કારણમાં લીનકરનાર જે શક્તિ છે તે તિરોભાવશક્તિ કહેવાય છે. અહિં એવી રીતેં સમજવું કે તંતુ, (સૂત્ર) તુરી (સૂત્રની કોકડી જેની અંદર રાખી

વસ્ત્ર વણતી વખત આડી અવળી ચલાવવામાં આવે છે તે) વેમા (વસ્ત્રને સરખું કરવામાટે રુંછડાંવાળું ઉપર ફેરવાય છે તે) ઇત્યાદિકથી વસ્ત્રની ઉત્પત્તિ થાય છે અને મૃત્તિકા, દંડ તથા ચાકડા વિગેરેથી ઘડાની ઉત્પત્તિ થાય છે તેથી તંતુ, તુરી અને વેમાદિકમાં વસ્ત્ર ઉત્પન્નકરવાની શક્તિ અને મૃત્તિકા, દંડ તથા ચાકડા વિગેરેમાં ઘડો ઉત્પન્નકરવાની શક્તિ છે એમ નિશ્ચય થાય છે. તે શક્તિ નથી પણ સ્વભાવ છે અથવા તેનું સ્વરૂપ છે એમ કહી શકાતું નથી; કેમકે સ્વભાવ અથવા સ્વરૂપ હોય તો સડી જીર્ણ થઇગયેલા તંતુવિગેરેથી વસ્ત્રની ઉત્પત્તિ અને શેકેલા બીજથી અંકુરની ઉત્પત્તિ થવી જોઇએ કારણ કે સ્વભાવ મટતો નથી તેમ સ્વરૂપ હોય તો જતું રહેતું નથી. તેમ દાહ કરવો તે અગ્નિનો સ્વભાવ કે સ્વરૂપ હોય તો પ્રતિબંધકરનાર મણિ હોય તો પણ અગ્નિથી ખડવિગેરે દગ્ધ થવું જોઇએ. તે થતું નથી માટે જીર્ણથયેલ તંતુવિગેરેમાં કાલેંકરીને, શેકેલા બીજમાં શેકવાથી અને અગ્નિમાં પ્રતિબંધકમણિથી જેનો પ્રતિબંધ થાય છે એવી શક્તિ, સ્વભાવ અને સ્વરૂપથી જૂદીજ છે એમ સ્વીકારવું જોઇએ. અહિં શંકા થાય કે જીર્ણ ન હોય તેવાં તંતુઓથી વસ્ત્ર થાય છે અને બીજ શેકેલું ન હોય તેનાથી અંકુર થાય છે માટે વસ્ત્રનું કારણપણું નવાં તંતુઓને છે અને અંકુરનું કારણપણું વગરશેકેલાં બીજને છે તેથી જૂદી શક્તિ માનવામાં ગૌરવ થાય છે માટે શક્તિ નહિં માનતાં નવાં તંતુઓ પટનું કારણ છે અને વગરશેકેલ બીજ અંકુરનું કારણ છે એમજ માનવું તે યોગ્ય છે. તેમજ દાહનો પ્રતિબંધકરનાર મણિ ન હોય ત્યારેંજ અગ્નિદાહ કરે છે એમ માનવું જોઇએ એવી શંકા થાય ત્યાં કહે છે કે દાવાનલથી બળેલ નેતરના બીજમાંથી કેળનાં કુડસવાં ઉત્પન્ન થાય છે એમ વ્યાસસૂત્રના શ્રી શંકરાચાર્યજીકૃતભાષ્યની ભામતી નામની ટીકામાં લખેલું છે; માટે શેકાવાથી કોઇ શક્તિ નષ્ટ થાય છે તો બીજી શક્તિ તેની અંદર આવે છે એમ માનવું જોઇએ. તેમજ અગ્નિપાસે પ્રતિબંધક મણિ હોય છતાં ઉત્તેજક મણિ આવે તો દાહ થાય છે માટે પ્રતિબંધક મણિ આવે ત્યારેં જતી રહે અને ઉત્તેજક મણિ આવે ત્યારે પાછી આવે એવી દાહકશક્તિ અગ્નિમાં રહી છે એમ માનવુંજ જોઇએ. ઉત્તેજક મણિ ન હોય ત્યારેં પ્રતિબંધક મણિ પણ ન હોય અને પ્રતિબંધક મણિ હોય ત્યારેં પાસે ઉત્તેજક મણિ પણ હોય એવો અગ્નિ દાહનું કારણ છે એમ માનવામાં ગૌરવ થાય છે; કેમકે મંત્ર તથા ઔષધાદિકથી પણ દાહનો પ્રતિબંધ થાય છે તેમજ દાહનું ઉત્તેજનકરનાર પણ મણિ, મંત્ર અને ઔષધિ વગેરે અનેક હોય છે તેમાં કોનો અભાવ અને કોનો સદ્ભાવ માનવો. જો તમામ પ્રતિબંધકનો સદ્ભાવ હોય તો તમામ ઉત્તેજકનો સદ્ભાવ જોઇએ. અને તમામ ઉત્તેજકનો અભાવ હોય તો તમામ પ્રતિબંધકનો પણ અભાવ જોઈએ. એવા અભાવવાળો કે સદ્ભાવવાળો અગ્નિજ દાહ કરી શકે છે એમ માનશો તો એક પ્રતિબંધક અને એક ઉત્તેજક પાસે હશે તોપણ દાહ નહિં થાય અને એક પ્રતિબંધક તથા એક ઉત્તેજક પાસે હોય તો અગ્નિદાહ કરી શકે છે એમ માનશો તો તમામ પ્રતિબંધક અને તમામ ઉત્તેજક પાસે હશે તો પણ દાહ નહિં થાય, તેમજ

થોડાં ઘણાં પ્રતિબંધક અને થોડાં ઘણાં ઉત્તેજક હોય ત્યારે અગ્નિદાહ કરી શકે છે એમ માનશો તો તેથી વધુ ઘટુ હશે તો દાહ નહિં થાય. અહિં સમજવાનું એટલુંજ છે કે જે કાર્ય થવાનાં જેટલાં કારણ માનીયેં તેટલાંજ કારણથી તે કાર્ય થઇ શકે પણ વધુ ઘટુથી થઇ શકે નહિં એવો નિયમ છે. તેવી રીતેં અગ્નિથી દાહ થવામાં જેટલાં કારણ માનશો તેટલાંજ કારણથી દાહ થઇ શકશે પણ વધારે ઘટાડેથી થઈ શકશે નહિં; એટલે એક શક્તિ નહિં માનતાં જૂદાં જૂદાં કારણ માનવામાં ઘણુંજ ગૌરવ થશે એટલુંજ નહિં પણ કારણપણાંનું સ્વરૂપજ જાણી શકાશે નહિં. તેના કરતાં અગ્નિમાં દાહ કરે તેવી શક્તિ છે એમ માનવું તેજ યોગ્ય છે. આ બાબત સર્વનિર્ણયનિબંધના આવરણભંગમાં શ્રીપુરુષોત્તમજીયેં વિસ્તારથી નિરૂપણ કરેલું છે માટે વિશેષ જાણવાની જેને ઇચ્છા હોય તેણે આવરણભંગમાં તેસ્થળે જોવું; માટે અવિર્ભાવ અને તિરોભાવ એ બન્નેને ભગવાનની શક્તિપણું છે તે શક્તિવાળો એવો ભગવદ્રૂપ જે ઘડો છે તેમાં રહે છે; તેથીજ घटो भवति (ઘડો થાય છે) એવો પ્રયોગ વપરાય છે. વ્યાકરણનો એવો નિયમ છે કે જે સ્વતંત્ર હોય તે કર્ત્તા થાય છે તો ઘડો થાય છે એવા પ્રયોગમાં ઘડો કર્ત્તા છે તે જડ છતાં સ્વતંત્ર થઇને પ્રયોગમાં કર્ત્તા થાય છે તે ભગવદ્રૂપ છે તેથીજ થાય છે. નહિંતો જડ હોઇને કુંભારને આધીન થઈને થાય છે તે પ્રયોગયાં સ્વતંત્ર વપરાય નહિં છતાં સ્વતંત્ર વપરાય છે તે ભગવદ્રૂપપણાંથીજ વપરાય છે એમ સમજવું. આપણા સિદ્ધાંતમાં સર્વપદાર્થોને ભગવદ્રૂપપણું હોવાથી તેવી રીતેં પ્રયોગમાં સ્વતંત્ર વાપરવામાં પણ બાધ નથી આવતો. અને જે ઘડાવિગેરેને અનિત્ય માને છે તેના મતમાં તેવી રીતેં સ્વતંત્ર પ્રયોગમાં કેમ વપરાય છે? એ શંકાના સમાધાનમાટે ખોટી સત્તા માનવાની કલ્પના કરવારૂપ દોષ આવે છે. આવિર્ભાવ અને તિરોભાવ નિત્ય છે છતાં ભગવાનની ઇચ્છાને આધીન હોવાથી સર્વદા તે બન્નેય રહેતા નથી. અહિં શંકા થાય કે તમે આવિર્ભાવ અને તિરોભાવને માનો છો તે બન્ને નિત્ય છે કે અનિત્ય છે? જો નિત્ય છે એમ કહેશો તો આવિર્ભાવ નિત્ય હોવાથી ઘડો હમેશાં પ્રાપ્ત થવો જોઇએ અને તિરોભાવ નિત્ય હોવાથી હમેશાં ઘડાની પ્રાપ્તિ નહિં થવી જોઇએ. એમ સર્વદા ઘડાની પ્રાપ્તિ અને અપ્રાપ્તિ બન્નેનો પ્રસંગ આવવાથી ઘડો છે કે ઘડો નથી એમ કાંઇપણ કહી શકાશે નહિં. તેમ આવિર્ભાવ અને તિરોભાવ બન્ને ઘડાવિગેરે પદાર્થોના ધર્મ છે પણ ઉપર બતાવ્યાપ્રમાણે આવિર્ભાવ તથા તિરોભાવ બન્ને નિત્ય હોવાથી તે બન્ને જેના ધર્મ છે એવો ઘડાવગેરે ધર્મી (પદાર્થ) સિદ્ધ થઇ શકતો નથી તેથી તેના ધર્મ આવિર્ભાવ અને તિરોભાવ છે એમ પણ કહિ શકાશે નહિં એટલે શૂન્યવાદ આવી જશે. તેવી રીતેં થવાથી સાધન કરવામાં પ્રવૃત્તિ ઘટશે નહિં કેમકે જગતમાં રહેલ પદાર્થમાત્રનો આવિર્ભાવ સર્વદા અને તિરોભાવ પણ સર્વદા છે ત્યારે બન્ને નિત્ય હોવાથી સર્વદા રહે છે એમ માન્યું એટલે કોઇ પ્રાપ્ત થઇ શકે નહિં ત્યાં સાધનમાં પ્રવૃત્તિ શી રીતેં થઇ શકે? વળી જે વસ્તુ વિદ્યમાન છે તે જોવાની યોગ્યતા તે આવિર્ભાવ અને જોવાની અયોગ્યતા તે તિરોભાવ છે તેમાં

ભગવાની શક્તિપણું કયાં આવ્યું ? એવી રીતેં થયું ત્યારે કયારેંક ઘટની પ્રાપ્તિ થાય છે અને કયારેંક પ્રાપ્તિ થતી નથી તેનું કારણ શોધશું તો તેના કારણના સમૂહની પરંપરા પણ આવિર્ભાવ અને તિરોભાવ બન્નેની કહેવી જોઇએં તો તે પણ કયારેંક હોય અને કયારેંક ન હોય એમ થઈ શકતું નથી. એવી રીતેં છેવટ ઈશ્વરની ઇચ્છા કારણ માનશો કે ઘડા વિગેરે પ્રાપ્ત થવાની ઇશ્વરની ઇચ્છા હોય ત્યારેં પ્રાપ્ત થાય અને પ્રાપ્ત થવાની ઇચ્છા ન હોય ત્યારેં પ્રાપ્ત થાય નહિં એમ કહેશો તો પણ તે ઇચ્છા નિત્ય છે માટે સર્વદા પ્રાપ્તિ અને અપ્રાપ્તિ બન્નેનો પ્રસંગ આવવાથી અનિર્વાચ્યતારૂપ દૂષણનો ઉદ્ધાર થતો નથી અને વેદમાં ભૂત અને ભવિષ્ય સર્વ પુરુષ છે એમ પુરુષસૂક્તમાં લખેલું છે તે સર્વદા આવિર્ભાવ માન-વાથી ભૂત તથા ભવિષ્ય એવો વ્યવહાર બંધ પડશે એટલેં સિદ્ધાંતથી વિરુદ્ધ થશે. આવિર્ભાવ અને તિરોભાવ નિત્ય માનતાં છતાં પણ કાલાદિકની સહાયતાથી વિદ્યમાનતા અને અવિદ્યમાનતા રહેવામાં બાધ આવે તેમ નથી એટલેં ભૂતકાલની સહાયતા હોય ત્યારેં ભૂતકાલ, વર્ત્તમાનકાલની સહાયતા હોય ત્યારેં વર્ત્તમાનકાલ અને ભવિષ્યકાલની સહાયતા હોય ત્યારેં ભવિષ્યકાલ એવો વ્યવહાર થવામાં બાધ નહિં આવે એમ પણ નહિં કહેવું; કેમકે આવિર્ભાવ તથા તિરોભાવની સહાયતારૂપ કાલાદિકને માનશો તો તેકાલાદિકને પણ નિત્ય માનશો એટલેં આવિર્ભાવની સહાયતા-રૂપ કાલાદક તથા તિરોભાવની સહાયતારૂપ કાલાદિક પણ નિત્ય હોવાથી તે બન્ને કાલાદિક સર્વદા રહેવા જોઈએં એમ પ્રથમ કહેલીરીતેં વિચાર કરતાં તેનું પણ નિરૂપણ થઇ શકતું નથી. જોવાને યોગ્ય હોય તે આવિર્ભાવ એમ પણ કહિ શકાતું નથી; કેમકે વાયુ, કાલ, દિશા વિગેરે જોઇ શકાતાં નથી. તેથી તેનો સર્વદા તિરોભાવજ માનવો પડશે એટલેં તેની પ્રત્યક્ષતા થાય છે તેમાં બાધ આવશે. જોવું એટલેં અનુભવમાં આવવું: અર્થાત્ અનુભવમાં આવવાને યોગ્ય હોય તેનો આવિર્ભાવ કહેવાય એવો અર્થ કરશો તો જે આગલ અનુભવમાં આવી ગયેલ હશે અને જે હવે પછી અ-નુભવમાંઆવનાર હશે તે પણઅનુભવમાં આવવાને યોગ્ય હોવાથી તેનો આવિર્ભાવ માનવો પડશે અને જેનો આવિર્ભાવ હોય તે દેખાવું જોઈએ; તેથી જે આગળ અનુભવમાં આવી ગયેલ હશે અને જે હવે પછી અનુભવમાં આવનાર હશે તેને પણ જોવાયોગ્યપણાંનો પ્રસંગ આવશે. તેમજ સર્વનો આવિર્ભાવ સર્વદા માનશો ત્યારેં તિરોભાવ રહ્યોજ નહિં. તેમ આવિર્ભાવ અને તિરોભાવ પદાર્થેપદાર્થના જૂદા છે કે તમામપદાર્થોનો આવિર્ભાવ એક છે તથા તિરોભાવ પણ એક છે ? જો તમામપદાર્થોનો એકજ છે એમ કહેશો તો એકસમયમાં તમામપદાર્થોની પ્રાપ્તિ થવી જોઈએં તે થતી નથી. આવિર્ભાવના સ્વરૂપને બતાવનાર પદાર્થો જૂદા જૂદા હોવાથી તમામપદાર્થોની પ્રાપ્તિ થવાનો પ્રસંગ નહિં આવે એમ કહેશો તો તે વાત વિચારથી સિદ્ધ થઇ શકે તેમ નથી; કેમકે આવિર્ભાવના સ્વરૂપને બતા-વનાર ઘડાવિગેરે પદાર્થ કહેવો જોઇએં તે આવિર્ભાવનો અવચ્છેદક કહેવાય ત્યારે ઘટાવચ્છિન્ન આવિર્ભાવ તથા પટાવચ્છિન્ન આવિર્ભાવ એમ થયું. તો તેવી રીતેં

વિચાર કરતાં પણ આવિર્ભાવનો અવચ્છેદક (બીજાથી તેનું સ્વરૂપ જૂદું પાડનાર) ઘડો વિગેરે નિત્ય છે તેથી સર્વદા તેની પ્રાપ્તિ થવી જોઇએ તેમજ તિરોભાવનો અવછેદક ઘડા વિગેરેનો અભાવ પણ નિત્ય હોવાથી સર્વદા તેની અપ્રાપ્તિ થશે. તેનું તેનું જૂદું સ્વરૂપબતાવનાર તે તે કાલરૂપ ઉપાધિ જૂદી જૂદી હોવાથી ઘડા વિગેરેની સર્વદા પ્રાપ્તિ કે અપ્રાપ્તિ થવાનો પ્રસંગ નહિં આવે એમ નહિં કહેવું; કેમકે તમારા મતમાં સર્વ નિત્ય હોવાથી જેમ ઘડો વિગેરે નિત્ય છે તેમ કાલ અને કાલની ઉપાધિ પણ નિત્ય છે તેથી આવિર્ભાવને લઇને ઘડા વિગેરેની સર્વદા પ્રાપ્તિ અને તિરોભાવને લઇને સર્વદા અપ્રાપ્તિ થવાનો પ્રસંગ મટે તેમ નથી. તેમ એક વખત જે જે પદાર્થો પ્રાપ્ત થાય તે તે નિત્ય છે એમ કહેવું ઘટતું નથી; કેમકે એક વખત પ્રાપ્ત થવાથી નિત્ય માનિયે તો અનિત્ય કોને કહેવું? એ વિચારવું જોઈએ. આવિર્ભાવ નિત્ય છે તેના સ્વરૂપને બનાવનાર ઘડા વિગેરેથી તેનો અવિર્ભાવ થાય છે એમ કહેશો તો આવિર્ભાવનો આવિર્ભાવ તમે માન્યો, હવે બીજો આવિર્ભાવ તમે માનો છો તે નિત્ય છે કે અનિત્ય છે? તેમ પદાર્થદીઠ તે એક છે કે જૂદો જૂદો છે? એ વિકલ્પ પ્રથમ કહેલ છે તેપ્રમાણે વિચાર કરતાં વળી તેનો આવિર્ભાવ માનવો પડશે તેનેમાટે પણ ઉપરપ્રમાણે વિચાર કરતાં વળી તેનો પણ આવિર્ભાવ માનવો પડશે એમ ક્યાંય સ્થિતિ નહિં રહેવાથી અનવસ્થા રૂપ દોષ આવે છે. એવીજ રીતે તિરોભાવને માટે પણ સમજવું. આવિર્ભાવ અને તિરોભાવ, ઘડા વિગેરે પદા દીઠ જૂદા જૂદા છે એમ કહેશો તો નીચે લખ્યા વાક્યથી વિરોધ આવે છે.

आविर्भावतिरोभावौ शक्ती वै मुरवैरिणः ।

અર્થ—આવિર્ભાવ અને તિરોભાવ બન્ને ભગવાનની શક્તિ છે. એમ કહેલ છે ત્યાં બે શક્તિ લખેલ છે અને પદાર્થદીઠ જૂદા જૂદા માનવામાં ઘણા આવિર્ભાવ અને ઘણા તિરોભાવ માનવા પડે તે વિરોધ આવે છે. ભગવાન્ અનંતશક્તિવાળા હોવાથી ઘણા આવિર્ભાવ અને ઘણા તિરોભાવ માનવામાં પણ હરકત નથી. એમ નહિં કહેવું; કેમકે એકજાતના કાર્યકારણને એકજ શક્તિવડે સિદ્ધકરવાનું સંભવતું હોય ત્યાં અનેકશક્તિની કલ્પના કરવામાં કાંઇ પ્રમાણ નથી તેમ ગૌરવ થાય છે. તેમાં વળી ઉપર કહેલી રીતિપ્રમાણે ક્યારેંક ઘડાવિગેરેની પ્રાપ્તિ થાય છે અને ક્યારેંક પ્રાપ્તિ થતી નથી તેમાં કારણ શું છે? એ પણ નિરૂપણ થઇશકે તેમ નથી. આવિર્ભાવ અને તિરોભાવ અનિત્ય છે એમ પણ કહીશકાય તેમ નથી; કેમકે ઉપર કહેલા વાક્યમાં તે બન્ને ભગવાનની શક્તિ છે એમ કહેલ છે. અને ભગવાનની શક્તિ નિત્ય હોવી જોઇએ તે જો આવિર્ભાવ તથા તિરોભાવને અનિત્ય માનો તો તેનો વિરોધ આવે છે. તેમ તેબન્નેને અનિત્ય માનો ત્યારે તે ઉત્પન્ન થાય છે એમ કહેવું જોઇએ. તો આવિર્ભાવ તથા તિરોભાવ ઉત્પન્ન થાય છે એમ તમારે માનવું પડે છે ત્યારે ઘડો વિગેરે પદાર્થોજ ઉત્પન્ન થાય છે. એમ

કબૂલ કરો,; કેમકે ઘડા વિગેરે પદાર્થોને નિત્ય માનીને તેની નિત્યતા સિદ્ધ કરવા-માટે આવિર્ભાવ તથા તિરોભાવ માનીને તેની ઉત્પત્તિ તથા નાશ માનવો તેના કરતાં ઘડાવિગેરે પદાર્થોનો ઉત્પત્તિ તથા નાશ માનવો એજ ઉત્તમ પક્ષ છે. તેમ આવિર્ભાવ અને તિરોભાવને ઉત્પન્ન કરનાર દંડ તથા મુદ્ગર વિગેરે છે એમ તમારે કહેવું જોશે તેજ ઘડો તથા તેના ધ્વંસ (નાશ) ને ઉત્પન્ન કરનાર છે. તેમ ઘડાવિ-ગેરેનો તિરોભાવ થાય છે એમ કહી શકાતું નથી; કેમકે તે પદાર્થ નિત્ય છે પણ તિરોભાવ હોવાને લીધે તેની પ્રાપ્તિ થતી નથી એમ કહેશો ત્યારે તેઓનો ધ્વંસ થાય ત્યારે આપણને પ્રત્યક્ષ થાય નહિં તો પણ તેની વિદ્યમાનતા છે માટે યોગીઓને પ્રત્યક્ષ થવોજ જોઈએ; કેમકે રૂપવાળો પદાર્થ ગમે ત્યાં પણ વિદ્યમાન હોય તો તે યોગિયોને પ્રત્યક્ષ થાયજ એવો નિયમ છે, તેવી રીતે જે ઘડા વિગેરેનો ધ્વંસ (નાશ) થાય છે તેયોગિયોને પણ પ્રત્યક્ષ થતોજ નથી; કેમકે શ્રીભાગવતદશમસ્કંધમાં મુચુકુંદરાજાની કથા છે તેમાં કહેલ છે કે તે રાજા પોતાનું રાજ્ય છોડીને સ્વર્ગમાં દેવતાઓની.રક્ષાકરવા ગયા હતા. ત્યાં ઘણાકાળસુધી રક્ષાકર્યાપછી (તેઓની રક્ષાકરનાર કાર્ત્તિકસ્વામી મળ્યા ત્યારે) દેવતાઓએ મુચુકુંદરાજાને વરદાન આ-પવાના પ્રસંગમાં કહેલ છે કે :—

सुता महिष्यो भवतो ज्ञातयोऽमात्यमन्त्रिणः ।
प्रजाश्च तुल्यकालीया नाधुना सन्ति कालिताः ॥

અર્થ—પુત્રો, સ્ત્રિયો, તમારા જ્ઞાતિઓ, કારભારિયો, ખાનગીસલાહકારો અને તમે રાજ્યકરતા હતા તેસમયની પ્રજા તે સર્વે કાલેંકરિને નષ્ટથયેલ છે તે હમણાં નથી. એમ દેવતાઓએં કહેલ છે. તે જો નષ્ટથયેલ પદાર્થ પણ વિદ્યમાન રહેતો હોય તો દેવતાઓને તેની પ્રત્યક્ષતા હોવીજ જોઇએં. તો પછી તમારા પુત્ર કે સ્ત્રીવિગેરે કોય હાલ નથી એમ તેઓ કહેજ નહિં; માટે સર્વે પદાર્થો નિત્ય છે પણ તેનો આવિર્ભાવ તથા તિરોભાવ થાય છે એમ માનવું તે કોય રીતેં ઘટતું નથી. એવો પૂર્વ પક્ષ થાય ત્યાં કહિયેં છીયેં કે અનુભવના વિષયમાં જે આવવાને યોગ્ય હોય તેનો આવિર્ભાવ કહેવાય છે અને અનુભવના અવિષયમાં જે આવ-વાને યોગ્ય હોય તેનો તિરોભાવ કહેવાય છે; અર્થાત્ અનુભવના વિષયપણાંની યોગ્યતા તે આવિર્ભાવ અને અનુભવના અવિષયપણાંની યોગ્યતા તે તિરોભાવ કહેવાય છે. તે પદાર્થોની સત્તા (વિદ્યમાનતા) વડેજ સ્વરૂપથી જૂદી જણાય છે. તે અનુભવના વિષયપણાંની યોગ્યતા અને અવિષયપણાની યોગ્યતા ખોટી છે એમ કહેવું સંભવતું નથી; કેમકે તે બન્ને યોગ્યતા, પદાર્થોના ધર્મરૂપ છે તે ધર્મિરૂપ પદાર્થના આશ્રયવગર રહિશકતીજ નથી. તેમ અમુક પદાર્થ થવાનો અને અમુક પદાર્થ થઇગયો છે એમ વર્ત્તમાનકાલમાં બોલાય છે તેસમયમાં ભાવિપ-ણાંથી અને ભૂતપણાંથી જેપદાર્થનો વ્યવહાર થાય છે તેની વર્ત્તમાનકાલમાં પણ સત્તા (વિદ્યમાનતા) છે એમ પૂર્વપક્ષકરનારેં પણ સ્વીકારવું જોઇએ; કેમકે ઘડો

થનાર છે અને ઘડો થઇ ગયો છે એમ વર્ત્તમાનકાલમાં (ઘડો ન હોય ત્યારે) બોલાય છે તે વખત થનાર તથા થઇગયેલ ઘડો વ્યવહારમાં આવે છે તે તેની સત્તા (વિદ્યમાનતા) ન હોય તો વ્યવહારમાં આવેજ નહિં; માટે તેની સત્તા સ્વીકારવી જોઇએ. અને તે સત્તા ઘડાવિગેરે પદાર્થના ધર્મરૂપ છે તેથી તે પદાર્થ ન હોય તો આશ્રયરૂપધર્મિવગર તે સત્તા રહિશકતી નથી; માટે થનાર ઘડો અને થઇગયેલ ઘડો એવો જે વ્યવહાર થાય છે તે તેઘડાની સત્તાથી થાય છે અને ઘડાવગર ઘડાની સત્તા રહેતીજ નથી; તેથી વર્ત્તમાનકાલમાં (ઘડો ન હોય તેસમયમાં) પણ થનાર તથા થઇગયેલઘડાની વિદ્યમાનતા સ્વીકારવીજ જોઇએ. આવી રીતે ભાવી તથા ભૂત એવા પદાર્થની વર્ત્તમાનકાલમાં પણ વિદ્યમાનતા સિદ્ધ થઇ એટલે ઘડો થયાપહેલાં બે જૂદાં જૂદાં કપાલ થાય છે ત્યારે આકપાલમાં ઘડો થશે એમ કહેવાય છે ત્યાં નૈયાયિક લોકો ઘડાનો પ્રાગભાવ માને છે તે પ્રાગભાવ થનારઘડાનો હોવાથી પ્રાગભાવનો પ્રતિયોગી તે ભવિષ્યકાલ માને છે અને વર્ત્તમાનકાલમાં જેનો ધ્વંસ (નાશ) થયો છે તેનો પ્રતિયોગી નષ્ટથયેલ ઘડો હોવાથી તે ધ્વંસનો પ્રતિયોગી તે ભૂતકાલ એમ માને છે તેનો નિરાસ થયો; કેમકે ભાવી તથા ભૂત (અર્થાત્ થનાર તથા થઇગયેલ) એવા પદાર્થની પણ વર્ત્તમાનકાલમાં વિદ્યમાનતા સિદ્ધ થઇ એટલે પ્રાગભાવ કે ધ્વંસાભાવ સિદ્ધ થઈશકે નહિં ત્યાં તેના પ્રતિયોગી* કયાંથી સિદ્ધ થાય? થનારઘડાની સત્તાનો તથા થઇગયેલ ઘડાની સત્તાનો આશ્રય કાલની ઉપાધિ છે એમ કહેશો તો પણ (તેતેકાલની ઉપાધિ માનવામાં પણ) થનારઘડાવાળી કાલની ઉપાધિની તથા થઇગયેલઘડાવાળી કાલની ઉપાધિની પ્રતીતિ થયા વગર તો રહેશેજ નહિં. તંતુમાંથી પટ થાય છે ત્યારે તંતુઓમાં પટનો સમવાયસંબંધ રહેલ છે તે સર્વપદાર્થનો આધાર કાલ હોવાથી પટનો સમવાય કાલમાં પણ રહેલ છે છતાં પણ તંતુસમવેત પટ છે એમ પ્રતીતિ થાય છે કાલસમવેત પટ છે એમ પ્રતીતિ થતી નથી; કેમકે કાલ કાલિકસંબંધથી સર્વપદાર્થનો આધાર છે તેથી કાલિકસંબંધવડે પટમાં કાલ રહેલ છે સમવાય સંબંધથી રહેલ નથી; તેથી કાલસમવેત પટ છે એવી પ્રતીતિ થતી નથી; તેવી રીતે અહિં ઘડાના પ્રાગભાવનું તથા ધ્વંસાભાવનું પ્રતિયોગિપણું થનારઘડાને તથા થઈગયેલઘડાને છે પણ કાલને નથી; તેથી થનારઘડાવાળી કાલની ઉપાધિ છે કે થઈગયેલઘડાવાળી કાલોપાધિ છે એવી પ્રતીતિ થશે નહિં એમ શંકા નહિં કરવી; કેમકે પ્રતિયોગિપણું સ્વરૂપ સંબંધનો ભેદ છે એમ સ્વીકારેલું છે અને સ્વરૂપસંબંધ બેયસ્વરૂપાત્મક છે તેથી ઘડાને જેમ પ્રતિયોગિપણું છે તેમ કાલને પણ છે; માટે થનારઘડાવાળો કાલ તથા થઈગયેલ ઘડાવાળો કાલ એવી પ્રતીતિ તો મટતીજ નથી. થનાર તથા થઈગયેલઘડાવાળો કાલ છે તોપણ તેની પ્રતીતિ થાય તેવો તેના સ્વરૂપને બતાવનાર તે

---

* ઘડાના અભાવનો પ્રતિયોગી ઘડો કહેવાય છે. તેવી રીતે ઘડો થયા પહેલાં વર્ત્તમાનકાલમાં કપાલમાં થનારઘડાનો પ્રાગભાવ છે તેનો પ્રતિયોગી થનાર ઘડો છે અને ઘડો ફૂટ્યા પછી ધ્વંસાભાવ છે તેનો પ્રતિયોગી થઇગયેલ ઘડો છે એમ ન્યાયશાસ્ત્રમાં માન્યું છે.

વિશેષ નથી તેથી પ્રતીતિ થતી નથી એમ કહેશો તો વાદિને પૂછીએ છીએ કે તે વિશેષ કયો? જેમાં તમને આવી શ્રદ્ધા રહી છે. દેખવામાં આવે તેવો તે વિશેષ તો નથી; કેમકે તે વિશેષ છે એવું કાંઈ પ્રમાણ નથી. થનાર તથા થઈ ગયેલા ઘડાના અભાવનું પ્રતિયોગિપણું ઘડાને તથા કાલને છે તોપણ આ થનારઘડાવાળો કાલ છે અને આ થઇગયેલ ઘડાવાળો કાલ છે એવી પ્રતીતિ થાય છે તે તેવો વિશેષ ન હોય તો થાય નહિં તેસારૂ બીજાસંબંધવગરજ તેવી પ્રતીતિને ઉત્પન્નકરનાર તેવો વિશેષ છે એમ અમે કલ્પના કરિયેં છીયેં એમ કહેશો તો પણ તેવા વિશેષની સત્તા પણ કાલમાંજ છે એમ તમારે કહેવું જોશે. ત્યારેં તેના સમવાયસંબંધવગર તે વિશેષ રહીશકે નહિં તેસારૂ તેવા સમવાયને કારણપણું કહેવું જોશે ત્યારેં તેવા સમવાયસંબંધવાળો કોઇ નહિં હોવાથી થનાર તથા થઇગયેલ ઘડાની પ્રતીતિ કરે તેવો સમવાય ક્યાંય પણ કહિશકાતો નથી માટે કાલાશ્રયપણું પણ સિદ્ધ થઇશકશે નહિં; કેમકે ઉત્પન્નથનાર જે પદાર્થ બીજામાં સમવાયસંબંધથી રહેલ હોય તેનેજ કાલાધારપણું હોય એવો નિયમ* છે તેમ નહોય તો નિત્યને પણ કાલનો આશ્રય છે એમ કબૂલ કરવું પડશે. બીજાનો ધર્મ હોય અને તેને કાલનોજ આશ્રય છે એમ કહેવું એ સિદ્ધ થાય નહિં અને જો ધર્મ બીજાનો હોય તે જેનો ધર્મ છે તેનો આશ્રય કરીને નહિં રહેતાં કાલાશ્રિતજ રહે છે એમ કહેશો તો પછી બીજાનો ધર્મ છે એમ કહીશકાશેજ નહિં; માટે ભાવિપણાંના અને ભૂતપણાંના વ્યવહારમાં પણ ઘટાદિકની સત્તા સ્વીકારવી જોઇએં અર્થાત્ ઘડો થનાર છે એમ કહેવાતું હોય તેસમયમાં થનારઘડાની સત્તા છે અને ઘડો થઇગયેલ છે એમ કહેવાતુ હોય તેસમયમાં થઇગયેલ ઘડાની સત્તા છે એમ સ્વીકારવું જોઇએં. તેમ થનારઘડાની તથા થઇગયેલઘડાની પ્રતીતિ થાય તેવી યોગ્યતા બીજા તમામથી જૂદી શાથી જણાય છે? એમ અમે પૂછીયેં છીયેં. જો ગમે ત્યારેં પણ વસ્તુની સત્તા છે તેથી જણાય છે એમ કહેશો તો પછી ગમે ત્યારેં એટલું છોડિ દઇ વસ્તુની સત્તાથીજ જણાય છે એમજ કહો; કેમકે ગમે ત્યારેં એમ કહેવાનું કાંઇ કારણ નથી અને ગૌરવ થાય છે. તેમજ બીજાસંબંધવગરજ તેવી પ્રતીતિ થવાનું ઉપર લખ્યું છે તેમાં બીજાસંબંધવગર એમ કહ્યું છે તે પણ વાદિને છોડીદેવું જોઇએંછીએં; કેમકે એવી રીતેં પ્રતીતિ જેની થાય છે તેના સ્વરૂપને સંબંધપણું જ્યારેં સિદ્ધ થાય ત્યારેં બીજો સંબંધ કહેવાનું સાર્થક થાય; એટલે સંબંધપણું સિદ્ધ થયા પછી સંબંધ કહેવો તેમાં આત્માશ્રયરૂપ દોષ આવે છે. સંયોગાદિકછપ્રકારના સંબંધમાંથી એક પણ સંબંધ નથી તોપણ સંબંધપણું છે એમ બીજો સંબંધ કહેવાનો અભિપ્રાય છે એમ કહેશો તો યોગજધર્મમાં અતિવ્યાપ્તિ આવશે. યોગજ ધર્મ અલૌકિક છે અને આ તો લૌકિક-

---

* ઉત્પન્નથનાર પદાર્થ હોય તે અમુકકાલમાં ઉત્પન્ન થયો છે અથવા થશે એમ કહીશકાય છે તેથી તેને કાલાધારપણું હોય. તેમજ તંતુ સમવાયસંબંધથી પટમાં રહેલ છે તેથી તંતુસમવેત પટ કહેવાય છે તે પટમાં તંતુ સમવાયસંબંધથી રહેલ છે તેમ કાલમાં કાલિકસંબંધથી રહેલ છે એમ કહેવાય છે. તેવી રીતે નિત્યદ્રવ્યને કાલાધારપણું નથી.

પ્રતીતિને ઉત્પન્ન કરે તેવો સંબંધ કહેવાનો અભિપ્રાય છે એમ કહેશો તો વ્યાપ્તિસહિત વિશિષ્ટપણાંનાં જ્ઞાનને ઉત્પન્નકરનાર જે સામાન્યપ્રત્યાસત્તિ છે તેમાં અતિવ્યાપ્તિ થાય. ઉત્પન્નથનાર એવી લૌકિકપ્રત્યાસત્તિવિના પણ સંબંધપણું એ બીજો સંબંધ કહેવાનો અભિપ્રાય છે એમ કહેશો તો તેવો યોગજ ધર્મ હોવાથી તેમાં અતિવ્યાપ્તિ થશે. સામાન્યપ્રત્યાસત્તિ, યોગજ ધર્મ, જ્ઞાનલક્ષણપ્રત્યાસત્તિ અને છપ્રકારના સંબંધવગર પણ સંબંધપણું એ બીજો સંબંધ કહેવાનો અભિપ્રાય છે એમ કહેશો તો તેવો સંબંધ પ્રસિદ્ધ નથી. એટલેં કહેલા સંબંધવગરનું સંબંધપણું ક્યાંય સિદ્ધ નથી. ભાવી અને ભૂતની બાબતમાં જે તકરાર ચાલે છે તેના નિરાશ્રયપણાંનો પ્રસંગ તો ઉપર કહેલી યુક્તિથી મટે તેમ નથી તેથી તેવા સમયમાં પણ ધર્મિરૂપઘડાવિગેરેની સિદ્ધિ થવામાં અનુમાનાદિકથી તેનું જ્ઞાન થાય તેના સમવેતમાં પ્રતિયોગિપણું પણ કયાં પ્રત્યક્ષવિષય થાય છે? માટે થનારઘટની તથા થઇગયેલ ઘટની પ્રતીતિનો અભાવ થતો નથી; માટે આવિર્ભાવ તથા તિરોભાવ માનવામાં કોયજાતનો દોષ નથી. ત્યાં વાદી શંકા કરે છે કે તમારા મતમાં ઘડાવિગેરે પદાર્થ નિત્ય હોવાથી સર્વદા રહે છે માટે થનાર ઘડો કે થઇગયેલ ઘડો એમ કહિશકાશે નહિં. અને ભાવી તથા ભૂતપણાંનો વ્યવહાર શ્રુતિ, સ્મૃતિ તથા લૌકિકવ્યવહારથી સિદ્ધ હોવાથી ભાવિપણું તથા ભૂતપણું નથી એમ માની શકાતું નથી. લૌકિકપ્રત્યક્ષતામાં ભાવિપણું તથા ભૂતપણું રહેલ છે તેને લઇને ઘડાવિગેરેમાં તે મનાય છે બાકી ઘડો ભાવી કે ભૂત નથી એમ નહિં કહેવું; કેમકે લૌકિકપ્રત્યક્ષતાના વિષયમાં જેટલા પદાર્થો છે તે અને લૌકિકપ્રત્યક્ષતા એ સર્વ ઘડાની માફક નિત્યજ છે. ભાવી અને ભૂત એવી રીતેં જેનો વ્યવહાર થાય છે તે આ પ્રપંચ (જગત્)થી જૂદું છે એમ કહેતા હો તો પછી ઘડાનો શું અપરાધ છે તે અમે જાણતા નથી; કેમકે પ્રપંચથી જૂદો પદાર્થ, ભાવિપણાંના તથા ભૂતપણાંના વ્યવહારમાં આવે છે એમ માનવું અને થનાર ઘડો તથા થઈગયેલ ઘડો એવો વ્યવહાર થાય છે તેમાં ભાવી ઘડો તથા ભૂત ઘડો એવો અનુભવ થાય છે તે છતાં માનવું નહિં ત્યારેં તો ઘડાનો કોય જાતનો અપરાધજ માનવો જોઇએં એમ વાદી મશકરી કરે ત્યારેં તેને સિદ્ધાંતીતરફથી ઉત્તર આપવો જોઇએં કે स हैतावानास (તે પરમાત્મા આ જગત્‌જેટલા સ્ફુટ થયા છે.) ऐतदात्म्यमिदं सर्वम् तत्सत्यम् (આ દેખાતું સર્વ જગત્ બ્રહ્મરૂપજ છે તે સત્ય છે.) ઇત્યાદિકશ્રુતિયોમાં સર્વજગતને બ્રહ્મરૂપ કહેલું છે. તેમ પુરુષસૂક્તમાં કહેલ છે કેઃ—

पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भाव्यम् ।

અર્થ—આ દેખાય છે તે સર્વ જગત્, જે થઈગયેલું છે અને જે થવાનું છે તે સર્વ પુરુષરૂપજ છે. એમ કહેલ છે ત્યાં ભાવિ, ભૂતસહિત વર્તમાનકાલમાં વિદ્યમાન છે તેને બ્રહ્મપણું કહેલું છે. અહિં સર્વ બ્રહ્મરૂપ છે એમ કહેવાથીજ ભાવિ તથા ભૂતને બ્રહ્મપણું આવીજ જાય છે છતાં ભાવિ તથા ભૂત એ બ્રહ્મરૂપ છે એમ કહેલ છે તેનો અભિપ્રાય એવો છે કે સર્વ બ્રહ્મરૂપ છે એટલુંજ કહેત તો બ્રહ્મને

નિત્યપણું હોવાથી સર્વપદાર્થોની વર્ત્તમાનદશા રહેવાનો સંભવ થાય એટલેં ભાવિપણાંનો તથા ભૂતપણાંનો વ્યવહાર છે તે અપ્રામાણિક છે એમ કોયને શંકા થાય તેની નિવૃત્તિમાટે શ્રુતિમાં भूतं (થઈગયેલ) અને भाव्यम् (થનાર) એ શબ્દો મૂકેલા છે; એટલે ભાવિ અને ભૂત એ ધર્મો પણ બ્રહ્મરૂપ છે અને ઘડાવિગેરે પદાર્થ પણ બ્રહ્મરૂપ છે માટે ઘટાદિકમાં ભાવિ તથા ભૂતપણું અને તેસમયમાં તેની વિદ્યમાનતા છે તે વિરૂદ્ધ નથી; કેમકે વેદ પોતાથી પ્રમાણ છે એમ સિદ્ધ છે. બીજાની પ્રમાણતા સિદ્ધકરવામાટે પ્રત્યક્ષાદિકપ્રમાણોની આવશ્યકતા રહે છે તેવી રીતેં વેદની પ્રમાણતા સિદ્ધકરવામાટે બીજાં પ્રમાણ જોતાં નથી. વેદ પોતાથીજ પ્રમાણરૂપ છે તેવેદના વાક્યમાં સર્વને બ્રહ્મપણું અને ભૂત તથા ભાવિ એવો વ્યવહાર છતાં બ્રહ્મપણું સિદ્ધ કરેલું છે. જ્યારેં એવી રીતેં ભાવિ તથા ભૂતને પણ નિત્યપણું અને બ્રહ્મપણું માનશો ત્યારેં ઘડો જોવામાં આવતો હોય તેસમયનો ઘડો, થઇગયેલ ઘડો અને થનાર ઘડો તમામ નિત્ય તથા બ્રહ્મરૂપ મનાયા એટલેં ઘડો જોતી વખત પણ ભાવી ઘડો તથા ભૂત ઘડો એવો વ્યવહાર થશે અને ભૂતમાં ભાવિનો તથા ભાવિમાં ભૂતનો વ્યવહાર થશે તેમ ભાવી તથા ભૂતને વિરોધ છે તે મટી જશે એમ કહેશો તો જેમ પૃથ્વીરૂપ બ્રહ્મમાંજ ગંધાત્મક બ્રહ્મ છે બીજામાં નથી તેવી રીતેંજ જ્યારે જેનામાં જેવા વ્યવહારના અભાવનો નિયમ છે ત્યારે તેનામાંજ તેવી રીતના વિરોધવાળા બ્રહ્મની વિદ્યમાનતા હોવાથી વિરોધ દેખાય છે માટે કોય જાતના દૂષણનો ગંધ પણ નથી એમ સમજવું, અને જ્યાં તેવી રીતેં વ્યવહારના અભાવનો નિયમ નથી ત્યાં વિરોધ પણ નથી. તેબાબત મહાભારતના આશ્રમવાસિકપર્વમાં ગાંધારીપ્રત્યેં વ્યાસજીએં કહેલ છે કેઃ—

**देवाश्च दानवाश्चैव तथा ब्रह्मर्षयोऽमलाः ।**
**तएव निधनं प्राप्ताः कुरुक्षेत्ररणाजिरे ॥**

અર્થ—દેવતાઓ, દાનવો અને શુદ્ધ એવા બ્રહ્મર્ષિઓ હતા તેજ કુરૂક્ષેત્રના સંગ્રામના આંગણામાં નિધન (મરણ)ને પ્રાપ્ત થયા છે એમ કહેલ છે ત્યાંથી પ્રારંભ કરિને ધૃતરાષ્ટ્રથી આરંભિને ભીષ્મસુધીનાં સ્વરૂપ કહીને ગાંધારીના દુઃખને મટાડવામાટે કહેલ છે કેઃ—

**सर्वे भवन्तो गच्छन्तु नदीं भागीरथीं प्रति ।**
**ततो द्रक्ष्यथ सर्वांस्तान् ये हतास्तु रणाजिरे ॥**

અર્થ—તમે સર્વે ભાગીરથીનદી (ગંગાજી) પ્રત્યેં જાઓ તો તે પછી રણના આંગણામાં જે હણાયા છે તેસર્વને તમે દેખશો. એમ વ્યાસજીએં કહ્યા પછી ધૃતરાષ્ટ્ર અને પાંડવો સ્ત્રીઓસહિત ગંગાજીના તટઉપર ગયા ત્યાં સ્નાન કરીને રાત્રિ થઇ ત્યારેં વ્યાસજીના સમીપમાં ગયા ત્યારેં કહેલ છે કેઃ—

**ततो व्यासो महातेजाः पुण्यं भागीरथीजलम् ।**
**अवगाह्याजुहावाथ सर्वान् लोकान् महामुनिः ॥**

पाण्डवानां च ये योधाः कौरवाणां च सर्वशः ।
राजानश्च महाभागा नानादेशनिवासिनः ॥
ततस्तु तुमुलः शब्दो जलान्तर्जनमेजय ! ।
प्रादुरासीद्यथापूर्वं कुरुपाण्डवसेनयोः ॥
ततस्ते पार्थिवाः सर्वे भीष्मद्रोणपुरोगमाः ।
ससैन्याः सलिलात्तस्मात् समुत्तस्थुः सहस्रशः ॥

અર્થ—ત્યાર પછી મ્હોટાતેજવાળા મહામુનિવ્યાસજીએ પવિત્ર એવા ગંગા-જળમાં સ્નાન કરીને સર્વલોકનું આહ્વાન કર્યું. ત્યારે પાંડવોના જે યોદ્ધાઓ હતા, કૌરવોના જે યોદ્ધાઓ હતા અને જૂદા જૂદા દેશોના નિવાસિઓ મ્હોટા ભાગ્યવાળા જેઓ ચોતરફથી રાજાઓ રણમાં મરેલા હતા તેસર્વનું આહ્વાન કરતાં, વૈશંપાયન જનમેજયને કહે છે કે જેમ પ્રથમ કૌરવ તથા પાંડવોની સેનાનો મિશ્રિત શબ્દ થતો હતો તેવી રીતે જળની ભીતર શબ્દ થયો ત્યારપછી ભીષ્મ અને દ્રોણ જેની આગળ ચાલનારા છે એવા હજારો રાજાઓ સૈન્યસહિત તેજળમાંથી બહાર નિકળ્યા. એવી રીતે નામ લઇને સર્વનું નિરૂપણ કરીને કહેલ છે કેઃ—

एकां रात्रिं विहृत्यैव ते वीरास्ताश्च योषितः ।
आमंत्र्यान्योन्यमाश्लिष्य ततो जग्मुर्यथागतम् ॥

અર્થ—જળમાંથી નિકળેલા તે વીરપુરૂષો અને ત્યાં હતી તે સર્વ સ્ત્રીઓએ એક રાત વિહાર કર્યો. ત્યારપછી બધાની રજા લઇ પરસ્પર આલિંગન કરીને જેમ આવ્યા હતા તેમ પાછા ગયા. ઇત્યાદિક નિરૂપણ કરેલ છે ત્યાં સંગ્રામમાં જે મરણપામેલા હતા તે સર્વ પાછા આવ્યા છે અને તેઓએ પોતપોતાની સ્ત્રીઓસાથે એક રાત્રિ વિહાર કર્યો છે એમ વૈશંપાયને જનમેજયને કહ્યું ત્યારે જનમેજયે પૂછેલું છે કેઃ—

कथं च त्यक्तदेहानां पुनस्तद्रूपदर्शनम् ।

અર્થ—જેઓએ દેહનો ત્યાગ કરેલો છે તેઓનું ફરીને તેનું તે રૂપ દેખાવું એ કેમ સંભવે? ત્યારે વૈશંપાયને કહેલ છે કેઃ—

अविप्रणाशः सर्वेषां कर्मणामिति निश्चयः ।
कर्मजानि शरीराणि तथैवाकृतयो नृप ! ॥
महाभूतानि नित्यानि भूताधिपतिसंश्रयात् ।

અર્થ—સર્વકર્મનો નાશ થતો નથી એવો નિશ્ચય છે. શરીર તથા આકૃતિયો કર્મથી થાય છે. (એટલે કર્મનો નાશ નહિં હોવાથી કર્મથી થનાર શરીર તથા આકૃતિઓનો પણ નાશ થતો નથી.) ભગવાનનો સારી રીતે આશ્રય હોવાથી પંચમહાભૂતો નિત્ય છે. એમ કહ્યા પછી આગળ કહેલ છે કેઃ—

अविनाशी तथा नित्यः क्षेत्रज्ञ इति निश्चयः ।
भूतानामात्मभावो यो ध्रुवोऽसौ सम्प्रजानताम् ॥

અર્થ--ક્ષેત્રજ્ઞ અવિનાશી તથા નિત્ય છે એવો નિશ્ચય છે. ભૂતપ્રાણિમાત્ર ભગવદ્રૂપ છે એવો જે આત્મભાવ છે તેજાણનારાઓને નિશ્ચલ છે. એમ કહીને વૈશંપાયને કહેલ છે કેઃ--

अदर्शनादापतितः पुनश्चादर्शनं गतः ।
नाहं तं वेद्मि नासौ मां न च मेऽस्ति विरागता ॥

અર્થ--મરીગયેલા યોદ્ધાઓનો સમૂહ પ્રથમ અદર્શન પ્રાપ્ત થઇને પાછો આવેલ છે અને ફરીને અદર્શનને પ્રાપ્ત થયેલ છે. હું તેને જાણતો નથી અને તે મને જાણતા નથી. તેમ મને વૈરાગ્ય નથી. એમ કહેલ છે ત્યાં વૈરાગ્ય નથી એમ કહેવાનો અભિપ્રાય એવો છે કે અનિત્ય હોય તો વૈરાગ્ય થાય પણ નિત્ય છે તેથી વૈરાગ્ય નથી. વ્યાસજીએં આ બધું માયાવડે દેખાડેલ છે એમ નહિં કહેવું કેમકે માયાવડે દેખાડેલ છે એમ વૈશંપાયને જનમેજયને કહેલ નથી. ઉલટું વ્યાસજીના પ્રસાદથી જોયેલ છે એમ કહેલ છે. તેમ સર્વ સ્ત્રીઓ પતિવ્રતાઓ હતી તેઓએ એક રાત્રિ પોતપોતાના પતિસાથે વિહાર કરેલ છે તે માયિક પુરૂષો હોય તો તેની સાથે પતિવ્રતાઓનો વિહાર સંભવે નહિં. તેમ સર્વે ગંગાતટ ઉપર જઇ ગંગાસ્નાન કરો એટલે રણમાં મરી ગયા છે તેને દેખશો એમ ઉપદેશ કર્યો તેપ્રમાણે સર્વ ગંગાતટ ઉપર જઇ સ્નાન કરી શુદ્ધ થયા ત્યાર પછી વ્યાસજીએં સર્વનું આહ્વાન કર્યું એમ કહેલ છે તે માયિક પુરૂષો દેખાડવા હોય તો ગંગાસ્નાન કરી શુદ્ધ થવાનો વ્યાસજી ઉપદેશ કરે નહિં. તેમ અદર્શનને પ્રાપ્ત થઇને પાછા આવેલ છે. એમ વૈશંપાયને કહેલ છે ત્યાં પણ તે દેખાતા નહોતા ત્યારે પણ તે વિદ્યમાન હતા એમજ બતાવ્યું છે; માટે જે દેશ અને જેકાલમાં જેની પ્રતીતિ થવાની ભગવાનની ઈચ્છા થાય છે તે દેશ અને તેકાલમાં તેની પ્રતીતિ થાય છે એમ સિદ્ધ થયું; તેથી પ્રથમ પૂર્વપક્ષમાં એમ કહેલ છે કે આવિર્ભાવ તથા તિરોભાવ નિત્ય હોય તો ઘડોવિગેરે પદાર્થ સર્વદા દેખાવા જોઇએં અથવા સર્વદા નહિં દેખાવા જોઇએં પણ કોય વખત દેખાય છે અને કોય વખત દેખાતા નથી તેનું કારણ કહિ શકાતું નથી એમ વાદીયેં શંકા કરેલ છે તેનો નિરાસ થયો. તેમ લૌકિક પ્રત્યક્ષ ન હોય તોપણ પદાર્થ વિદ્યમાન હોય તો યોગિયોને પ્રત્યક્ષ થવો જોઇએં એવી શંકા કરી છે તેની પણ નિવૃત્તિ થઈ; કેમકે યોગિયોને પ્રત્યક્ષ થવાની ભગવાનની ઈચ્છા હોય તોજ યોગિયોને પણ પ્રત્યક્ષ થાય. તેશિવાય યોગિયોને પણ પ્રત્યક્ષ થાય નહિં. ભગવાનની ઈચ્છા પ્રથમ જાણવામાં આવતી નથી, ફલ થાય ત્યારે જાણીશકાય છે. એવી રીતેં ઇશ્વરની ઇચ્છાને આધીન સર્વ છે એમ સિદ્ધ થયું ત્યારે આકાલમાં આદેશમાં અમુક કાર્ય આવી રીતેં થાઓ એમ ભગવાનની ઈચ્છામાં આવે તે આવિર્ભાવ અને તેકાલમાં તેદેશમાં તેવી રીતેં તેનાથી તે કાર્ય ન થાઓ એમ

ભગવાનની ઇચ્છામાં આવે તે તિરોભાવ એમ કહેવું તે પણ યોગ્ય છે; કારણ કે એ ઇચ્છાનેજ આવિર્ભાવ તથા તિરોભાવને યોગ્ય એવાં રૂપપણું છે. જે જે દેશકાલમાં ભગવાનની આવિર્ભાવ તથા તિરોભાવની ઇચ્છા થાય છે તેતેદેશ-કાલને પણ નિત્યપણું હોવાથી એકજસમયમાં સર્વપદાર્થની પ્રાપ્તિ તથા અપ્રા-પ્તિનો પ્રસંગ આવશે; કેમકે જેજેદેશકાલમાં જેજેકાર્ય થવાની ભગવાનની ઇચ્છા થાય તેતેદેશકાલને તથા તેતેદેશકાલમાં તેતેકાર્ય નહિં થવાની ભગ-વાનની ઇચ્છા થાય તેતેદેશકાલને પણ નિત્યપણું છે માટે આવિર્ભાવ તથા તિરોભાવ બન્ને સર્વદા રહેવા જોઇએ એમ નહિં કહેવું; કેમકે આ સૃષ્ટિકાલાત્મક સ્થૂલ કાલોપાધિ છે તેમાં ક્રમે કરિને તેના અવયવરૂપ સૂક્ષ્મ તે તે કાલોપાધિ આવે છે તે તે સૂક્ષ્મ કાલોપાધિમાં તેતેપુરુષને તેતેપદાર્થની પ્રાપ્તિ થાઓ એવી ભગવા-નની ઇચ્છા જેબાબતમાં હોય તે આવિર્ભાવનું સ્વરૂપ છે. અહિં એવી રીતની ભગ-વાનની ઇચ્છા જેનામાં થયેલ છે એવા તેતેદેશકાલાદિક આવિર્ભાવાત્મક ભગવાનની ઇચ્છામાં આ[illegible]લા હોવાથી તેતેપદાર્થના આવિર્ભાવનું સ્વરૂપ તેજ છે એમ સમજવું. અને સર્વપદાર્થને ભગવદ્રૂપપણું હોવાથી ભગવાનના આવિર્ભાવને ભગ-વાનની શક્તિપણું છે તેથી ન ઘટે તેમ કાંઈ નથી. એવી રીતે થયું ત્યારે જેકાલમાં સર્વને પરસ્પર એકબીજાનો અનુભવ નહિં થવાની ભગવાનની ઇચ્છા થાય તે પ્રલયકાલ કહેવાય છે અને જેકાલમાં સર્વને પરસ્પર એકબીજાનો અનુભવ થવાની ભગવાનની ઇચ્છા થાય તે સૃષ્ટિકાલ કહેવાય છે. એક સામાન્યેચ્છા અને એક વિશેષેચ્છા એમ બેપ્રકારની ભગવાનની ઈચ્છા છે તેમાં સૃષ્ટિકાલની ઇચ્છા છે એ સામાન્યેચ્છા છે અને સૃષ્ટિની અંદર જૂદા જૂદા પદાર્થોને તેતેપુરુષના અનુ-ભવમાં આવવાની ઇચ્છા થાય છે તે વિશેષેચ્છા છે તે તેતેદેશકાલમાં તેતેપુરુષને તેતે કાર્ય અનુભવમાં આવવાની હોવાથી તે વિશેષેચ્છા પણ કહેવાય છે તેવીજ ઇચ્છા આવિર્ભાવ તથા તિરોભાવ થવામાં નિયામક છે; માટે દેશ, કાલ, પુરુષ અને પદાર્થોને નિત્યપણું છતાં પણ એકજસમયમાં સર્વપદાર્થોની પ્રાપ્તિ કે અપ્રાપ્તિનો પ્રસંગ આવે તેમ નથી; કેમકે તેતેદેશકાલમાં રહેલા તેતેપુરુષોના તેતેપદાર્થબાબત વ્યવહાર અને અવ્યવહાર પણ રહેવાજ જોઇએ; તેમાં જેપદાર્થની અપ્રાપ્તિ થવાના કાલમાં જે પુરુષ રહેલ હોય તેપુરુષને તેકાલમાં તેપદાર્થની અપ્રાપ્તિ થાય છે; કેમકે તેતે સૂક્ષ્મકાલ ભિન્નભિન્ન છે અને તેમાં રહેલા તેતે પુરુષો તથા પદાર્થો પણ ભિન્નભિન્ન છે માટે એકજસમયમાં તેની પ્રાપ્તિ તથા અપ્રાપ્તિ થવી તે વિરુદ્ધ નથી. અનુભવકરનાર પુરુષ ભિન્નભિન્ન છે એમ માનશો તો જે હું જે-ઘડાનો પ્રથમ અનુભવ કરતો હતો તેજ હું તેઘડાનો હમણાં અનુભવ કરતો નથી એવું જ્ઞાન થાય છે તે નહિંથવું જોઈએ કારણ કે અનુભવકરનારા પુરૂષો તથા જેનો અનુભવ કરે છે તે ઘડો વિગેરે પદાર્થો પણ ભિન્નભિન્ન છે. એમ નહિં કહેવું. કેમકે સર્વને બ્રહ્માત્મકપણું હોવાથી અનુભવકરનારા પુરુષો અને જેનો અનુભવ કરે છે તે ઘડો વિગેરે પદાર્થોને પણ બ્રહ્માત્મકપણું છે અને તે બ્રહ્મ એક

છે તેથી બ્રહ્મપણાને લઇને તેવો અનુભવ થવામાં બાધ આવતો નથી. તેવીજ રીતે પદાર્થની પ્રાપ્તિ અને અપ્રાપ્તિને પણ બ્રહ્માત્મકપણું હોવાથી પોતાની ઈચ્છાવડે જ્યાં જેની પ્રાપ્તિરૂપે બ્રહ્મ પ્રકટ થાય છે ત્યાં તેની પ્રાપ્તિ થાય છે અને જ્યાં જેની અપ્રાપ્તિરૂપે બ્રહ્મ પ્રકટ થાય છે ત્યાં તેની અપ્રાપ્ત થાય છે. એવો નિયમ છે જેમ સમગ્ર-જગતને બ્રહ્મપણું હોવાથી તેની અંદર રહેલ પૃથ્વી તથા જલવિગેરે સર્વપદાર્થોને બ્રહ્મપણુંછે છતાં પૃથ્વીમાંજ ગંધરૂપથી બ્રહ્મનો આવિર્ભાવ છે પણ જલાદિકમાં નથી. જેમ મૃત્તિકારૂપ બ્રહ્મમાંથી ઘડો, તાવડી, શરાવ અને કુંડાં વિગેરે કાર્યરૂપબ્રહ્મ થાય છે તે સર્વ બ્રહ્મપણાંથી તથા મૃત્તિકાપણાથી એક છતાં એકબીજાનું કાર્ય એકબીજા-થી થતું નથી અને એકબીજાના વ્યવહારને સમયે એકબીજાં ઉપયોગમાં આવતાં નથી તો પણ બ્રહ્મપણું તથા મૃત્તિકાપણું નિર્બાધ તેનું રહે છે તેમાં પરસ્પરનો વિરોધ બાધક થતો નથી, જેમ અવતારાદિકમાં એકબીજાનું કાર્ય એકબીજા કરતા નથી તેમાં કાંઇ બાધ આવતો નથી, તેવીજ રીતે અહિં પ્રાપ્તિરૂપે જ્યાં બ્રહ્મ પ્રકટ થાય ત્યાં તેપદાર્થની પ્રાપ્તિ થાય અને અપ્રાપ્તિરૂપે જ્યાં બ્રહ્મ પ્રકટ થાય ત્યાં તેપદાર્થની અપ્રાપ્તિ થાય છે એમ સમજવું. ૧૫

આવી રીતે આવિર્ભાવ તથા તિરોભાવની નિત્યતાબાબતમાં વાદિતરફથી આવતીશંકાઓનું સંક્ષેપમાં સમાધાન કરીને મૂલમાં આવિર્ભાવ તથા તિરોભાવનું લક્ષણ કહે છે.

**મૂલમ્ । यदाऽनुभवयोग्यत्वं वर्त्तमानस्य वस्तुनः ।**
**आविर्भावः स विज्ञेयस्तिरोभावस्ततोऽन्यथा ॥१६॥**

શબ્દાર્થ—વર્ત્તમાનવસ્તુની જ્યારે અનુભવની યોગ્યતા હોય તે આવિર્ભાવ જાણવો અને અનુભવની અયોગ્યતા હોય તે તિરોભાવ જાણવો.

ટીકા—અનુભવની યોગ્યતા કહેવાથી પર્વતની ગુફાવિગેરેમાં અંકુર ઉગેલ હોય તે આપણને અનુભવમાં આવે તેમ નથી પણ અનુભવની યોગ્યતા છે તેથી તેનો આવિર્ભાવ કહેવામાં બાધ આવે તેમ નથી. અને સસલાને શીંગડાં નહિં હોવાથી તેને અનુભવની યોગ્યતા નથી માટે તેનો આવિર્ભાવ કહેવાય તેમ નથી. વૃક્ષ તથા શરીરાદિકની વૃદ્ધિ થાય છે તેમાં પ્રથમનાં રૂપનો તિરોભાવ થઇ બીજાં રૂપનો આવિર્ભાવ થાય છે અને દૂધમાંથી દહિં થાય છે તેમાં દૂધનાં રૂપનો તિરો-ભાવ થઇ દહિંનાં રૂપનો આવિર્ભાવ થાય છે; અર્થાત્ પ્રથમનાં રૂપનો તિરોભાવ થઈ રૂપાંતરનો આવિર્ભાવ થાય છે. અનુભવને યોગ્ય ન હોય ત્યારે તિરોભાવ કહેવાય છે. ૧૬

આવિર્ભાવ તથા તિરોભાવને સ્વીકારશું અને પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અ-ત્યંતાભાવ અને અન્યોન્યાભાવ છે ત્યારે બહુ ગૌરવ થશે એમ શંકા થાય ત્યાં કહે છે.

**મૂલમ્ । प्रागभावादयो नाङ्गीकार्या आभ्यां यतोऽखिलम् ।**
**तद्विस्तरभियानात्र लिख्यतेऽन्यत्र दृश्यताम् ॥ १७ ॥**

શબ્દાર્થ—પ્રાગભાવાદિક સ્વીકારવા નહિં કેમકે આવિર્ભાવ તથા તિરોભાવથીજ સર્વ સિદ્ધ થાય છે. તે વિસ્તારના ભયથી અહિં લખેલ નથી. બીજા ગ્રંથમાં જુઓ.

ટીકા—પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અત્યંતાભાવ અને અન્યોન્યાભાવ સ્વીકારવા નહિં; કેમકે આવિર્ભાવ તથા તિરોભાવથીજ સર્વ સિદ્ધ થાય છે તે પ્રાગભાવનું ખંડન, સર્વનિર્ણયનિબંધ અને તેના આવરણભંગાદિકમાં જોવું; ત્યાં લખ્યું છે કે કારણાવસ્થાથી પ્રાગભાવ જૂદો પડતો નથી; માટે પ્રાગભાવ, કાર્યનું જૂદું કારણ છે એમ કલ્પવામાં કાંઇ પ્રમાણ નથી. આગળ કાર્ય થવાનું હોય તેનાં જ્ઞાનવડેજ પ્રાગભાવનો અનુભવ થાય છે; તેસ્થલે નૈયાયિકલોકોનું કહેવું એમ છે કે ઘટપણાથી અને કપાલપણાથી કાર્યકારણભાવ છે; એટલે ઘટ કાર્ય છે અને કપાલ કારણ છે એમ સામાન્યરીતે કાર્યકારણભાવ છે તોપણ અમુકકપાલથી અમુક ઘડો ઉત્પન્ન થાય એવો નિયમ સાધારણકાર્યકારણભાવમાં સંભવતો નથી તેમ આકપાલથી આ ઘડો થાય એવું કાંઈ પ્રમાણ નથી અને એકઘડાનું કારણ ઘણાં કપાલ માનવામાં ગૌરવ થાય માટે જેકપાલમાં જેઘડાનો પ્રાગભાવ હોય તેકપાલમાંથી તેજ ઘડો થાય એમ માનવું જોઇએં એટલેં પ્રાગભાવની સિદ્ધિ થાય છે. એમ તાર્કિકલોકો કહે છે, તેનો ખુલાસો એવી રીતેં છે કે જ્યાં સર્વ કપાલ સિદ્ધ છે, અને ઘડો આગલે દિવસ થવાનો છે ત્યાં (કપાલમાં) કારણપણું સિદ્ધછે, પ્રાગભાવ પણ રહ્યો છે અને બીજાં (કુલાલ, દંડ તથા ચક્રાદિક) કારણો પણ છે છતાં ઘડો ઉત્પન્ન થયો નથી; માટે ઘડો ઉત્પન્ન થવાનો કાલ હજી નથી એમ અવશ્ય કહેવું જોઇએં. તે કાલ સર્વસાધારણ છે તોપણ જેવખત પોતેં ઉત્પન્ન થાય છે તેવખત કાર્યને ઉત્પન્નકરવામાટે સમગ્રસમવાયિકારણમાં રહેલ એવો તેની અવસ્થાનો ભેદ સંપાદન કરે છે, જેની અંદર કાર્યને અનુકૂલપણાનું રૂપ રહેલું છે. એમ અવશ્ય સ્વીકારવું જોઇએં. એમ ન હોય તો આગલે દિવસ થનાર ઘડો આજેજ થાય અને આગલે દિવસ થનાર છે એવો વ્યવહાર થાય છે તેને બાધ આવે; માટે ઉત્પત્તિનો સમય થયાવગર પ્રાગભાવ હોય તોપણ ઘડો ઉત્પન્ન થતો નથી; તેથી સર્વકારણમાં રહેલ એવી એકઅવસ્થાથીજ કાર્યનો નિર્વાહ થતો હોય ત્યારેં તેઅવસ્થાશિવાય વળી સર્વકપાલમાં તેકારણાવસ્થાથી જૂદો પ્રાગભાવ કલ્પવો એમાં કાંઈ પ્રમાણ નથી, અને તે અવસ્થા કારણનાં સ્વરૂપથી જૂદી અનુભવમાં આવતી નથી માટે તેવી અવસ્થાવાળાં કારણનેજ તે લોકો પ્રાગભાવ કહે છે; કારણાવસ્થાથી જૂદો પ્રાગભાવ નથી.

શંકા—પ્રાગભાવને સ્વીકારશું નહિં તો એક વખત ઘડો ઉત્પન્ન થયા પછી વળી પાછો ઘડો ઉત્પન્ન થવાનો પ્રસંગ આવશે અને પ્રાગભાવને કારણ માનશું તો ઘડો ઉત્પન્ન થયા પછી તેપ્રાગભાવનો નાશ થાય છે એટલેં પ્રાગભાવરૂપકારણ નહિંહોવાથી ફરી ઘડો થવાનો પ્રસંગ નહિં આવે.

ઉત્તર—કારણાવસ્થાનો તિરોભાવ માનવાથીજ તેનો નિર્વાહ થાય છે; કેમકે ઘડો ઉત્પન્ન થયો એટલેં કપાલવિગેરેમાં જે કારણાવસ્થા હતી તેનો તિરોભાવ

થાય છે. પછી કારણાવસ્થા નહિં હોવાથી ઘટરૂપ કાર્ય ફરીને કેમ થાય? માટે કારણાવસ્થાથી જૂદો પ્રાગભાવ માનવામાં કાંઇ પ્રમાણ નથી.

શંકા—ઘડો થયાપહેલાં આકપાલમાં ઘડો નથી એમ ઘડાના અભાવની પ્રતીતિ થાય છે એજ પ્રાગભાવમાં પ્રમાણ છે.*

ઉત્તર—ઘડો ઉત્પન્ન થયા પહેલાં આકપાલમાં ઘડો નથી એવી પ્રતીતિ થાય છે તે તમામઘડાના અભાવની પ્રતીતિ થાય છે. તે પ્રતીતિ તો જેમ આભૂતલમાં ઘડો નથી એવી પ્રતીતિ થાય છે તેને તમે અત્યંતાભાવ માનો છો તેવીજરીતની છે તેથી સામાન્યઘટાભાવની પ્રતીતિ છે તે પ્રાગભાવની પ્રતીતિ છે એમ પ્રાગભાવરૂપવિશેષપણું તેપ્રતીતિમાં આવતું નથી.

શંકા—જે સામાન્યઘટાભાવ તમે કહો છો તે પ્રાગભાવજ છે. એમ માનો.

ઉત્તર—પ્રાગભાવને સામાન્ય અભાવ માનશો તો પ્રાગભાવ તો વિનાશી છે તેથી એકાદ ઘડો ઉત્પન્ન થયો કે પ્રાગભાવનો નાશ થવાનો સંભવ થાય ત્યારે હમણાં આકપાલમાં ઘડો નથી એવી પ્રતીતિ થાય છે તેને બાધ આવે.

શંકા—સર્વઘડાનો નાશ થાય ત્યારેંજ પ્રાગભાવનો નાશ થાય એમ માનવું.

ઉત્તર—સર્વઘડાનો નાશ થાય ત્યારેં પ્રાગભાવનો નાશ થાય એમ માનશો તો એક ઘડો ઉત્પન્ન થયો હોય તો પણ પ્રાગભાવનો નાશ થાય નહિં એટલેં અવયવી એવા કાર્યરૂપઘડામાં તેના અવયવપણાથી કપાલાદિક જે પ્રતીયમાન છે તેમાં પણ ઘડો નથી એવી પ્રતીતિ થવી જોઈએ. અને પ્રાગભાવ તથા તેનો પ્રતિયોગી જે ઘડો તે બન્ને એકસમયેં એકજસ્થલમાં રહેતા હોય એમ માનવું જોશે ત્યારેં અત્યંતાભાવની પેંઠે પ્રાગભાવને પણ નિત્યપણું પ્રાપ્ત થશે એ તમારા મતથી વિરુદ્ધ થશે.

શંકા—ઘડો પાંકે છે ત્યારેં જે પક્વઘડામાં સ્પર્શ, રૂપ, રસઅને ગંધ પાકથી ઉત્પન્ન થાય છે, તેઘડામાં પ્રથમ તે સ્પર્શાદિક નહિં હતા તેની ઉત્પત્તિ થઇ ત્યાં તેનો પ્રાગભાવ માન્યાવગર કેમ ચાલશે?

ઉત્તર—એકકારણાવસ્થાથી સ્પર્શાદિક ચારે ઉત્પન્ન થવામાં કાંઈ બાધક નથી; કેમકે તેના સ્વભાવથી તેવો પરિણામ થાય છે અને તે કાર્ય થયાથીજ જાણીશકાય છે. કાર્ય સત્ય છે એવો સિદ્ધાંત છે, તેમાં કારણમાંજ સત્યપદાર્થોનો આવિર્ભાવ થાય છે એવો સ્વીકાર છે; માટે તેવી રીતેં પણ પ્રાગભાવની સિદ્ધિ થાય તેમ નથી.

શંકા—કપાલાદિક જેટલાં કારણો છે તે ઘડારૂપકાર્યની પહેલાં રહેવાં જોઇએં; કેમકે જેકારણવગર કાર્ય સિદ્ધ થાય નહિં અને કાર્યની પહેલેં નિયમથી રહેતું હોય તે કારણ કહેવાય છે. તેકારણમાં કાર્યની પહેલાં રહેવાપણાંરૂપ જે અંશ છે તે, પ્રાગભાવ માનશો નહિં તો કેમ જાણી શકાશે? કપાલમાં ઘડાનો પ્રાગભાવ છે

* ઘડાનાં કપાલ તયાર થયાં હોય અને ઘડો હજી તયાર થવાનો હોય ત્યારેં આકપાલમાં ઘડો નથી એવો અનુભવ થાય છે તે ઘડાના અભાવનો અનુભવ થાય છે અને ઘડો થયાપહેલાં અભાવનો અનુભવ થાય છે તેથી પ્રાગભાવ કહેવાય છે.

૬

એમ માનશું ત્યારેં ઘડાની પહેલાં કપાલ છે એમ જણાશે; કેમકે પ્રાગભાવનો જે સમય છે તેસમયમાંજ તે કારણો રહે છે; માટે પ્રાગભાવનું ગ્રહણ થાય ત્યારેંજ તેકારણોનું ગ્રહણ થાય તેમ છે.

ઉત્તર—આકપાલમાંથી ઘડો થવાનો છે એવું જ્ઞાન થાય છે તેનાથીજ આ-કપાલાદિક ઘડારૂપ કાર્યની પહેલેં રહેલાં છે એમ જાણીશકાય છે. જો તેમ ન હોય તો પ્રાગભાવને પણ તમે કારણ માનો છો ત્યારેં તેમાં કાર્યની પહેલેં રહેવારૂપ અંશ રહેલો છે તેઅંશનું ગ્રહણકરવામાટે પણ પ્રાગભાવ માનશો તો આત્માશ્રયરૂપ દોષ આવશે એટલેં પ્રાગભાવની કારણતાનુંજ ગ્રહણ થશે નહિં, તેમ કારણાવસ્થાથી પ્રાગભાવ જણાય છે તેકારણાવસ્થાને તમે સ્વીકારશો નહિં તો કારણાવસ્થાનું ગ્રહણ થશે નહિં એટલેં પ્રાગભાવનું પણ ગ્રહણ નહિં થાય. ઘડાને ઉત્પન્નકરવાને અનુકૂલ એવી જે કારણાવસ્થા તેને જે જોતો નથી તેને આકપાલમાં ઘડો થવાનો છે તથા હાલ આકપાલમાં ઘડાનો પ્રાગભાવ છે એવી બુદ્ધિ ક્યારેં પણ થાયજ નહિં.

શંકા—વિશેષ અભ્યાસ હોય તેને તેવી બુદ્ધિ થાય.

ઉત્તર—કેવળ અભ્યાસથીજ તેવી બુદ્ધિ થતી હોય તો કપાલાદિકકારણોને જોયાવગર પણ તેવી બુદ્ધિ થવી જોઇએ. તેમ પ્રાગભાવના જ્ઞાનવગર પણ આ-કપાલાદિકકારણોમાં ઘટરૂપકાર્યની પેહેલેં રહેવાપણાંરૂપ અંશ છે એવી બુદ્ધિ પણ થશેજ; કેમકે કાર્ય થવાનો સમય જેને પછી હોય તેનેજ કાર્યની પહેલેં રહેવાપણુ છે. તેમ આગળ કાર્ય થવાનું છે એમ જેસમયમાં જાણવામાં આવે છે તેકાલનો ધર્મજ કાર્યથવાની પહેલાંનો કહેવાય છે; માટે કપાલવિગેરે કારણો હોય ત્યારેં આમાંથી આગળ ઘડો થવાનો છે એવું જે જ્ઞાન થાય છે તેશિવાય જૂદો પ્રાગભાવ માનવામાં કાંઇ પ્રમાણ નથી; તેથી આકપાલમાં ઘડો નથી એવી જે પ્રતીતિ થાય છે તે સાધારણરીતેં ઘડાના અભાવની પ્રતીતિ થાય છે તેમાં પ્રાગભાવ માની પ્રાક્શબ્દ આગળ ઉમેરવો તે પ્રમાણસિદ્ધ નથી; તે તો આભૂ-તલમાં ઘડો નથી એવી પ્રતીતિને તમે અત્યંતા ભાવ માનો છો તેવીજ આ પ્રતીતિ છે; તેથી કપાલાદિકમાં ઘડાની કારણાવસ્થા છે તેને જે જાણતો નથી તેને કપાલમાં ઘડાનો અભાવ દેખાય છે તે ઘડાનાં કારણરૂપ થતો નથી.

શંકા—કાર્યની કારણાવસ્થાથી પ્રાગભાવ જણાય છે માટે અત્યંતાભાવથી જૂદો છે, કાર્યની ઉત્પત્તિ થયા પછી પ્રાગભાવનો નાશ થાય છે તેથી ધ્વંસાભાવથી જૂદો છે અને *સંસર્ગાભાવરૂપ હોવાથી અન્યોન્યાભાવથી જૂદો છે એમ ત્રણે અ-ભાવથી જૂદો થયો અને અભાવ છે એમ તો અનુભવમાં આવે છે એટલેં ચોથો અભાવ પ્રાગભાવજ અવશિષ્ટ રહ્યો. એવી રીતેં પ્રાગભાવ સિદ્ધ થશે ત્યારેં કારણ-લક્ષણમાં તેનો સમન્વય હોવાથી કારણપણું તેને કેમ નહિં?

* નૈયાયિક લોકો સંસર્ગાભાવ અને અન્યોન્યાભાવ એમ બેપ્રકારના અભાવને માની પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ અને અત્યંતાભાવ એમ ત્રણપ્રકારનો સંસર્ગાભાવ માને છે. એટલેં અન્યોન્યાભાવથી સંસર્ગાભાવ જૂદો છે.

ઉત્તર—કેવલ અભાવના અનુભવમાત્રથી પ્રાગભાવની સિદ્ધિ થઇશક્તી નથી; કેમકે બીજા અભાવથી જૂદો છે એમ સિદ્ધ થયું તોપણ કારણાવસ્થાની સાથે તે રહે છે તેનાથી પ્રાગભાવ જૂદો છે એમ સિદ્ધ થતું નથી. કદાચિત્ કારણાવસ્થાની સાથે પ્રાગભાવ થાયછે એમ સિદ્ધ થાય તોપણ કારણ થવાના સમયની સાથે પ્રાગભાવ પણ ઉત્પન્ન થાય છે એમ સિદ્ધ થવાથી તમે પ્રાગભાવને અનાદિ માનો છો તે અનાદિપણું તેનું સિદ્ધ થતું નથી; એટલે તમે (નૈયાયિક લોકો) જે અનાદિ, સાંત પ્રાગભાવ છે એવું પ્રાગભાવનું સ્વરૂપ માનો છો તે સિદ્ધ થતું નથી. તેમ તમે પ્રાગભાવને કારણ માનો છો પણ તેમાં કોયજાતની ક્રિયા નથી અને ક્રિયા (વ્યાપાર) વાળાં અસાધારણકારણનેજ કારણ માનો છો; માટે વ્યાપારવાળું હોય તેજ કારણ થાય એવો નિયમ છે. જેમ કપાળ વ્યાપારવાળું હોવાથી ઘડાનું કારણ છે તેવી રીતે પ્રાગભાવમાં કોઇજાતનો વ્યાપાર* નહિંહોવાથી પ્રાગભાવ છે એમ પણ સિદ્ધ થઇશકતું નથી ત્યાં તેને કારણપણું તો ક્યાંથીજ થઇશકે; માટે કારણવસ્થાથી જૂદો પ્રાગભાવ નથી. એવી રીતે ધ્વંસાભાવ પણ દંડાદિકનાં સ્વરૂપથી જૂદો નથી; કેમકે તિરોભાવનો અર્થ એવો થાય છે કે तिरः (અપ્રકટ) भावयति (કરે છે) તે તિરોભાવ અથવા તિરોભવન કહેવાય છે. બન્નેપ્રકારે નિમિત્ત તથા ઉપાદાનકારણ એબેમાંથી એકનાં સ્વરૂપથી જૂદો ધ્વંસાભાવ છે એમ નિરૂપણ થઇશકતું નથી; માટે કાર્યને પ્રતિકૂલ એવી કારણાવસ્થા એજ ધ્વંસ છે.

શંકા—પ્રથમ જે, ઘડાનો આકાર હોય છે તેનો ધ્વંસ (નાશ) થયા પછી તે આકાર દેખાતો નથી બીજો આકાર દેખાય છે; માટે ધ્વંસ માનવોજ જોઇએ.

ઉત્તર—બીજો આકાર દેખાય છે તે પણ ઘડાનોજ ધર્મ છે એમ સમજવું. જો બીજો આકાર દેખાય છે તે ઘડાનો ધર્મ ન હોય તો घटो ध्वस्तः (ઘડો ધ્વસ્ત થયો) એમ કહેવાય છે ત્યાં ઘટનું વિશેષણ ધ્વંસ થાયજ નહિ પણ ઘડાનાં વિશેષણરૂપે ધ્વંસ વ્યવહારમાં આવે છે તેથી પાકેલા ઘડામાં રક્તિમા આવે છે ત્યારે જેમ રાતો ઘડો કહેવાય છે તેમાં ઘડાનાં વિશેષણરૂપે રક્તિમા વ્યવહારમાં આવે છે તેમ ધ્વંસ થાય છે ત્યારે ઘડો ધ્વસ્ત થયો એમ કહેવાય છે તેમાં ધ્વંસજ વિશેપણરૂપે વ્યવહારમાં આવે છે માટે ઘડાનોજ ધ્વંસનામનો આકાર છે એમ નિશ્ચય થાય છે.

શંકા—પાકેલાઘડામાં રક્તિમા છે તે ઘડાના અભાવરૂપ નથી તેથી રાતો

---

* વ્યાપારનું લક્ષણ એવું છે કે तज्जन्यत्वे सति तज्जन्यजनकः (જેનાથી ઉત્પન્ન થાય તેનાથી ઉત્પન્નથનારને ઉત્પન્ન કરે) જેમ અનુમાનમાં અગ્નિની વ્યાપ્તિવાળોધૂમવાળો આ પર્વત છે એવો પરામર્શ થાય છે તે વ્યાપ્તિજ્ઞાનથી ઉત્પન્ન થાય છે અને વ્યાપ્તિજ્ઞાનથી ઉત્પન્નથનારી-અનુમિતિને ઉત્પન્ન કરે છે માટે પરામર્શ વ્યાપાર કહેવાય છે. તેવી રીતે કપાલ મૃત્તિકાથી ઉત્પન્ન થાય છે અને મૃત્તિકાથી ઉત્પન્નથનારઘડાને ઉત્પન્ન કરે છે તેથી તેમાં વ્યાપારપણું છે એમ કાહશકાય છે પણ પ્રાગભાવ ઉત્પન્ન થતોજ નથી એમ નૈયાયિક લોકો માને છે માટે વ્યાપારપણું તેમાં ઘટતુંજ નથી. અને વ્યાપારવગરનું કારણ હોયજ નહિં, તેથી પ્રાગભાવ ઘટનું કારણ નથી.

ઘડો છે એમ કહેવામાં શક્તિમાને લઇને ઘડાની પ્રતીતિ થાય છે પણ ધ્વંસ તો ઘડાના અભાવરૂપ છે માટે અભાવને લઇને ઘડાની પ્રતીતિ થઇશકે નહિં.

ઉત્તર—(નૈયાયિક લોકો પ્રાગભાવાદિક માનનારા હોવાથી તેના તરફની શંકા છે માટે તેને કહેવું જોઇએ કે) તમારા મતમાં તેજના અભાવરૂપ અંધકાર માનેલું છે ત્યાં તમ (અંધકાર)ને લઇને જેમ તેજની પ્રતીતિ માનો છો તેવી રીતે અહિં પણ ધ્વંસને લઇને ઘડાની પ્રતીતિ થવામાં બાધ નથી; માટે જેમ, ઘડો, જેકારણોવગર થઇશકતો નથી તેકારણોની પાછલ થનાર છે અને કપાલ, દંડ, ચક્રાદિકકારણો-વગર ઘડો થતો નથી તેથી તે કારણો ઘડાની પૂર્વે નિયમથી રહેનાર છે તેથી જેમ ઘડાનું પછીથવાપણું અને કપાલાદિકકારણોનું પૂર્વે રહેવાપણું એબેને લઇને ઘડો કાર્ય અને કપાલાદિક કારણ કહેવાય છે તેમ ઘડોવિગેરે આગળથનાર છે એવું જ્ઞાન અને ઘડાનો આકાર બીજો થઇજાય છે તેબેને લઇને પ્રાગભાવ તથા ધ્વંસ કહેવાય છે; એટલે કપાલાદિકને જોઇને આમાંથી આગળ ઘડો થનાર છે એમ જાણે છે ત્યાં તમે પ્રાગભાવ કહો છો અને ઘડાનો આકાર પ્રથમ હોય તે મટી બીજો થઇજાય છે તેને તમે ધ્વંસ કહો છો બાકી પ્રાગભાવ કે ધ્વંસ કાંઇ પદાર્થજ નથી. તેમ ઘટ પટ નથી અને પટ ઘટ નથી એમ કહેવાય છે ત્યાં ઘટનો અભાવ પટમાં અને પટનો અભાવ ઘટમાં માનવામાં આવે છે તેને અન્યોન્યા-ભાવ કહે છે, ત્યાં પણ ભગવાનની મૂલેચ્છાથી પટમાં ઘટાદિકનો તિરોભાવ છે અને ઘટમાં પટાદિકનો તિરોભાવ છે, જો કે સર્વપદાર્થોને બ્રહ્મરૂપપણું હોવાથી સર્વધર્મ-વાળા સર્વ પદાર્થો છે તો પણ જેમ મત્સ્યાદિક અવતારો તેતેકાર્યમાટે થયેલા છે તેમ જલાહરણકાર્યમાટે ઘટરૂપબ્રહ્મનો આવિર્ભાવ છે અને આવરણરૂપકાર્ય-માટે પટરૂપબ્રહ્મનો આવિર્ભાવ છે; માટે અન્યોન્યાભાવ નહિંમાનિયે તો ઘટ વડે પટનું કાર્ય અને પટવડે ઘટનુંકાર્ય થશે એમ નૈયાયિક લોકો કહે છે તેનો નિરાસ થયો; કેમકે જેમ મત્સ્યાદિક અવતારો ભગવાનના છે તેમાં જેઅવતારવડે જેલીલા-કરવાની પોતાની ઇચ્છા છે તેઅવતારવડે તેજ લીલા અને તેને ઉપયુક્ત કાર્ય કરે છે, તેમ જગતમાં ઘટ, પટવિગેરે સર્વેપદાર્થો બ્રહ્મરૂપજ છે પણ તેની અંદર-જેનાથી જે કાર્ય કરવાની પોતાની ઇચ્છા છે તેનાથી તેજ કાર્ય થઇશકે છે બીજું કાર્ય થઇશકતું નથી. જેમ લોકમાં પણ કટક, કુંડળ, નૂપુર અને હારવિગેરે સર્વ પદાર્થો સુવર્ણમાંથી બનેલા હોવાથી સુવર્ણરૂપજ છે તથાપિ તેમાં કટકમાં કુંડળનો, કુંડળમાં કટકનો, નૂપુરમાં કડાંનો અને કડામાં નૂપુરનો એમ તમામનો પરસ્પર અન્યોન્યાભાવ માન્યાવગરજ કુંડળનું કાર્ય કટકથી, કટકનું કુંડળથી, નૂપુરનું કટકથી કે કટકનું નૂપુરથી કાંઇ થઇશકતું નથી; તેમાં તેવ્યવહારબાંધનારની ઇચ્છાજ નિયામક જોવામાં આવે છે તેવી રીતે સર્વ કાર્ય ભગવાનની ઇચ્છાના નિયમપ્રમાણેજ થાય છે; તેથી અન્યોન્યાભાવ માનવાનું કાંઇ કારણ નથી. તેવીજ રીતે અત્યંતાભાવ માનવાનું પણ કાંઇ કારણ નથી તિરોભાવથીજ તમામ નિર્વાહ થઇશકે છે. ભૂતલમાં ઘડાનો અત્યંતાભાવ માનવો તેના કરતાં તિરોભાવ માનવો

એજ વધારે સારું છે. (૧૭)

એવી રીતેં સર્વપ્રપંચનું સત્યપણુ સિદ્ધકરીને તેના પ્રસંગમાં આવેલા આવિર્ભાવ તથા તિરોભાવનું નિરૂપણ કરિને કાર્યકારણની સત્યતાનો પ્રસંગ ચાલે છે તેનું અધિકરણ, અપાદાન, સંબંધ, સંપ્રદાન, કર્મ, કર્ત્તા અને પ્રકાર એસર્વને બ્રહ્મરૂપપણુંજ છે એમ શ્રીભાગવતના શ્લોકથી સિદ્ધકરે છે.

मूलम्। यत्र येन यतो यस्य यस्मै यद्यद्यथा यदा।
स्यादिदं भगवान् साक्षात् प्रधानपुरुषेश्वरः ॥ १८ ॥
इति भागवते पद्ये सर्वस्य ब्रह्मता श्रुता।
श्रुतिसूत्रैः स्मृतिगणैः दृष्टिः स्वर्णार्थिनो यथा ॥ १९ ॥
सुवर्णस्य च ये खण्डाः कटका मुद्रिकादयः।
सुवर्णत्वेन गृह्णाति तथा ब्रह्मविदो मतिः ॥ २० ॥

શબ્દાર્થ—આ જગત્ જ્યાં, જણેકરિને, જેનાથી, જેનું, જેનેમાટે, જે, જે, જેવી રીતેં, જ્યારેં થાય છે તે સાક્ષાત્ પ્રધાનપુરુષેશ્વર 'ભગવાનજ' છે. એશ્રીભાગવતના દશમસ્કંધના શ્લોકમાં સર્વની બ્રહ્મતા સાંભળી છે, તેવીજ રીતેં શ્રુતિ, સૂત્રો અને સ્મૃતિના સમૂહોવડે પણ, સર્વનું બ્રહ્મપણું સિદ્ધ છે; તેથી સર્વ બ્રહ્મ છે એવી દૃષ્ટિ (શુદ્ધાદ્વૈતજ્ઞાનવાળાની રહે) છે. ત્યાં દૃષ્ટાંત આપે છે કે કડાં અને વીંટી-વિગેરે જે સુવર્ણના ભાગો છે તેને (આ સુવર્ણજ છે એવી રીતેં) સુવર્ણપણાથી સુવર્ણની ઇચ્છાવાળાની દૃષ્ટિ જેમ ગ્રહણ કરે છે તેમ બ્રહ્મને જાણનારની મતિ થાય છે.

ટીકા—શ્રીભાગવતના શ્લોકમાં વિભક્તિના અર્થ પણ બ્રહ્મજ છે એમ નિરૂપણ કર્યું છે તેવીજ રીતેં શ્રુતિ, સૂત્રો અને સ્મૃતિના સમૂહોવડે પણ સર્વબ્રહ્મરૂપજ છે એમ સિદ્ધ થાય છે. મૂળમાં યદા (જ્યારેં) એ અવ્યય લખેલ છે તે કાલને કહેનાર છે તેથી કાલને પણ બ્રહ્મપણું છે એમ બતાવે છે, તેથીજ શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૧ મા અધ્યાયમાં कालोऽस्मि (હું કાલ છું) એમ ભગવાને અર્જુનપ્રત્યે કહેલ છે; તેથી આપણા સિદ્ધાંતમાં દ્વૈતનો લેશ પણ નથી; આવી રીતેં નિરૂપણ કરવાથી બ્રહ્મને ઉપાદાનકારણપણું હોય તો નિમિત્તકારણપણું ઘટે નહિં અને નિમિત-કારણપણું હોય તો ઉપાદાનકારણપણું ઘટે નહિં એવી શંકાનો નિરાસ થયો; કેમકે વિરૂદ્ધધર્માશ્રયપણું બ્રહ્મનું લક્ષણ હોવાથી બ્રહ્મ સર્વરૂપ થવાને સમર્થ છે. તે પ્રથમજ નિરૂપણ કર્યું છે. (૧૮) सर्वं खल्विदं ब्रह्म (આ સર્વ જગત્ બ્રહ્મ છે.) ઇત્યાદિકશ્રુતિઓમાં, आत्मा कार्त्स्न्यम् (બધું આત્મા છે) ઇત્યાદિકસૂત્રોમાં, भूतानि विष्णुर्भुवनानि विष्णुः (સર્વભૂત વિષ્ણુરૂપ છે અને સર્વ ભુવનો વિષ્ણુરૂપ છે.) ઇત્યાદિકવિષ્ણુપુરાણમાં અને શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ કહેલ છે કેઃ—

बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥

અર્થ—આ સર્વ વાસુદેવ (ભગવદ્રૂપ) છે એમ જાણનાર ઘણાજન્મોની અન્તે મ્હારી શરણે આવે છે તે મહાત્મા અત્યંત દુર્લભ છે. ઈત્યાદિકસ્થળોમાં સર્વ બ્રહ્મ છે એમ નિરૂપણ કર્યું છે (૧૯) સર્વ બ્રહ્મરૂપ છે એવું સિદ્ધકરવામાં દૃષ્ટાંત આપે છે કે કડાં અને કુંડલવિગેરે જે સુવર્ણના ખંડો છે તેને સુવર્ણની ઇચ્છા-વાળાની દૃષ્ટિ સુવર્ણરૂપેંજ જાણે છે તેવી રીતેં બ્રહ્મને જાણનારની મતિ સર્વને બ્રહ્મરૂપેંજ જાણે છે તેવિષે શ્રીભાગવતદ્વાદશસ્કંધના ૪ થા અધ્યાયમાં કહેલ છે કેઃ—

यथा हिरण्यं बहुधा समीयते नृभिः क्रियाभिर्व्यवहारवर्त्मसु ।
एवं वचोभिर्भगवानधोक्षजो व्याख्यायते लौकिकवैदिकैर्जनैः ॥ ३० ॥

અર્થ—જેમ માણસો વ્યવહારના માર્ગોમાં જૂદી જૂદી ક્રિયાઓવડે એકજ સુવર્ણને ઘણેપ્રકારે જૂદા જૂદા (કડાં કુંડલ, નૂપુરવિગેરે) નામોથી ઉપયોગમાં લેછે તેમજ લૌકિક તથા વૈદિક માણસો, અધોક્ષજ—ભગવાનને જૂદાં જૂદાં વચનો (નામો) વડે બોલે છે. તેમજ એકાદશસ્કંધના ૨૮ મા અધ્યાયમાં પણ કહેલ છે કેઃ—

यथा हिरण्यं सुकृतं पुरस्तात्पश्चाच्च सर्वस्य हिरण्मयस्य ।
तदेव मध्ये व्यवहार्यमाणं नानापदेशैरहमस्य तद्वत् ॥ १९ ॥

અર્થ—સુવર્ણનો જેમ સારો ઘાટ કરેલો હોય તે પ્રથમ સુવર્ણજ છે, ઘાટ મટીગયાપછી પણ સુવર્ણમયઘાટનું સુવર્ણજ રહે છે અને ઘાટ હોય ત્યારેં મધ્યદશામાં જૂદાં જૂદાં નામોવડે વ્યવહારમાં આવનારું પણ સુવર્ણજ છે તેવીજ રીતેં આજગતની પહેલેં હુંજ હતો, જગતનો લય થયા પછી પણ હું છું અને મધ્યમાં (જગત્ છે ત્યારેં) જૂદાં જૂદાં (ઘટપટાદિક) નામોવડે વ્યવહારમાં આવનાર હુંજ છું. એમ શ્રીકૃષ્ણ—ભગવાને ઉદ્ધવજીપ્રત્યેં કહેલ છે તેમજ ૧૩ મા અધ્યાયમાં હંસ—ભગવાને બ્રહ્માજી તથા સનકાદિકને કહેલ છે કેઃ—

मनसा वचसा दृष्ट्या गृह्यतेऽन्यैरपीन्द्रियैः ।
अहमेव न मत्तोऽन्यदिति बुद्ध्यध्वमञ्जसा ॥ २४ ॥

અર્થ—મનવડે વચનવડે, દૃષ્ટિવડે અને બીજીઈંદ્રિયોવડે પણ જેટલું ગ્રહણ-કરવામાં આવે છે તે સર્વ હુંજ છું, મ્હારાથી જૂદું નથી એમ તમે વગરમહેનતેં (સહેજમાં) જાણીલ્યો. એમ કહ્યું છે તેથી સર્વઈંદ્રિયોથી જેનું ગ્રહણ થાય છે તે (નામરૂપાત્મક) સર્વ બ્રહ્મજ છે એમ સમજવું. (૨૦)

એવી રીતેં સર્વ બ્રહ્મરૂપ છે એમ નિરૂપણ કર્યુંતેમાં શ્રુતિનું પ્રમાણ આપેછે.

मूलम् । यथा सोम्येत्यादिश्रुतौ स्पष्टमेव निरूपितम् ।
तथा तत्त्वमसीत्यत्राभेदोंऽशांशिविचारतः ॥ २१ ॥

શબ્દાર્થ—જેમ છાંદોગ્યઉપનિષદના છઠ્ઠા પ્રપાઠકના પ્રથમખંડમાં યથા સોમ્ય ઇત્યાદિકશ્રુતિમાં સ્પષ્ટ નિરૂપણ કરેલું છે, (કે સર્વ બ્રહ્મરૂપ છે.) તેમ તેજપ્રપાઠકના

૮ મા ખંડથી તે ૧૬ મા ખંડસુધી નવવાર ઉપદેશ કર્યો છે તેમાં तत्त्वमसि એમ નવવખત કહેલ છે ત્યાં જીવ અંશ છે અને બ્રહ્મ અંશિ છે એવા વિચારથી અભેદ છે એમ નિરૂપણ કર્યું છે.

ટીકા—છાંદોગ્યઉપનિષદના છઠ્ઠા પ્રપાઠકના પ્રથમખંડમાં અરુણિના પુત્ર ઉદ્દાલકે પોતાના પુત્ર—શ્વેતકેતુને કહેલ છે કેઃ—

**यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं भवति ।**

અર્થ—હે સોમ્ય ! જેમ એકમાટીનો પિંડો જાણવાથી મૃત્તિકામય (ઘટશરાવાદિક) સર્વપદાર્થો જણાઇજાય છે તેવી રીતે એક બ્રહ્મ જાણવાથી સર્વ (જગત્) જણાય છે. ઇત્યાદિકશ્રુતિઓમાં મૃત્તિકા અને તેમાંથી થયેલઘડાવિગેરેમાં કાંઇ ભેદ નથી તેમ બ્રહ્મ અને તેમાંથી થયેલ જગતમાં ભેદ નથી. તેમ तत्त्वमसि (તે બ્રહ્મ તું છો.) ઇત્યાદિકશ્રુતિયોમાં જીવ અંશ છે અને બ્રહ્મ અંશિ હોવાથી તેમાં ભેદ નથી. એમ સિધ્ધ કર્યું છે. અહિં સર્વમતના સંગ્રહનો શ્લોક છે કેઃ—

**केचित्तत्त्वमसीति वाक्यविषये तत्त्वम्पदे लक्षणां केचित्तत्र ङसो लुकं**
**विदधते भाष्यं तु केचिज्जगुः । केचिच्चिद्विपयादभेदमपरे छिन्दन्त्य-**
**तत्त्वं पदं सिद्धान्ते तु सुवर्णवज्जगदिदं ब्रह्मैव जीवस्तथा ॥**

અર્થ—तत्त्वमसि એવાકયના અર્થમાં કેટલાક (શંકરાચાર્યના મતવાળા) तत् પદ અને त्वं પદમાં લક્ષણા કરે છે. એટલે तत् શબ્દથી સર્વજ્ઞત્વાદિક ધર્મોવાળું બ્રહ્મ (માયોપહિત ઇશ્વર*) અને त्वं શબ્દથી અલ્પજ્ઞત્વાદિકધર્મોવાળો જીવ એબેનો અભેદ સંભવે નહિં માટે ભાગત્યાગલક્ષણા માને છે તેમાં સર્વજ્ઞત્વાદિક તથા અલ્પજ્ઞત્વાદિકધર્મોનો ત્યાગ કરી કેવળ ચૈતન્યાંશનું ગ્રહણ કરીને જીવ તથા બ્રહ્મનો અભેદ કરે છે, જેમ सोऽयं देवदत्तः (તે આ દેવદત્ત) એમ બોલાય છે તેમાં તે અને આ એબેભાગનો ત્યાગ કરી દેવદત્તનુંજ ગ્રહણ થાય છે તેવી રીતે ભાગત્યાગલક્ષણા કરે છે, કેટલાક (રામાનુજ, માધ્વ અને શૈવ) तत्त्वं એવું વાકય છે ત્યાં तस्य (તેનો) त्वं (તું) એવો અર્થ કરી तस्य એ ષષ્ઠી વિભક્તિનો લોપ થયો એમ માને છે; એટલે તેબ્રહ્મના સંબંધવાળો તું છો એવો અર્થ કરી સેવ્યસેવકભાવરૂપ સંબંધ માને છે, કેટલાક (રામાનુજાદિકમતનું વ્યાખ્યાનકરનારા) ભાષ્ય માને છે; એટલે तत् શબ્દ કહ્યો છે ત્યાં "શબ્દમાં જે જે વિભક્તિનો અર્થ કરવાનું બુદ્ધિમાં આવે તે તે વિભક્તિનો આશ્રય કરવો" એમ ભાષ્યમાં લખેલું છે તેને આધારે ષષ્ટી વિભક્તિનો આશ્રય કરિને તેનો તું છો એવો અર્થ (પ્રથમની પેઠે) કરે છે, કેટલાક (નિંબાર્કમતવાળા) બ્રહ્મમાં તથા જીવમાં ચૈતન્યરૂપ ધર્મ સરખો હોવાથી જીવ તથા બ્રહ્મમાં અભેદ છે એમ માને છે, કેટલાક (માધ્વમતના એકદેશિઓ)

* નિર્ગુણબ્રહ્મનો માયામાં પ્રતિબિંબ પડયો તે ઇશ્વર (સર્વજ્ઞત્વ, જગત્કર્તૃત્વાદિક, ધર્મવાળા) થયા અને અવિદ્યામાં પ્રતિબિંબ પડયો તે જીવ (અલ્પજ્ઞત્વાદિકધર્મવાળો) થયો છે. એમ શ્રીશંકરાચાર્યના મતવાળા માને છે.

आत्मातत्त्वमसि એમ तत्त्वमसिની પહેલાંનો ભાગ લઇને अतत्त्वमसि એવું પદ કાઢીને તે બ્રહ્મ તું નથી; અર્થાત્ તું જીવ છો. એવો અર્થ કરે છે અને બ્રહ્મવાદ (શુદ્ધાદ્વૈત)ના સિદ્ધાંતમાં તો, ઉદ્દાલક પોતાના પુત્ર–શ્વેતકેતુને જે વાક્ય નવવાર બોલી ઉપદેશ કર્યો છે તે વાક્ય આખાંની એકવાક્યતા કરી સર્વ બ્રહ્મરૂપ છે એવો અર્થ કરે છે. શ્વેતકેતુને ઉપદેશ આપ્યો છે ત્યાં तत्त्वमसि એટલુંજ વાક્ય નથી પણ નવવાર નીચેપ્રમાણે ઉપદેશ કર્યો છે.

स य एषोऽणिमा ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो !।

અર્થ– જે આ અત્યંત સૂક્ષ્મરૂપ આત્મા જગતનાં કારણરૂપ છે તેરૂપજ આ દેખાતુ સર્વ જગત્ છે, તે સત્ય છે, તે આત્મા છે અને હે શ્વેતકેતુ! તે તું છો. એમ જૂદાં જૂદાં દૃષ્ટાંત આપી નવવાર ઉપદેશ કર્યો છે તેમાં સર્વ બ્રહ્મરૂપ છે એમ સિદ્ધકર્યું છે માટે જેમ સુવર્ણના અંશ સુવર્ણરૂપજ છે તેમ બ્રહ્મના અંશરૂપ આ જગત્ બ્રહ્મજ છે તેમ ચિદંશરૂપ જીવ પણ બ્રહ્મ છે. એવો બોધ આવાક્યમાં કરેલો છે. કેવળ જીવ તથા બ્રહ્મનોજ અભેદ બતાવેલ નથી પણ જગત્ તથા જીવ સર્વનો બ્રહ્મની સાથે અભેદ છે એમ આશ્રુતિનો અર્થ છે; માટે तत्त्वमसि એટલુંજ મહાવાક્ય નથી પણ स य एषोऽणिमा ત્યાંથી આરંભીને નવવાર ઉપદેશ કરેલ છે તે સંપૂર્ણ મહાવાક્ય છે; માટે સંપૂર્ણમહાવાક્યનો એક અર્થ શુદ્ધાદ્વૈત-સિદ્ધાંતમાં કરાય છે. બીજા સિદ્ધાંતમાં સંપૂર્ણમહાવાક્યની એકાર્થતા થતી નથી તે નીચેના શ્લોકથી જણાશે.

तत्रोपक्रमसङ्गतिर्बहुविधा भग्ना प्रतिज्ञाश्रुतिर्भक्तिः स्याद्यदि न त्वमेव
कथयेव भेदे च वैषम्यता। साधर्म्येऽपि च भेद एव रसितश्छेदो न
सम्यक् यतः सिद्धान्तः श्रुतिसंमतो विलसति प्राज्ञैर्विचार्यं मुहुः ॥

અર્થ–શ્રીશંકરાચાર્યાદિકના વ્યાખ્યાનોમાં ઉપક્રમની સંગતિ ઘણેપ્રકારે ભગ્નથાય છે. જેમ કે तत्त्वमसि એ વાક્ય છાંદોગ્યઉપનિષદમાં શ્વેતકેતુના ઉપાખ્યાનમાં છે; તેમાં શ્વેતકેતુ ચારે વેદ અર્થસહિત જાણીને મહાઅભિમાની કોઇને નમે નહિં તેવો થઇને પોતાના પિતા (ઉદ્દલાક) પાસે આવ્યો ત્યારે તેનું અભિમાન મટાડવા અને તેને નમ્ર કરવામાટે તેના પિતાએ પૂછ્યું છે કેઃ–

यन्नु सोम्येदं महामना अनूचानमानी स्तब्धोऽस्युत तमादेशमप्राक्ष्यः
येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमिति ।

અર્થ–હે સોમ્ય! જે આવું અભિમાન થયું છે કે હું મહોટો છું એવાં મનવાળો, મ્હારા જેવો બીજો કોય (ભણેલ) નથી એમ માનનાર તું કોઇને નમતો નથી એવો અક્કડ બનેલો છે તે તારા ગુરુપાસે તેં શું એવો ઉપદેશ પૂછેલો છે? કે જેનાથી નહિં સાંભળેલું સાંભળેલું થાય, નહિંમાનેલું માનેલું અને નહિંજાણેલું જાણેલું થાય. એમ એકજાણવાથી સર્વ જણાય એવું તું કાંઇ ભણેલો છે? એમ ઉદ્દાલક પોતાના પુત્ર–શ્વેતકેતુને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે એવું મને કાંઇ ગુરુયે ભણાવેલ નથી માટે

તમેજ ભણાવો, એમ શ્વેતકેતુના કહેવાથી તેના પિતા—ઉદ્દાલકે ઉપદેશ કર્યો છે; તેમાં પ્રારંભમાંજ એકજાણવાથી સર્વ જણાઇજવાની પ્રતિજ્ઞા છે તે સર્વ એક હોય ત્યારેંજ તેમ બને, જેમ સુવર્ણમાંથી થયેલ કડાં, કુંડલ અને મુદ્રિકાવિગેરે પદાર્થો તથા સુવર્ણની લગડીયો એ સર્વ સુવર્ણ હોવાથી એક સુવર્ણના જ્ઞાનથી તમામનું જ્ઞાન થાય છે. તેસારુ પ્રથમજ सदेव सोम्येदमग्रआसीत् (હે સૌમ્ય! આ જગત્ આગળ સદ્રૂપજ (બ્રહ્મજ) હતું એમ નિરૂપણ કર્યું છે; માટે ઉપદેશવાક્યમાં પણ પ્રથમ સર્વ જડ સદ્રૂપ છે એમ બતાવવામાટે ऐतदात्म्यमिदं सर्वं (આ દેખાતું સર્વ સદ્રૂપજ છે) એમ કહ્યું છે. બ્રહ્મ તો સત્ય છે અને જડપદાર્થનો તો નાશ દેખાય છે તેથી તે અસત્ય હશે એમ કોઇને શંકા થાય તેની નિવૃત્તિસારુ વળી કહ્યું છે કે तत्सत्यम् (તે સત્ય છે) માટે નાશ નથી પણ પદાર્થમાત્રનો આવિર્ભાવ તથા તિરોભાવ થાય છે. (તેનો વિસ્તાર પ્રથમ આવીગયો છે.) ઉપદેશવાક્યમાં પ્રથમ જડનું નિરૂપણ કર્યું છે અને પછી જીવનું નિરૂપણ છે તે બન્ને સત્ય છે એમ બતાવવામાટે (દેહલી *દીપના ન્યાયથી) વચમાં કહ્યું છે કે स आत्मा (તે આત્મા છે). એવી રીતે જડ બ્રહ્મરૂપ છે એમ કહિને જીવ બ્રહ્મરૂપ છે એમ બતાવવામાટે કહે છે કે तत्त्वमसि (તે તું છો.) આ ઉપદેશ છે; કેમકે વ્યાસસૂત્રના ચતુર્થાધ્યાયના પ્રથમપાદના પ્રારંભના સૂત્રમાં आवृत्तिरसकृदुपदेशात् (ઉદ્દાલકે શ્વેતકેતુને ઉપદેશ કર્યો છે તેસારુ નવવાર આવૃત્તિ કરી છે.) એમ કહ્યું છે; માટે નવવાર જેટલા વાક્યનો ઉપદેશ કર્યો છે તેટલું સંપૂર્ણ મહાવાક્ય છે, તેમાં ऐतदात्म्यमिदं सर्वम् (આ દેખાતું સર્વ જગત્ સદ્રૂપ છે) એમ કહ્યું છે ત્યાં સદંશમાં જેમ ભાગત્યાગલક્ષણા કરતા નથી તેમ तत्त्वमसि (તે તું છો) એમ જીવને બ્રહ્મરૂપ કહેલ છે ત્યાં ચિદંશમાં પણ ભાગત્યાગલક્ષણા નથી. તેમ શ્વેતકેતુ અવતાર નથી કે તેનેજ બ્રહ્મરૂપ કહે; કેમકે તે અભિમાનાદિકદોષવાળો હતો એમ શ્રુતિમાંજ કહેલ છે; માટે જડ, જીવ, સમગ્ર બ્રહ્મરૂપ છે એમ આ વાક્યોપદેશમાં કહેલ છે તેમાંથી तत्त्वमसि એટલોજ ભાગ લઇને કેવળ જીવ તથા બ્રહ્મનોજ અભેદ બતાવે છે એમ કહેવું સંભવતું નથી; કેમકે વાક્ય તુટીજાય છે એ વાક્યભેદનો પ્રસંગ આવે છે, અને પ્રથમ એક જાણવાથી સર્વ જણાઇજાય એવી પ્રતિજ્ઞા કરી છે તેનો વિરોધ આવે છે. તેવિષે પ્રાચીન વિદ્વાનો કહે છે કેઃ—

उपक्रमोपसंहारे योऽर्थस्तु प्रतिपाद्यते ।
स एवोत्तरपक्षः स्यात्पूर्वपक्षस्ततोऽन्यथा ॥

અર્થ—ઉપક્રમ (પ્રારંભ)માં અને ઉપસંહાર (સમાપ્તિ)માં જેઅર્થનું પ્રતિપાદન થાય છે તેજ ઉત્તર (સિદ્ધાંત) પક્ષ હોય અને તેથી ઉલટા હોય તે પૂર્વપક્ષ કહેવાય; એટલે પ્રારંભ તથા સમાપ્તિમાં લખેલી બાબતને છોડીદઇને વચમાં લખેલી બાબતને

* ઘરના ઉબરા ઉપર દીવો રાખવામાં આવે તેનો પ્રકાશ ઘરની અંદર તથા બહાર બન્ને તરફ પડે તેવી રીતે બન્ને તરફ જ્યાં સંબંધ હોય ત્યાં દેહલીદીપ ન્યાય કહેવાય છે.

વળગી રહે તે પૂર્વપક્ષી (વાદી) કહેવાય છે સિદ્ધાંતી કહેવાતો નથી; તેથી પ્રારંભમાં એકજાણવાથી સર્વ જણાઇજાય એવી પ્રતિજ્ઞા કરી છે તેને અને ઉપદેશવાક્યમાં પ્રથમ જડને સદ્રૂપપણું કહેલ છે તેને છોડીદઇને કેવળ तत्त्वमसि એટલુંજ વાક્ય માની ભાગત્યાગલક્ષણા સ્વીકારાયજ નહિં. ભેદવાદિયોના મતમાં પણ શ્રુતિમાં એકજાણવાથી સર્વ જણાઇજાય એવી પ્રતિજ્ઞા કરી છે તેપ્રતિજ્ઞાનો ભંગ થાય છે; કેમકે ભેદવાદિયોના મતમાં બ્રહ્મથી જગત્ જૂદું હોવાથી, જેમ સુવર્ણ જાણવાથી, મૃત્તિકાના વિકારો જણાતા નથી, સુવર્ણના વિકારોજ જણાય છે તેમ બ્રહ્મ જાણવાથી જગત્ જણાય નહિં, એટલે એક જાણવાથી સર્વ જણાઇજાય એવી પ્રતિજ્ઞા કરી છે તેનો ભંગ થાય છે, વાસ્તવિક ભેદાભેદવાદિયોના મતમાં ભેદજ્ઞાનવાસ્તવિક હોવાથી ભેદવાદિયોની પેઠેજ ઉપક્રમનો વિરોધ અને શ્રુતિમાંકહેલી (એક જાણવાથી સર્વ જણાઇજવાની) પ્રતિજ્ઞાની હાનિ થાય છે. તેમ જો લક્ષણા થાય તો तत्त्वमसि (તે તું છો) એવાક્યમાં त्वं શબ્દ પ્રત્યક્ષદેખાતા એવા દેહને કહેનારો હોવાથી દેહનુંજ બ્રહ્મપણું થાય તે તો ઇચ્છિત ન હોય, માટે न त्त्वमसि (અલ્પગુણોપાધિવાળો તું બ્રહ્મ નથી) એમજ શ્રુતિમાં કહેત, પણ तत्त्वमसि (તે બ્રહ્મ તું છો) એમ કહ્યું છે તેથી શ્રુતિમાં લક્ષણા કરવાનો અભિપ્રાય નથી. तस्य (તેનો) त्वं (તું) असि (છો) એવો અર્થ કરવામાં ભેદજ રહે છે, ત્યારેં તમામ જીવો બ્રહ્મથી જૂદા છે એમ થયું; તેમાં કોઇને સુખ અને કોઇને દુઃખ આપવામાં બ્રહ્મમાં વિષમતારૂપ દોષ આવે છે અને જીવોને (પોતાનાં) કર્મોને આધારે સુખદુઃખ મળે છે એમ કહીશું તો સર્વકરવાની સત્તા કર્મમાં સ્વીકારી ત્યારેં ઇશ્વરની કાંઇ જરૂર નહિં રહેવાથી નિરીશ્વરવાદ માનવો પડશે, તેમ કર્મપ્રમાણે ફલ આપવું એ ઇશ્વરના આધીનમાં હોવાથી નિરીશ્વરવાદ નહિં આવે એમ કહેશો તોપણ ઇશ્વર કર્માધીન થયા ત્યારેં ઇશ્વરપણું રહેતું નથી. તે આગળ કહેવાશે, જીવ અને બ્રહ્મના ચૈતન્યની એકતાથી અભેદ બાકી ભેદ એવા ભેદાભેદવાદિયોના મતમાં પર્યવસાનમાં ભેદજ રહે છે; તેથી ભેદવાદિયોના મતમાં જે દોષો આવે છે તેજ ભેદાભેદવાદિયોના મતમાં આવે છે, अतत्त्वमसि (તે બ્રહ્મ તું નથી અર્થાત્ તું જીવ છો) એમ અનો પદચ્છેદ કરવો તે વેદને માનનારાઓને સંમત નથી એમ શ્રીઆચાર્યજીયેં આજ્ઞા કરી છે; માટે તેવો અર્થ સારો નથી; કેમકે તેવો અર્થ કરવામાં (તે બ્રહ્મ તું નથી તું જીવ છો એવો અર્થ થયો તેમાં) જીવપણું સ્વતઃ સિદ્ધ છે એમ થયું અને બ્રહ્મપણું તો પ્રાપ્ત થતુંજ નથી ત્યારેં સ્વતઃસિદ્ધજીવને તું જીવ છો એવો ઉપદેશ કરવો તે યોગ્ય નથી તેમ એક જાણવાથી સર્વ જણાઇજવાની પ્રતિજ્ઞાનો તો ભંગ થાયજ છે માટે તેવો પદચ્છેદ કરવો તેયોગ્ય નથી; તેથીજ સર્વમતસંગ્રહના શ્લોકમાં छिन्दन्त्यतत्त्वं पदम् (અતત્ત્વપદ કાઢે છે.) એમ કહેલ છે તેનો અભિપ્રાય એવો છે કે અતત્ત્વ કહેતાં વૈદિકને સંમત નહિં એવું પદ કાઢે છે, અને શુદ્ધાદ્વૈત સિદ્ધાંત તો ઉપક્રમ અને ઉપસંહારની શ્રુતિયોથી સંમત શોભે છે તે પંડિતોયેં વિચારવું જોઇએ. (૨૧)

એવી રીતેં અદ્વૈતપદાર્થનું નિરૂપણ કરીને શુદ્ધાદ્વૈત કહેવામાં શુદ્ધપદ જુદું શું ઠરાવો છો ? એમ આકાંક્ષા થાય ત્યાં કહે છે.

मूलम् । अत्रैव शाङ्कराः प्राहुर्मायिकं नश्वरं जगत् ।
मायासम्बन्धतो ब्रह्म कारणं नान्यथैव हि ॥ २२ ॥

શબ્દાર્થ—આ કાર્યકારણના વિચારમાંજ શ્રીશંકરાચાર્યમતના અનુયાયિઓ જગત્ માયિક અને નશ્વર છે તથા માયાના સંબંધથી બ્રહ્મ જગતનું કારણ છે માયાના સંબંધવગર બ્રહ્મ જગતનું કારણ નથીજ એમ કહે છે.

ટીકા—*આ કાર્યકારણના વિચારમાં શ્રીશંકરાચાર્યના અનુયાયિઓ કહે છે કે આવું ઘટપટરૂપ જગત્ દેખાય છે તે માયિક છે માટે નશ્વર છે. કાર્યરૂપ જગત્ માયિક છે માટે તેનું કારણ પણ તેવીજજાતનુંજ હોવું જોઇએ; કેમકે જેવી જાતનું કારણ હોય તેવીજ જાતનું કાર્ય થાય; માટે જગતનું કારણ અજ્ઞાન છે. (અજ્ઞાનવડે છીપમાં રૂપાંની પેઠે બ્રહ્મમાં જગત્ દેખાય છે.) બ્રહ્મનું સ્વરૂપ તો શ્રુતિમાં વર્ણવેલ છે કે:—

निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम् ।

અર્થ—કલાવગરનું, ક્રિયાવગરનું શાંત, દોષવગરનું, અને અનિન્દ્ય છે. એમ કહેલું છે. તેમ अथात आदेशो नेतिनेति (આ નહિં આ નહિં એમ વસ્તુમાત્રનો નિષેધ કરતાં કરતાં બાકી રહે તે બ્રહ્મ) એમ કહેલ છે, વળી इन्द्रो मायाभिः पुरुरूप ईयते (ઇંદ્ર માયાઓવડે ઘણારૂપે વ્યવહારમાં આવે છે ) એમ કહેલ છે, તેમ કેનોપનિષદમાં કહેલ છે કે:—

यद्वाचाऽनभ्युदितं येन वागभ्युद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ।

અર્થ—જે વાણીવડે ઉત્પન્ન થતું નથી અને જેવડે વાણી ઉત્પન્ન થાય છે. તેજ બ્રહ્મ તું જાણ્ય, જે આ ઉપાસના કરે છે તે આ નહિં. એમ કહ્યું છે; તેથી બ્રહ્મ નિરાકાર છે અને કાંઇ કરતું નથી એમ સિદ્ધ થાય છે અને જેની ઉપાસના થાય છે તે બ્રહ્મ નથી. તેમ જે જે કર્ત્તા હોય તે તે ધર્મવાળો હોય અને જે જે આકારવાળું હોય તેતે નાશાત્મક હોય એવો નિયમ હોવાથી આકારને નશ્વરપણું છે માટે બ્રહ્મ નિરાકાર છે એમ સિદ્ધ થાય છે. હું જાણતો નથી એમ જે અનુભવ થાય છે તે અજ્ઞાન કહેવાય છે, તેનુંજ માયા અને અવિદ્યા એવું નામ છે. તે માયા વિચિત્રરૂપે પરિણામપામવાના સ્વભાવવાળી છે તેનાથી આ જગત્ વિચિત્ર દેખાય છે. શુદ્ધસત્ત્વગુણવાળી માયા છે અને મલીનસત્ત્વગુણવાળી અવિદ્યા છે. એમ માયા અને અવિદ્યાનો ભેદ છે; તેમાં જલ તથા દર્પણાદિકમાં જેમ સૂર્યાદિકનો

---

* આશ્લોક પૂર્વપક્ષનો છે, તેથી ટીકામાં પ્રથમ માયાવાદિના મતપ્રમાણે નિરૂપણ કરીને પછી સિદ્ધાંતપ્રમાણે નિરૂપણ [illegible].

પ્રતિબિંબ પડે છે તેમ બ્રહ્મનો માયામાં પ્રતિબિંબ પડયો તે ઇશ્વર કહેવાણા અને અવિદ્યામાં પ્રતિબિંબ પડયો તે જીવ કહેવાણે. નિર્મલદર્પણમાં સૂર્યનો પ્રતિબિંબ પડે તેનો પ્રકાશ બહાર પણ જાય છે તેમ શુદ્ધસત્ત્વપ્રધાન એવી માયામાં બ્રહ્મનો પ્રતિબિંબ પડયો તે ઇશ્વર સર્વજ્ઞ થયા અને મલીનદર્પણમાં સૂર્યનો પ્રતિબિંબ પડે તેનો પ્રકાશ બહાર જતો નથી દર્પણની અંદરજ થોડો પ્રકાશિત દેખાય છે તેમ મલીનસત્ત્વપ્રધાન એવી અવિદ્યામાં બ્રહ્મનો પ્રતિબિંબ પડયો તે જીવ અલ્પજ્ઞ થયો, અથવા જેમ આકાશ એક છતાં વૃક્ષ અને વનની ઉપાધિને લઇને તેનો પરિચ્છેદ થાય છે એટલે વૃક્ષમાં આકાશ દેખાય છે તે વૃક્ષાકાશ અને વનમાં આકાશ દેખાય છે તે વનાકાશ કહેવાય છે તેમ બ્રહ્મ એક છે છતાં અવિદ્યાનો સંબંધ થયો તે જીવ કહેવાયો અને માયાનો સંબંધ થયો તે ઇશ્વર કહેવાયા, અથવા ચંદ્રમા એક છે છતાં આંગળીવડે નેત્રના ખુણાને દબાવીને જોઇએ ત્યારે બે ચંદ્રમા છે એવી પ્રતીતિ થાય છે તેવી રીતે બ્રહ્મ એક છે છતાં માયાના સંબંધથી જીવ અને ઈશ્વર એવી પ્રતીતિ થાય છે, તેથીજ आभास एव च (આભાસજ છે) એસૂત્રમાં વ્યાસજીયે જીવનું આભાસપણું કહ્યું છે; માટે જેમ દોરડાંમાં સર્પનો આભાસ થાય છે તેમ બ્રહ્મમાં જીવનો આભાસ થયો છે; તેથીજ वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् (વિકાર અને નામ વાણીથી કહેવામાત્ર છે બાકી મૃત્તિકાજ સત્ય છે) એશ્રુતિમાં વાણીથીજ કહેવાય છે બાકી ઘટાદિક વિકાર વસ્તુથી સાચો નથી; તેથીજ એકાદશસ્કંધના ૭ મા અધ્યાયમાં શ્રીકૃષ્ણ–ભગવાને ઉદ્ધવજીપ્રત્યે કહેલ છે કે:—

यदिदं मनसा वाचा चक्षुर्भ्यां श्रवणादिभिः।
नश्वरं गृह्यमाणं च विद्धि मायामनोमयम् ॥ ७ ॥

અર્થ–જે આ મનવડે, વચનવડે, બેનેત્રોવડે અને શ્રવણાદિકવડે ગ્રહણમાં આવે છે તે નશ્વર અને માયામનોમય જાણ્ય. એમ કહ્યું છે તેથી પણ માયિકપણાથી નશ્વરપણાંની સિદ્ધિ થાય છે; માટે ભ્રાંતિવડેજ જગતની પ્રતીતિ થાય છે એટલે બ્રહ્મમાં પણ જગત્કર્તૃત્વાદિકધર્મની પ્રતીતિ પણ ભ્રાંતિરૂપજ છે.

સિદ્ધાન્તીતરફથી વાદીની શંકા–विश्वतश्चक्षुः (ચોતરફ નેત્રવાળા) सहस्रशीर्षा, (હજારમસ્તકવાળા) संबाहुभ्यां धमति, (બેહાથવડે ધમે છે) प्रज्ञानघनः, (જ્ઞાનવડે ઘાટા છે) विश्वस्य कर्त्ता भुवनस्य गोप्ता, (જગતના કર્ત્તા અને ભુવનના રક્ષાકરનાર) जन्माद्यस्य यतः, (જેનાથી આજગતના જન્માદિક થાય છે) कर्त्ता कारयिता हरिः, (કરનાર અને કરાવનાર હરિ છે) अहं सर्वस्य प्रभवः, (હું સર્વનું ઉત્પત્તિસ્થાન છું) ઇત્યાદિક શ્રુતિ, સૂત્ર અને સ્મૃતિયોવડે બ્રહ્મનું સાકારપણું અને કર્ત્તાપણું સિદ્ધ-થાય છે છતાં તમે કેમ નિષેધ કરો છો ?

પોતા તરફથી વાદીનું ઉત્તર–જેમ આકાશમાં ચંદ્ર હોય તે જાણીશકાય નહિં ત્યારે ચંદ્રને જાણનાર હોય તે વૃક્ષની શાખા બતાવે છે કે અમુકશાખા

ઉપર ચંદ્ર છે, તેવી રીતેં શુદ્ધ બ્રહ્મ જાણીશકાય તેવું નહિં હોવાથી તેની ઉપાસના કરવામાટે બ્રહ્મમાં જગત્કર્તૃત્વાદિકધર્મોનો આરોપ કરિને બ્રહ્મનું સ્વરૂપ સગુણ અને સાકર છે એમ બતાવે છે, પછી જેમ આકાશમાં ચંદ્ર હોય તેને વૃક્ષની શાખાને આધારે જાણી લે ત્યારપછી વૃક્ષની શાખા ઉપર ચંદ્ર નથી પણ આકાશમાં છે એમ જાણે છે તેમ બ્રહ્મમાં જગત્કર્તૃત્વાદિકધર્મો કે આકાર નથી એમ ધર્મનો નિષેધકરનારી શ્રુતિયોવડે શુદ્ધ–બ્રહ્મનું સ્વરૂપ બતાવાય છે; એટલેં ઉપાસનાવડે ચિત્તની શુદ્ધિ થઇ હોય ત્યારેં અદ્વૈતની સ્ફૂર્તિ થવાથી અવિદ્યાની નિવૃત્તિ થાય એટલેં ब्रह्म वेद ब्रह्मैव भवति (બ્રહ્મને જાણે તે બ્રહ્મજ થાય છે) એશ્રુતિમાં કહ્યા-પ્રમાણે જીવ બ્રહ્મરૂપ થાય છે એમ શ્રીશંકરાચાર્યજીનું મત છે.

ઉપરપ્રમાણે માનવામાં દૂષણ આવે છે તે બતાવિયેં છીએં કે यदिदं किञ्च-सत्यमित्याचक्षते (જે આ કાંઇ છે તે સત્ય છે એમ ઋષિયો કહે છે) तत्सत्यम् (તે સત્ય છે) सर्वं खल्विदं ब्रह्म, (આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે) ઇત્યાદિક શ્રુતિ-યોથી અને तदेतदक्षयं नित्यंजगन्मुनिवराखिलम् (હે મુનિવર! તે આ સમગ્ર જગત્ અક્ષય અને નિત્ય છે.) ઇત્યાદિકવાકયોથી જગતનું સત્યપણું અને બ્રહ્મપણું કહેલ છે; તેથી જગત્ માયિક છે એમ કહેવામાં કાંઇ પ્રમાણ નથી. વેદની અગીઆર શાખાઓ હાલ પ્રસિદ્ધ છે તેમાં કયાંય પણ જગત્ મિથ્યા છે એમ કહેલું નથી. यतो वाइमानि भूतानि जायन्ते (જેનાથી નિશ્ચય આ ભૂતો થાય છે) ઇત્યાદિકશ્રુતિમાં અને जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् (બ્રહ્મ જગતનું કારણ છે એમ શાસ્ત્રમાં કહ્યું છે તેથી જેબ્રહ્મથી આજગતના જન્માદિક થાય છે) ઇત્યાદિકસૂત્રોમાં બ્રહ્મ જ-ગતનું કારણ છે એમ પ્રતિપાદન કર્યું છે અને કાર્ય તથા કારણને સાજાત્ય હોય છે એમ તો ઉપર વાદીએં પણ સ્વીકાર્યું છે માટે કારણરૂપ બ્રહ્મ નિત્ય હોવાથી તેનાથી થએલ કાર્યરૂપ જગત્ પણ નિત્ય છે, અસત્ એવું અજ્ઞાન તે જગતનું કારણ હોય નહિં તેમ જગતમાંથીજ જ્ઞાન પામીને મુક્ત થવાય છે તે જગતમાં થનાર જ્ઞાનનું કારણ અસત્ (અજ્ઞાન અથવા જગત્) હોય નહિં.

શંકા–સ્વપ્ન ખોટું હોય છે છતાં તેમાં ભોજનાદિક કરવાથી રોકાદિકની પ્રાપ્તિ થાય છે અને સર્પાદિક કરડવાથી ધનાદિકની પ્રાપ્તિ થાય છે; તેથી સ્વપ્ન અસત્ છે તે જેમ શુભાશુભફળનું કારણ થાય છે તેમ સત્યરૂપ–જ્ઞાનાદિકનું કારણ પણ અસદ્રૂપ જગત્ થાય છે.

ઉત્તર–જાગતા હોઇએં ત્યારેં જે યોગ્ય બાબત જોવામાં કે સાંભળવામાં આવે છે તેનું ચિંતન મનમાં થયાકરે છે તેથી જે તેવી બાબત અથવા તેને મળતો યો-ગ્યજ બાબત સ્વપ્નમાં દેખાય છે અને તે સમયપર શુભાશુભફલનું માત્ર સૂચન કરે છે; તેમાં પણ કારણપણું જાગરિતસમયમાં અનુભવમાં આવેલા સત્ય-પદાર્થને છે, કાંઇ સ્વપ્નમાં જોએલા અસત્ય–પદાર્થને કારણપણું નથી. જો સ્વ-પ્નમાં જોએલા પદાર્થથી સત્ય ફ્લ થતું હોય તો સ્વપ્નમાં ભોજન કરવાથી સાચી

તૃપ્તિ થવી જોઇએ. તે થતી નથી; માટે સ્વપ્ન, સત્યનું કારણ નથી. અસત્ય હોય તે સત્યનું કારણ હોયજ નહિં. અને निष्कलं निष्क्रियं शान्तम् (નિષ્કલ, ક્રિયાવગરનું અને શાંત) ઇત્યાદિકશ્રુતિમાં જે કલાદિકનો નિષેધ કરેલો છે, તે લૌકિક ક્રિયા, કલા અને સત્ત્વાદિકગુણોથી થએલ શરીરની વિકારવાળી ઇંદ્રિયો તથા જડના ધર્મો બ્રહ્મમાં નથી એવા અભિપ્રાયથી નિષેધ કરેલો છે. કોઇપ્રકારના ધર્મો કે ક્રિયાવગેરે બ્રહ્મમાં નથી એમ કહેવાનો શ્રુતિનો અભિપ્રાય હોય તો નીચે લખી શ્રુતિઓનો વિરોધ આવે. જેમ एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति (પરબ્રહ્મના એજ આનંદની એકકલામાં સર્વ ભૂત–પ્રાણિમાત્ર જીવે છે, અર્થાત્ બ્રહ્માંડમાં જેટલો આનંદ છે તે આનંદરૂપ પરબ્રહ્મની એક કલા છે.) એશ્રુતિમાં કલાનું નિરૂપણ કર્યું છે, आसीनो दूरं व्रजति (બેઠા છે અને દૂર જાય છે) ઇત્યાદિકશ્રુતિઓમાં ક્રિયાનું નિરૂપણ કર્યું છે. एको देवः सर्वभूतेषु गूढः (સર્વભૂતમાં ગુપ્ત રહેલા દેવ એક છે.) ઇત્યાદિકશ્રુતિઓમાં ગુણોનું નિરૂપણ કર્યું છે, अपाणिपादो जवनो गृहीता, (હાથ, પગ નથી છતાં વેગવાળા છે અને ગ્રહણ કરે છે) उतामृतत्वस्येशानः (અમૃતપણાના હુકમદાર છે) सर्वतः पाणिपादान्तम् (ચોતરફ હાથ, પગ અને મધ્યભાગ છે.) सहस्रशीर्षा पुरुषः (હજારમસ્તકવાળા પુરૂષ છે.) सर्वं पश्यति (બધું જુએ છે) ઇત્યાદિકશ્રુતિઓમાં અવિકારિ શરીર તથા ઇંદ્રિયોનું નિરૂપણ કર્યું છે, अणोरणीयान्महतो महीयान् (સૂક્ષ્મથી અત્યંત સૂક્ષ્મ છે અને મ્હોટાથી અત્યંત મ્હોટા છે.) ઇત્યાદિકશ્રુતિઓમાં અણુત્વાદિકધર્મનું નિરૂપણ કર્યું છે. એપ્રમાણે સર્વ ધર્મો બ્રહ્મમાં છે એમ નિરૂપણ કર્યું છે તે જો બ્રહ્મમાં કોઇપણપ્રકારનો ધર્મ હોયજ નહિં તો ઉપર લખેલી શ્રુતિઓમાં ધર્મોનું નિરૂપણ કર્યું છે તેનો વિરોધ આવે; માટે બ્રહ્મમાં ધર્મો રહેલા છે એમ સ્વીકારવુંજ જોઇએ, અને अथात आदेशो नेति नेति (આપ્રકારનું નહિં આપ્રકારનું નહિં એમ બ્રહ્મનો આદેશ થાય છે) એશ્રુતિમાં इति શબ્દ પ્રકારને કહેનાર હોવાથી લૌકિકપ્રકારવાળું બ્રહ્મ નથી એવો એશ્રુતિનો અભિપ્રાય છે; તેથીજ વ્યાસસૂત્રના તૃતીયાધ્યાયના દ્વિતીયપાદમાં કહેલ છે કેઃ–

**प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः ॥ २२ ॥**

અર્થ–ચાલતા પ્રસંગમાં લૌકિક ધર્મો જે દેખાય છે તેવા ધર્મવાળું બ્રહ્મ નથી એમ अस्थूलादिक વાક્યથી શ્રુતિ નિષેધ કરે છે અને ત્યાર પછી ફરીને બ્રહ્મમાં ધર્મો છે એમ કહે છે; એટલે જે પદાર્થ દેખાતો હોય તેનોજ નિષેધ થાય છે, જે દેખાતો નહોય તેનો નિષેધ થતો નથી; માટે અસ્થૂલાદિક વાક્યોવડે, બ્રહ્મમાં જગતથી વિલક્ષણપણાંનુંજ પ્રતિપાદન કરાય છે, પણ વેદમાં જગત્કર્તૃત્વાદિક જે ધર્મો બ્રહ્મમાં કહેલા છે તેનો નિષેધ કરીશકાતો નથી; કેમકે જેવાક્યમાં ધર્મનો નિષેધ છે તેજવાક્યમાં પાછું ધર્મનું પ્રતિપાદન છે. જેમકે अस्थूलम् (સ્થૂલ નથી) अनणु (સૂક્ષ્મ નથી) એમ ધર્મનો નિષેધ કરિને પછી તેજવાક્યમાં एतस्य वा-अक्षरस्य प्रशासने गार्गि ! सूर्याचन्द्रमसौ विधृतौ तिष्टतः (बृहदारण्यकः ३–८–९) એ અક્ષ-

રના હુકમમાં હે ગાર્ગિ! સૂર્ય અને ચંદ્રમા આકાશમાં પ્રકાશકરતા રહ્યા છે). એમ સૂર્ય, ચંદ્ર, પૃથ્વીવિગેરે સર્વને હુકમમાં રાખવારૂપ ધર્મ અક્ષરબ્રહ્મમાં છે એમ નિરૂપણ કર્યું છે. તેમ તૈત્તરીયઉપનિષદમાં યતો વાચો નિવર્ત્તન્તે (મનસહિત વાણી નહિંપામાને જેનાથી નિવૃત્તિ પામે છે.) એમ કહીને તેના ઉતરાર્દ્ધમાં કહ્યું છે કેઃ-

आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ—બ્રહ્મનો આનંદ જાણતો હોય તે કોઇનાથી બીતો નથી; એમ બ્રહ્મના આનંદને જાણનાર છે એમ બતાવ્યું છે, તેમ શ્વેતાશ્વતર ઉપનિષદના તૃતીયાધ્યાયમાં अपाणिपादः (હાથવગરના છે) એમ કહીને તેજશ્રુતિમાં પાછું તરતજ जवनो गृहीता (વેગવાળા છે અને ગ્રહણકરનાર છે) એમ હાથ તથા પગનું કાર્યકરનાર છે એમ લખ્યું છે, તેમજ તેજશ્રુતિમાં નેત્રવગરના છે અને દેખે છે તથા કાનવગરના છે અને સાંભળે છે. એમ કહ્યું છે ઇત્યાદિકશ્રુતિયોમાં જેમ ઈંદ્રિયોનો નિષેધ કર્યો છે તેમ ઇંદ્રિયોનું કાર્ય કરે છે એમ પણ લખ્યું છે તેથી લૌકિક ઈંદ્રિયોનો નિષેધ છે અને અલૌકિક ઈંદ્રિયો છે એમ કહેવાનો શ્રુતિનો અભિપ્રાય છે. જો ઉપરનું સૂત્ર મૂર્ત્ત તથા અમૂર્ત્ત બન્નેનો નિષેધકરનાર હોય તો प्रकृत ( ચાલતા પ્રસંગમાં ) અને एतावत्त्व ( એટલા ધર્મવાળાપણું ) એ બેપદમાંથી એકની વ્યર્થતા થાય; કેમકે ચાલતા પ્રસંગમાં ધર્મનો નિષેધ કરે છે એમ કહેવાથી અથવા એટલા ધર્મવાળાપણાંનો નિષેધ કરે છે એ બેમાંથી એક કહેવાથી પણ ધર્મનો નિષેધ કરવાનું સમજાઇ જાત. છતાં તે બે પદ કહેલાં છે તેનો અભિપ્રાય એવો છે કે ચાલતા પ્રસંગમાં આટલા ધર્મવાળાપણાંનો નિષેધ કરે છે, તેમાં બીજા ધર્મો છે એમ સિદ્ધ કરવાસારુજ ततो ब्रवीति च भूयः (તે નિષેધ કર્યા પછી પાછું ફ્રીને બ્રહ્મમાં ધર્મ છે એમ કહે છે) એમ સૂત્રમાં કહ્યું છે. અથવા જો બ્રહ્મમાં કોઇ ધર્મ નથી એમ કહેવાનો અભિપ્રાય હોત તો ततो ब्रवीति च भूयः ( નિષેધ કર્યા પછી ફ્રીને બ્રહ્મમાં ધર્મ છે એમ શ્રુતિ કહે છે. ) આટલું વાક્ય કહેત નહિં; માટે બ્રહ્મમાં લૌકિક ધર્મો નથી પણ અલૌકિક ધર્મો છે એમ શ્રુતિમાં કહેલું છે, એવો આસૂત્રનો અર્થ છે. इंद्रो मायाभिः पुरुरूप ईयते ( ઇંદ્ર, માયાવડે ઘણારૂપવાળા જણાય છે.) એશ્રુતિમાં પણ આપણે બ્રહ્મને ઘણારૂપ જાણીયેં છીયેં તે માયાવડે જાણીયેં છીયેં એમ કહેલું છે, કાંઇ બ્રહ્મ માયાવડે ઘણાંરૂપવાળું થયું છે એમ કહ્યું નથી; માયા આપણાં જ્ઞાનમાં ભૂલ કરાવે છે કાંઇ બ્રહ્મસ્વરૂપમાં ફેરફાર કરીશકતી નથી. જો માયાવડે ઇશ્વર અનેકરૂપવાળા થયા છે એમ કહેવાનો શ્રુતિનો અભિપ્રાય હોત તો इंद्रो मायाभिः पुरुरूपो बभूव (ઇંદ્રિ માયાવડે ઘણાંરૂપવાળા થયા) એમ કહેત, પણ ઘણારૂપવાળા જણાય છે તે માયાવડે જણાય છે એમ કહ્યું છે તેથી માયાવડે આપણા જ્ઞાનમાં આવરણ થાય છે એમ કહેવાનો એશ્રુતિનો અભિપ્રાય છે એમ સમજવું. ઉપરની શ્રુતિનું પૂર્વાર્દ્ધ એવું છે કેઃ-

रूपं रूपं प्रतिरूपो बभूव यत्तस्य रूपं प्रतिचक्षणाय ।

અર્થ—જેકારણમાટે દરેકરૂપોપ્રત્યે તેતેરૂપના સ્વરૂપાત્મક થયેલ છે તેના રૂપનેજાણવા માટે ઇંદ્ર* માયાઓવડે ઘણારૂપ જણાય છે. એમ કહેલ છે તેનો અભિપ્રાય એવો છે કે દરેક પદાર્થોના સ્વરૂપાત્મક બ્રહ્મ થયેલ છે તેથી તેનું સ્વરૂપ (શુદ્ધ અદ્વૈત) જાણવામાં જીવોને માયાનું આવરણ થયેલું હોવાથી, તમામ-પદાર્થોરૂપ બ્રહ્મ છે એમ જીવો જાણીશકતા નથી. તેમ પ્રથમ પૂર્વપક્ષમાં કેનોપનિષદની શ્રુતિ, ઉપાસ્યરૂપમાં બ્રહ્મપણું નથી એમ સિદ્ધ કરવામાટે લખી છે તેમાં પણ અબ્રહ્મપણું સિદ્ધ થઈશકતું નથી તે બતાવવાસારૂ પાછી તેજશ્રુતિ લખી તેનો ખરો અર્થ બતાવીએં છીએં કે:—

यद्वाचाऽनभ्युदितं येन वागभ्युद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥

અર્થ—જેવાણીવિગેરેથી ઉદિત થતું નથી અને જેવડે વાણી ઉદિત થાય છે તેજ બ્રહ્મ તું જાણ્ય, વાણીવિગેરે બ્રહ્મ નથી, ત્યારેં બ્રહ્મ કયું? એમ જાણવાની ઈચ્છા થાય ત્યાં કહે છે કે વૈદિકલોકો જેની ઉપાસના કરે છે તે બ્રહ્મ છે એમ જાણ્ય, એટલેં જેવાણીવિગેરેથી અગમ્ય છે અને વાણીવિગેરેને પ્રેરણાકરનાર છે તેને તું બ્રહ્મ જાણ્ય, વાણીવિગેરેને બ્રહ્મ નહિં જાણ્ય;† ત્યારેં તેબ્રહ્મનું જ્ઞાન કેમ થાય? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે શ્રુતિપ્રસિદ્ધ એવાં જે આ બ્રહ્મની ઉપાસના વૈદિક કરે છે તે બ્રહ્મ છે એમ જાણ્ય. એમ કહ્યું છે ત્યાં જેની ઉપાસના થાય છે તેનું બ્રહ્મપણુંજ સિદ્ધ કરેલું છે. જેની ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી એમ કહેવાનો જો શ્રુતિનો અભિપ્રાય હોય તો इदम् (આ) શબ્દ બે વાર કહેલ છે તેમાં એકની વ્યર્થતા થાય છે; કેમકે नेदं यदुपासते (જેની ઉપાસના કરે છે તે આ બ્રહ્મ નથી.) એટલું કહેવાથીજ ઉપાસ્ય બ્રહ્મ નથી એમ સિદ્ધ થઇજાત પણ અહિં नेदं (આ બ્રહ્મ નહિં) એમ કહિને પાછું यदिदमुपासते (જેની ઉપાસના કરે છે એ બ્રહ્મ છે.) એમ यत् શબ્દ પછી इदम् શબ્દ બીજીવાર કહ્યો છે તે ઉપાસ્ય છે તે બ્રહ્મ છે એમજ સિદ્ધ કરે છે. ઇશ્વરમાં આકાર માનીએં તો यत् यत् साकृति तत् तत् नश्वरम् (જે જે આકારસહિત છે તે તે નશ્વર છે) એવી વ્યાપ્તિ કરી અનુમાન વડે, નશ્વરપણું આવવારૂપ દોષ ઇશ્વરમાં આવે છે એમ વાદી કહે છે પણ તે અનુમાનમાં જન્યપણું અથવા પ્રાકૃતપણું અવશ્ય કહેવું જોઇએં; એટલેં જન્ય હોય અથવા

---

* ઉપનિષદમાં ઈંદ્ર, અગ્નિ, રુદ્ર સૂર્ય વિગેરે અનેક નામોથી બ્રહ્મનુંજ વર્ણન છે એમ સમજવું; તેથી અહિં ઈંદ્રનામથી પણ બ્રહ્મજ સમજવું.

† નામરૂપસહિત સર્વ બ્રહ્મ છે છતાં અહિં વાણીવિગેરે બ્રહ્મ નથી એમ કહ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે ઉપાસનાની બાબતમાં જો વાણીવિગેરે ઇંદ્રિયોને બ્રહ્મરૂપ કહે તો તેમાં સ્વાભાવિક પ્રીતિ હોવાથી ઇંદ્રિયોમાંજ જીવ આસક્ત થઇજાય. તેસારુ વાણીવિગેરે ઇંદ્રિયો બ્રહ્મ નથી એમ કહેલ છે. તેમ સેવ્ય (સેવવાયોગ્ય) અને જ્ઞેય (જાણવાયોગ્ય) એમ બ્રહ્મનાં બે સ્વરૂપ છે; તેમાં વાણીવિગેરે ઇંદ્રિયો જ્ઞેય સ્વરૂપ છે સેવ્ય સ્વરૂપ નથી તેથી પણ અહિં નિષેધ કર્યો છે એમ સમજવું.

પ્રાકૃત હોય અને આકારસહિત હોય તો તે નશ્વર હોય એમ વ્યાપ્તિ કરી અનુમાન કરવું જોઇએ એટલે બ્રહ્મને જન્યપણું કે પ્રાકૃતપણું નહિ હોવાથી આકારસહિત કહેવાથી પણ નશ્વરપણાંરૂપ દોષ આવશે નહિ અને ઉપર બતાવ્યાપ્રમાણે વેદમાં સાકારપણું લખ્યું છે તેને પણ બાધ નહિં આવે. અવિદ્યા અથવા અજ્ઞાનથી જીવભાવ થયો એમ તેઓ કહે છે તેને અમે પૂછીએં છીએં કે તે અજ્ઞાન બ્રહ્મમાં થયું કે જીવમાં થયું? જો બ્રહ્મમાં થયું એમ કહેશો તો અજ્ઞાનના આધારરૂપ બ્રહ્મ થવાથી સધર્મકપણું (સાકારપણું) બ્રહ્મનું તમેજ સિદ્ધ કર્યું તેમ અજ્ઞાનિપણું પણ બ્રહ્મનું તમે સિદ્ધ કર્યું, અને જીવમાં અજ્ઞાન થયું એમ તો તમારાથી કહેવાશે નહિં કેમકે જીવને તો તમે અજ્ઞાનરૂપજ માનો છો તે અજ્ઞાનનો આધાર થઇશકે નહિં; માટે અજ્ઞાન માનવાનો પક્ષ તો સારો દેખાતો નથી. બ્રહ્મનો પ્રતિબિંબ માયામાં પડયો તે ઇશ્વર થયા અને અવિદ્યામાં પડયો તે જીવ થયો એમ જે તેઓ માને છે તેઉપર કહિએં છીએં કે સૂર્ય અને દર્પણ બન્ને આકારસહિત હોવાથી દર્પણમાં સૂર્યનો પ્રતિબિંબ પડે છે પણ બ્રહ્મ તો નિર્ગુણ અને નિરાકાર છે એમ તમે માનો છો તેનો પ્રતિબિંબ પડવો સંભવેજ નહિં, તેમ માયાને અસત્ય માનો છો. તેથી જે કાંઇ પદાર્થ નથી તેમાં પ્રતિબિંબ પડે છે એમ કેમ કહિશકાય? તેમ અવિદ્યા સ્વચ્છ નથી અને મિથ્યા છે એમ તમે માનો છો તેમાં પ્રતિબિંબ પડવો કેમ સંભવે? જો રૂપવગરના પદાર્થનો અસ્વચ્છ–પદાર્થમાં પ્રતિબિંબ પડતો હોય તો વાયુનો કાષ્ટમાં પણ પ્રતિબિંબ પડવો જોઇએ.

શંકા–આપણે શબ્દ બોલીએં છીએં તેનો પડછંદો કોઠામાં કે તેવી ઇમારતવિગેરેમાં પડે છે ત્યાં શબ્દ રૂપવગરનો છે અને જેમાં પડછંદો પડે છે તે ઇમારતવિગેરે અસ્વચ્છ છે છતાં શબ્દનો પ્રતિબિંબ તેમાં કેમ પડે છે? તેવી રીતે બ્રહ્મ રૂપવગરનું છે તોપણ તેનો પ્રતિબિંબ અસ્વચ્છ એવી અવિદ્યામાં પડવામાં બાધ નથી, અને માયા તથા અવિદ્યા કાંઇ પદાર્થજ નથી એમ અમે કહેતા નથી પણ સત્ય અને અસત્ય બન્નેથી વિલક્ષણ છે તેથી અનિર્વચનીય છે એમ કહિએં છીએં.

ઉત્તર–શબ્દનો પડછંદો બોલે છે તે પ્રતિબિંબ નથી પણ પ્રતિધ્વનિ છે; એટલે શબ્દની એવી રીતિ છે કે જેસ્થલમાં શબ્દ બોલાય તેસ્થલથી કોઇ દૂરમાં હોય તેને તે શબ્દ બોલતીવખતજ સાંભળવામાં આવતો નથી પણ ક્ષણવાર પછી સાંભળવામાં આવે છે તેથી તર્કશાસ્ત્રમાં એમ માનેલું છે કે સમુદ્રની લેહેર જેમ એકમાંથી બીજી અને બીજીમાંથી ત્રીજી એમ ઉત્પન્ન થતી જાય છે તેવીજ રીતે એકશબ્દમાંથી બીજો શબ્દ અને બીજામાંથી ત્રીજો એમ ઉત્પન્ન થતોજાય છે તેથી દૂર રહેલા માણસસુધી તેશબ્દની પરંપરા પહોંચવામાં વિલંબ થવાથી શબ્દ ઉત્પન્ન થતીવખતજ દૂર પહોંચી શકતો નથી પણ કાંઇ વિલંબથી પહોંચે છે તેવીજ રીતે કાંઇ ઇમારતવિગેરે વ્યવધાન આવે તો તેમાં અટકીને પાછો ફરી આપણસુધી આવે છે; કેમકે શબ્દ આકાશનો ગુણ છે અને જેઇમારતવિગેરેમાં અટકે છે ત્યાંથી તે આપણસુધી આકાશ એક છે તેથી પરંપરાથી આપણસુધી શબ્દજ આવે છે પણ

તેવી રીતે પાછો ફરીને આવવાથી તેને આપણે પ્રતિધ્વનિ માનીએં છીએં; માટે બિંબપ્રતિબિંબભાવની બાબત તેને લાગુ પડે તેમ નથી અને માયા કે અવિદ્યાને સત્ય કે અસત્ય માનો નહિં ત્યારે તે કાંઇ પદાર્થ નથી એમ અર્થાત્ સિદ્ધ થાય છે. જો પદાર્થ હોય તો તેનું નિર્વચન (સ્વરૂપબતાવનાર લક્ષણ) કેમ ન થઇશકે? પણ અનિર્વચનીય કહો છો તેનો અર્થ, માયા કે અવિદ્યા કાંઇ પદાર્થજ નથી એમ માનવાનો થાય છે; માટે કાંઇ પદાર્થ ન હોય ત્યાં તેમાં પ્રતિબિંબ પડે છે એમ કહેવું તે સંભવતુંજ નથી. બ્રહ્મ રૂપવગરનું છે એમ તમે માનો છો તો રૂપવગરના પદાર્થનો પ્રતિબિંબ પડેજ નહિં.

શંકા—આકાશ રૂપવગરનું છે તેનો પ્રતિબિંબ જેમ દર્પણાદિકમાં પડે છે તેમ રૂપવગરનાં બ્રહ્મનો પ્રતિબિંબ પડવામાં કાંઇ બાધ નથી.

ઉત્તર—સૂર્ય, ચંદ્ર અને તારાવિગેરેની પ્રભા (કાંતિ) આકાશમાં વ્યાપ્ત થઇને રહેલ છે તેનોજ પ્રતિબિંબ દર્પણમાં કે જલાદિકમાં દેખાય છે કાંઇ આકાશનો પ્રતિબિંબ દેખાતો નથી, જો આકાશનો પ્રતિબિંબ દેખાય છે એમ કહેશો તો જેવો જલમાં પ્રતિબિંબ દેખાય છે તેવુંજ રૂપવાળું આકાશ પણ આપણા જોવામાં આવે છે માટે આકાશ રૂપવાળું છે એમ તમારે સ્વીકારવું પડશે, અને રૂપવગરનું હોય તે પણ દેખાય ખરૂં એમ માનવું પડશે ત્યારે બ્રહ્મ રૂપવગરનું છે તે પણ દેખાય ખરૂં એમ પણ તમારે કબૂલ કરવું પડશે.

શંકા—જગતના કારણરૂપ કલ્પિતરૂપવાળા ઇશ્વર (જે, માયામાં બ્રહ્મના પ્રતિબિંબરૂપે પડેલ છે તે) નેત્રથી દેખાયજ છે.

સમાધાન—એ ઇશ્વર આકાશને સ્થાને નથી પણ જલમાં પડેલ એવા આકાશના પ્રતિબિંબને સ્થાને છે અને અમે તો આકાશને સ્થાને તમે બિંબરૂપ માનેલ નિરાકારબ્રહ્મને માટે અમેં કહિયેં છીયેં કે આકાશ રૂપવગરનું છે તે દેખાય છે તેવી રીતે રૂપવગરનું બ્રહ્મ પણ દેખાવું જોઇએં; કેમકે જે દેખાય તેવું હોય તેનોજ પ્રતિબિંબ પડે એમ અનુભવમાં આવે છે. તેમ દર્પણમાં રેખા હોય તેનો જેમ પ્રતિબિંબ પડતો નથી તેમ બ્રહ્મ સર્વત્ર વ્યાપ્ત છે અને માયા તથા અવિદ્યા પણ સર્વત્ર વ્યાપ્ત છે એમ તમે માનો છો ત્યારે અવિદ્યા તથા માયા અને બ્રહ્મ સર્વ સાથે રહ્યાં તો જેમ દર્પણ અને દર્પણની રેખા સાથે હોવાથી રેખાનો પ્રતિબિંબ દર્પણમાં પડતો નથી તેમ બ્રહ્મનો પ્રતિબિંબ માયા કે અવિદ્યામાં પડીશકે નહિં.

શંકા—દર્પણમાં રેખા સંયોગસંબંધથી રહેલ છે તેથી તેનો પ્રતિબિંબ દર્પણમાં પડતો નથી અને બ્રહ્મ તથા માયા બન્ને વ્યાપક હોવાથી તેનો સંયોગ થતો નથી માટે તેનો પ્રતિબિંબ થવામાં બાધ આવે તેમ નથી.

સમાધાન—દર્પણની સાથે પ્રભામંડલનો સંયોગ છે છતાં દર્પણથી સૂત્રજેટલા અંતરાયથી આંગળી રાખીયેં તો તેટલામાં રહેલા પ્રભામંડલનો પ્રતિબિંબ દર્પણમાં પડે છે તેથી સંયોગ સંબંધ, પ્રતિબિંબ પડવામાં આડો આવતો નથી. વળી

द्वा सुपर्णा सयुजा सखाया गुहां प्रविष्टौ परमे परार्द्धे (બે પક્ષિઓ (જીવ તથા ઈશ્વર) સાથે રહેનારા સખાઓ છે તે ઘણાં વર્ષ થયાં એકગુહા (હૃદયાકાશ)માં પેસેલા છે) એમ શ્રુતિમાં કહેલ છે અને गुहां प्रविष्टावात्मानौ हि तद्दर्शनात् (જીવ તથા ઈશ્વર બન્ને આત્મા છે તેગુહા (હૃદયાકાશ) માં પેસેલા છે; કેમકે શ્રુતિમાં તેમ દેખાયેલ છે.) એમ વ્યાસસૂત્રમાં કહેલ છે ત્યાં જીવ તથા ઇશ્વર બન્ને એકગુફામાં રહેલા છે એમ કહેલું છે તે, ઇશ્વર બિંબ હોય અને જીવ પ્રતિબિંબ હોય તો બન્નેનું રહેવું એકમાં સંભવે નહિં, જેમ સૂર્ય બિંબ છે તે આકાશમાં રહેલ હોય છે અને તેનો પ્રતિબિંબ દર્પણ કે જલની અંદર હોય છે તેમ ઇશ્વર અને જીવ બિંબ તથા પ્રતિબિંબ હોય તો એકગુફામાં તેનું રહેવું સંભવે નહિં. તેમ નિર્ગુણબ્રહ્મને બિંબ માનો અને ઇશ્વર તથા જીવને પ્રતિબિંબ માનો તો પણ એકજબિંબના એકજસ્થળમાં બે પ્રતિબિંબ પડે એમ પણ સંભવે નહિં, જેમ એક સૂર્ય આકાશમાં રહેલ હોય તો, તેનો, એક-દર્પણમાં કે એકજલના પાત્રમાં એકજ પ્રતિબિંબ પડે છે બે પ્રાતબિંબ પડતા નથી તેમ એકબ્રહ્મનો એકગુફામાં એકજ પ્રતિબિંબ પડવો જોઇએ બે પડવા નાહંજોઇએ, તેમ શ્રુતિમાં તથા સૂત્રમાં એકજગુફામાં પેસેલા છે એમ સ્પષ્ટ લખેલું છે એટલે પ્રતિબિંબના આશ્રયરૂપ માયા અને અવિદ્યા એમ બે માનીશકાય તેમ નથી. તેમ અવિદ્યામાં નિર્ગુણબ્રહ્મનો પ્રતિબિંબ પડયો તે જીવ થયો એમ તમે કહો છો અને અવિદ્યાનો નાશ થાય તેને મોક્ષ કહો છો ત્યારે જેમ સૂર્યનો પ્રતિબિંબ દર્પણમાં પડયો હોય તેદર્પણનો નાશ થયા પછી પ્રતિબિંબ રહેતો નથી તેમ બ્રહ્મનો પ્રતિબિંબ જેઆવિદ્યામાં પડીને જીવ થયો છે તેઅવિદ્યાનો નાશ થયા પછી જીવ રહે નહિં; એટલે જીવનો નાશ થાય તેનું નામજ મોક્ષ એમ તમારા મતમાં થયું ત્યારે आत्महानमपुरुषार्थः (સ્વરૂપનો નાશ થાય તે પુરુષાર્થ કહેવાય નહિં.) એવું વાક્ય છે તેપ્રમાણે ચારપુરુષાર્થોમાં પણ મોક્ષને ઉત્તમ પુરુષાર્થ લખેલ છે તેને બાધ આવે એટલુંજ નહિં પણ મોક્ષને અપુરુષાર્થપણું થાય છે અને જીવને મિથ્યા-પણું થાય છે ત્યારે ખોટાજીવમાટે પરલોકસંબંધી પ્રયત્ન કોઇ પણ કરશે નહિં; કેમકે જે મુમુક્ષુ (સંસારમાંથી મુક્ત થવાની ઇચ્છારાખનાર) હોય તે મોક્ષનું સ્વ-રૂપ અને બંધમાં આવેલું પોતાનું સ્વરૂપ જાણે ત્યારપછી બંધમાંથી છુટવાનાં સાધનો કરવાને યત્ન કરશે તે યત્ન કરવાપહેલાંજ તમારા કહેવાપ્રમાણે અવિદ્યામાં પ્રતિ-બિંબ પડયો છે તે જીવ થયો છે એમ પોતાનું (જીવનું) સ્વરૂપ જાણે અને અવિદ્યાનો નાશ થાય ત્યારે જીવસ્વરૂપનો નાશ થાય એટલે મોક્ષ થયો એમ પોતાનું સ્વરૂપ અને મોક્ષનું સ્વરૂપ જાણે ત્યારે આ જગત્ સર્વ મિથ્યા છે તેથી આલોકસંબંધી તથા પરલોકસંબંધી જેટલી પ્રવૃત્તિ છે તેટલી સર્વ પ્રવૃત્તિ અવિદ્યાના અધ્યાસથી કરેલી છે એમ તમારા મતપ્રમાણે જાણે ત્યારે તેમુમુક્ષુના મનમાં એવો વિચાર આવે કે મોક્ષ પ્રાપ્ત થવામાટે પરલોકસંબંધી પ્રવૃત્તિ કરશું તો સ્વરૂપનો નાશ થશે તેનાકરતાં આલોકસંબંધી પ્રવૃત્તિજ સારી છે એમ સમજી કોઇ પણ મોક્ષ થવાની પ્રવૃત્તિ કરશે નહિં; એટલે નિવૃત્તિમાર્ગજ ઉચ્છિન્ન થઇજશે, અથવા અવિદ્યાના અધ્યાસથી

જ આલોકસંબંધી તથા પરલોકસંબંધી પ્રવૃત્તિ છે એમ તમે કહો છો તેપ્રમાણે મુમુક્ષુ સમજશે ત્યારે નિષિદ્ધકાર્ય તથા વિહિતકાર્ય બન્ને સરખાં છે એમ જાણવાથી નિષિદ્ધકાર્યમાંથી કોઇ પણ નિવૃત્ત નહિં થાય અને વિહિતકર્મમાં કોઈ પ્રવૃત્ત નહિં થાય એટલે સન્માર્ગજ ઉચ્છિન્ન થઇજશે. તેમ સમગ્ર પ્રપંચ અજ્ઞાનથી કલ્પિત છે એમ તમે માનો છો, ત્યારે વેદ તથા બોધઆપનાર ગુરુ પણ જગતના અંદર રહેલા હોવાથી તેને પણ અજ્ઞાનકલ્પિતપણું આવશે એ મ્હોટો અનર્થ થશે.

શંકા—આખા જગતનેઅજ્ઞાનકલ્પિતપણું છે ત્યારે તેજગતની અંદર રહેલા વેદ તથા ગુરુને અજ્ઞાનકલ્પિતપણુંજ કહેવું જોઇએ તેમાં અનર્થ શું છે?

ઉત્તર—નદી કે તલાવના કિનારા ઉપર આંબાના વૃક્ષો હોય તેમાં જે ફળો થયાંહોય તેનો પ્રતિબિંબ જલમાં પડતો હોય તેને કોઇ દેખે ત્યારે જાણે કે જલમાં દેખાય છે તે ખરાં ફળો નથી પણ કિનારા ઉપર વૃક્ષો છે તેમાં ફળો થયેલાં છે તેનો આ પ્રતિબિંબ દેખાય છે એમ જાણતો હોય તે માણસ, જલમાં પ્રતિબિંબિત જે ફળો છે તેને લેવામાટે લાંબા હાથ કરે એમ કોઇ દિવસ જોયેલું નથી તેવીજ રીતે વેદ અજ્ઞાનકલ્પિત છે એમ જે જાણતો હોય તેના મનમાં એવો વિચાર થાય કે વેદમાં યજ્ઞકરવાથી સ્વર્ગ પ્રાપ્ત થાય અને સંન્યાસકરવાથી મોક્ષ પ્રાપ્ત થાય એમ કહેલું છે પણ વેદ તો અજ્ઞાનકલ્પિત છે માટે તેમાં કહેલ યજ્ઞ કે સંન્યાસ કરીને તેમાં ઘણો શ્રમ કરવો, સર્વ સગાં—સંબંધીઓનો ત્યાગકરવો અને સર્વસુખથી વિમુખ થવું એટલું બધું અજ્ઞાનકલ્પિત એવા વેદમાં કહેલા કાર્યમાટે અજ્ઞાનકલ્પિત એવા ગુરુના વચનથી શામાટે કરવુંજોઇએ? એમ જાણીને કોઈ પણ વેદમાં કહેલા કાર્યોમાટે પ્રવૃત્ત થશે નહિં અને અજ્ઞાનકલ્પિત એવા ગુરુનાં વચનોને સત્ય માનશે નહિં એ કાંઇ થોડો અનર્થ ગણાય નહિં.

શંકા—સ્વપ્નસંબંધિ ફલોમાટે જેમ સ્વપ્નમાં પ્રવૃત્તિ થાય છે તેમજ વેદમાં કહેલાં કાર્ય કરવાથી વેદમાં કહેલું ફળ મલશે એમ જાણીને પ્રવૃત્તિ થશેજ. અને સ્વપ્નમાં જેમ પ્રવૃત્તિ થાય છે તેનું સત્ય ફળ થતું નથી તેમજ વેદમાં કહેલા યજ્ઞાદિક કરવાથી સત્ય ફળ (સ્વર્ગપ્રાપ્તિ) નહિં થાય તેમાં પ્રવૃત્તિ નહિંથવા જેવું શું છે?

ઉત્તર—સ્વપ્નસંબંધી ફળોમાટે સ્વપ્નમાં પ્રવૃત્તિ થાય છે તેસમયમાં સત્ય સમજીનેજ પ્રવૃત્તિ થાય છે, કાંઇ અસત્ય સમજીને પ્રવૃત્તિ થતી નથી, તેસમયમાં તો તે એમજ જાણે છે કે આ સત્ય છે, આ સ્વપ્ન છે માટે અસત્ય છે એમ તે જાણતો નથી તેથી પ્રવૃત્તિ કરે છે પણ અહિં તો ગુરુ પણ અસત્ય અને વેદપણ અસત્ય (કેવળ અજ્ઞાનથીજ કલ્પેલ) એમ જાણતો હોય તે ગુરુના વચનોથી વેદમાં કહેલાં કાર્યો કરવામાટે પ્રવૃત્તિ કેમ કરે?

શંકા—વિશેષ જ્ઞાન છે તે સજાતીયભ્રમની નિવૃત્તિ કરે છે, જેમ છીપમાં ચકચકાટ પ્રત્યક્ષ જોવામાં આવવાથી તેમાં રૂપાંનો ભ્રમ થાય છે તે પ્રત્યક્ષથી બરોબર છીપનું જ્ઞાન થાય ત્યારે નિવૃત્ત થાય છે; માટે પ્રત્યક્ષજ્ઞાનથી જે ભ્રમ થયો

હોય તેની નિવૃત્તિ વિશેષ પ્રત્યક્ષજ્ઞાન થવાથી થાય છે અને અહિં તો બ્રહ્મમાં જગતનો ભ્રમ થયો છે તે પ્રત્યક્ષરૂપ છે અને જગત્ મિથ્યા છે, કેવળ અજ્ઞાનથીજ કલ્પિત છે એવું જે જ્ઞાન થાય છે તે વેદાદિક—શબ્દથી થાય છે; માટે પ્રત્યક્ષજ્ઞાનથી થયેલા ભ્રમની નિવૃત્તિ શબ્દજ્ઞાનથી થાય નહિં; કેમકે પ્રત્યક્ષ અને શાબ્દ સજાતીય (એકજજાતનું) જ્ઞાન નથી પણ વિજાતીય (જૂદી જૂદી જાતનું) જ્ઞાન છે; માટે શાબ્દજ્ઞાનથી પ્રત્યક્ષમાં થયેલા ભ્રમની નિવૃત્તિ નહિં થવાથી વેદોક્તકર્માદિકમાં પ્રવૃત્તિ થવામાં બાધ નહિં આવે.

ઉત્તર—નિર્ગુણબ્રહ્મમાં જગતનો ભ્રમ થયો છે તે છીપમાં રૂપાના ભ્રમની પેઠે પ્રત્યક્ષ છે એમ તમે કહો છો ત્યારે છીપની પેઠે નિર્ગુણ બ્રહ્મ પણ પ્રત્યક્ષ છે એમ તમારે કહેવું જોઇએ; કેમકે જો નિર્ગુણબ્રહ્મ પ્રત્યક્ષ થતું નજ હોય તો પછી તેમાં પ્રત્યક્ષ—દેખાતા આ જગતનો ભ્રમ થયો છે એમ કેમ કહિશકાય? તેમ છીપમાં રૂપાંનો ભ્રમ થાય તેમાં છીપ પ્રત્યક્ષ દેખાય તેમ છે, ખરૂં રૂપું હાટવિગેરેમાં આપણે જોયેલું છે, રૂપામાં તથા છીપમાં ચકચકાટથવારૂપ ધર્મ સમાન છે અને તેને જોનાર આપણે જૂદા છીયેં ત્યારેં છીપમાં રૂપાંનો ભ્રમ થાય છે, તેવી રીતેં નિર્ગુણબ્રહ્મમાં જગતનો ભ્રમ થયો છે એમ ક્યારેં કહિશકાય? કે નિર્ગુણબ્રહ્મ પ્રત્યક્ષ દેખાય છે એમ માનવું જોઇએં, ખરૂં જગત્ બીજે સ્થળે આપણે જોયેલું છે એમ માનવું જોઇએં, જગતમાં તથા નિર્ગુણબ્રહ્મમાં પ્રત્યક્ષ દેખાય તેવા (ભ્રમના કારણરૂપ) અમુક ધર્મો સમાન છે એમ માનવું જોઇએં અને તેને જોનાર આપણે બ્રહ્મ તથા જગતથી જૂદા છીયેં એમ માનવું જોઇએં, ત્યારેં છીપમાં રૂપાંનો ભ્રમ થાય છે તેવી રીતેં નિર્ગુણબ્રહ્મમાં જગતનો ભ્રમ થયો છે એમ માનીશકાય. પણ નિર્ગુણ બ્રહ્મ તો મન તથા વાણીથી અગોચર છે, તે છીપની માફક ભ્રમના આશ્રયરૂપ થઇશકે નહિં, ભ્રમશિવાયનું બીજું ખરૂં જગત્ છે એમ માનવા કરતાં આ દેખાતા જગતનેજ સત્ય માનવું એ ઉત્તમ પક્ષ છે; કેમકે બીજા જગતને તમે માનતા નથી તેમ બીજા કોઇ પ્રમાણથી પણ સિદ્ધ થઇશકતું નથી, નિર્ગુણબ્રહ્મમાં કોઇ ધર્મ નથી એમ તમે માનો છો તેથી જગતનો બ્રહ્મમાં ભ્રમથવામાં કારણરૂપ સમાન ધર્મ જોઇયેં તે સિદ્ધ થઇશકતો નથી અને તેભ્રમ આપણનેજ (જીવનેજ) થયો છે એમ તમે માનો છો તો આપણે (જીવો) પણ જગતની અંદરનાજ હોવાથી (છીપમાં રૂપાંનો ભ્રમ થાય છે ત્યાં જેમ રૂપું છે તેમ) ભ્રમરૂપજ છીયેં પણ બ્રહ્મમાં જગતનો જેને ભ્રમ થયો છે એવા કોઇ (બ્રહ્મ તથા જગતથી) જૂદા નથી; માટે છીપમાં રૂપાના ભ્રમની પેઠે બ્રહ્મમાં જગતનો ભ્રમ થયો છે એમ કહિશકાતું નથી. તેમ સજાતીયભ્રમની નિવૃત્તિ વિશેષજ્ઞાનથી થાય છે એમ કહ્યું ત્યાં પણ કહિયેં છીયેં કે નદી કે તલાવના કિનારા ઉપર આંબાનાં વૃક્ષો હોય તેનો પ્રતિબિંબ જલમાં પડતો હોય તેને જોઇને, જલમાં દેખાતાં આ વૃક્ષો પ્રતિબિંબિત છે સત્ય નથી એમ જે જાણતો હોય તેને જેમ તે વૃક્ષો દેખાય છે તેવી રીતેં શાબ્દજ્ઞાનથી જગતની અસત્યતા જાણ્યા પછી પણ જગતની પ્રતીતિ થાય ખરી; કેમકે તમારું માનવું એમ છે કે

જગતનું જ્ઞાન પ્રત્યક્ષથી થાય છે અને જગત્ ખોટું છે એવું જ્ઞાન શબ્દથી થાય છે તે બન્ને જ્ઞાન વિજાતીય છે માટે શાબ્દજ્ઞાનથી પ્રત્યક્ષજ્ઞાનનો બાધ થાય નહિં માટે જલમાં વૃક્ષો દેખાય છે તે ખોટાં છે એમ જાણીયેં છીયેં તો પણ જેમ તે વૃક્ષો દેખાય છે તેમ જગત્ ખોટું છે એમ જાણ્યા પછી પણ જગત્ દેખાય ખરૂં એમ કહેતા હો તો ભલેં જગત્ દેખાઓ પણ જેમ જલમાં દેખાતાં આંબાના વૃક્ષોનાં ફલો લેવામાટે પ્રવૃત્તિ થતી નથી તેમ જગતમાં પ્રવૃત્તિ નહિં થવી જોઈએં. તેમ વેદાદિક–શાબ્દજ્ઞાનથીજ પ્રથમ એવું જ્ઞાન થયું છે કે યજ્ઞકરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય તથા બ્રહ્મજ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે અને પછી વેદાદિક–શાબ્દજ્ઞાનથીજ તેના મિથ્યાપણાંનું જ્ઞાન થયું કે યજ્ઞ તથા બ્રહ્મજ્ઞાન અને તેના ફલરૂપ સ્વર્ગ તથા મોક્ષ મિથ્યા છે એવું જે જ્ઞાન થયું એ પણ શાબ્દજ્ઞાનથી થયું છે તે બન્ને જ્ઞાન શાબ્દ હોવાથી સજાતીય છે; માટે પછી થયેલા મિથ્યાપણાંના જ્ઞાનથી પ્રથમ થયેલા જ્ઞાનનો બાધ થવામાં હરકત નહિં આવે; તેથી વેદાદિકમાં કહેલ એવા યજ્ઞાદિક–ધર્માચરણોમાં કે બ્રહ્મ જ્ઞાનાદિકમાં કોઇની પણ પ્રવૃત્તિ થશે નહિં એટલેં સન્માર્ગ ઉચ્છિન્નજ થઇજશે.

શંકા–દ્વૈતપ્રતીતિજ અનર્થરૂપ છે તેથી જગતની અંદરના વેદોને સત્ય માનીયેં તો જગતના ભાગનેજ સત્ય માનવા જેવું થાય, ત્યારેં બ્રહ્મ અને જગત્ બન્ને સત્ય છે એમ માનવું તે દ્વૈતની પ્રતીતિ છે તેની નિવૃત્તિ બ્રહ્મજ્ઞાનવગર થતી નથી; માટે દ્વૈતની પ્રતીતિની નિવૃત્તિ કરવામાટે પ્રવૃત્તિ થવી સંભવે છે તેમ નિર્ગુણબ્રહ્મમાં જગતનો ભ્રમ કોને થયો? એમ જે પૂછનાર છે તેનેજ ભ્રમ થયો છે એમ સમજવું.

ઉત્તર–નિર્ગુણબ્રહ્મમાં કોને જગતનો ભ્રમ થયો છે? એમ પૂછનાર છે તે પણ જગતની અંદરનો હોવાથી (છીપમાં રજતનો ભ્રમ જોનારને થાય છે કાંઇ રજતને થતો નથી તેવી રીતેં બ્રહ્મમાં જગતનો ભ્રમ થયાનું પૂછનાર ભ્રમરૂપ થયો તેથી તે) ભ્રમનો જોનાર છે એમ કહિશકાતું નથી અને વેદો नारायणः साक्षात् (વેદ સાક્ષાત્ નારાયણ છે) ઇત્યાદિકવાક્યોથી વેદને બ્રહ્મરૂપપણુંજ હોવાથી વેદને સત્ય માનવામાં દ્વૈતપ્રતીતિ થતીજ નથી તેમ જગતને પણ तदनन्यत्वमारंभणशब्दादिभ्यः (આરંભણશબ્દાદિકથી જગતને બ્રહ્મથી અનન્યપણું સિદ્ધ કરેલું છે. એટલેં છાંદોગ્ય–ઉપનિષદમાં वाचारंभणम् (ઇત્યાદિક–શ્રુતિયોથી જગત્ બ્રહ્મથી જૂદું નથી એમ સિદ્ધ કર્યું છે.) તેમ तदात्मानं स्वयमकुरुत (તેબ્રહ્મેં પોતાના આત્માને જગદ્રૂપ કરેલ છે.) ઇત્યાદિક અનેક શ્રુતિયોવડે જગત્ બ્રહ્મરૂપ છે એમ આગલ સિદ્ધ કર્યું છે માટે જગતને સત્ય કહેવામાં પણ દ્વૈતની પ્રતીતિ થતી નથી તેમ પ્રતિબિંબનો વિચાર કરિયેં છીયેં ત્યાં પ્રતિબિંબને જોનાર હોય છે તેને દર્પણવગેરે કોપનો સંબંધ થાય છે ત્યારેં પ્રતિબિંબ દેખાય છે એમ લોકમાં જોવામાં આવે છે, તેવી રીતેં પરમાત્માને અવિદ્યાનો સંબંધ હોય તો અવિદ્યામાં પડેલા પ્રતિબિંબરૂપજીવને પરમાત્મા જોઇશકે પણ પરમાત્મા (નિર્ગુણ બ્રહ્મ) ને અવિદ્યાનો સંબંધ છે એમ તો માનતા નથી તેથી

જીવના દ્રષ્ટા પરમાત્મા થાય નહિં એટલે વેદમાં કહેલ છે કે પરમાત્મા દ્રષ્ટા છે તેને બાધ આવે છે, અને વેદમાં દ્રષ્ટાપણું કહેલું છે તેને સિદ્ધ કરવામાટે જો પરમાત્માને અવિદ્યાનો સંબંધ છે એમ માનશો તો જીવની બરોબર પરમાત્મા પણ થયા; એટલે જીવ જેમ અવિદ્યાના સંબંધવાળો છે તેમ પરમાત્મા પણ અવિદ્યાના સંબંધવાળા થયા.

શંકા—જીવના દ્રષ્ટા પરમાત્મા છે એમ વેદમાં કહેલ છે તે નિર્ગુણ બ્રહ્મ નહિં પણ માયામાં નિર્ગુણબ્રહ્મનો પ્રતિબિંબ પડીને જે ઇશ્વર થયા છે તે દ્રષ્ટા છે એમ સ્વીકારશું એટલે નિર્ગુણબ્રહ્મને અવિદ્યાનો સંબંધ માનવાની જરૂર પડશે નહિં.

ઉત્તર—જીવ તથા ઇશ્વર બન્ને નિર્ગુણબ્રહ્મના પ્રતિબિંબ છે એમ તમે માનો છો ત્યારે જેમ એકસૂર્યના બેદર્પણમાં જૂદા જૂદા પ્રતિબિંબ પડયા હોય તે એક બીજાને જોઇશકતા નથી, તેમ માયામાં પ્રતિબિંબિતથયેલા ઇશ્વર, અવિદ્યામાં પ્રતિબિંબિતથયેલા—જીવને જોઇશકે નહિં, તેમ ગાર્ગીબ્રાહ્મણમાં अस्थूलमनण्वह्रस्वमदीर्घम् (સ્થૂલ નથી, સૂક્ષ્મ નથી, ટુંકું નથી અને લાંબું નથી.) ઇત્યાદિકધર્મવાળું નિર્ગુણ અક્ષરબ્રહ્મ છે, એમ અક્ષરબ્રહ્મનું નિરૂપણ કરીને नान्योतोऽस्तिद्रष्टा (એઅક્ષરબ્રહ્મથી બીજું કોઈ દ્રષ્ટૃ નથી. અથવા એ પરમાત્માથી બીજો કોઇ દ્રષ્ટા નથી.) એમ લખ્યું છે ત્યાં નિર્ગુણબ્રહ્મનેજ દ્રષ્ટાપણું કહેલું છે તેને બાધ આવે છે; નિર્ગુણ બ્રહ્મ કહો અથવા પરમાત્મા કહો, તેનેજ દ્રષ્ટાપણું છે. તેમ गुहां प्रविष्टौ (જીવ તથા ઇશ્વર એકગુહામાં પેસેલા છે.) એમ શ્રુતિમાં તથા વ્યાસસૂત્રમાં કહેલ છે ત્યાં તમે ગુહાને જીવના અજ્ઞાનથી કલ્પેલી માનો છો ત્યારે ઇશ્વરની દૃષ્ટિમાં તો ગુહા છેજ નહિં ત્યાં તેમાં પ્રવેશ કરવાની હકીકત તો ક્યાંથીજ સંભવે? માટે તમારા માનવાપ્રમાણે એકગુહામાં જીવ તથા ઇશ્વરનો સાથેપ્રવેશ સંભવતોજ નથી. તેમ શાસ્ત્રમાં જીવન્મુક્તિનું નિરૂપણ કર્યું છે તે જીવન્મુક્તિ, તમારા માનવાપ્રમાણે સિદ્ધ થઇશકતી નથી; કેમકે અંતઃકરણમાં અથવા અવિદ્યામાં બ્રહ્મનો પ્રતિબિંબ પડયો તે જીવ થયો એમ તમારે કહેવું જોઇએ તેમાં અંતઃકરણમાં પ્રતિબિંબ પડયો તે જીવ થયો એમ કહેશું તો જીવન્મુક્તને અંતઃકરણ રહે છે કે નહિં? એ વિચારઉપર આવતાં જીવન્મુક્તને અંતઃકરણ રહે છે એમ માનવામાં સંસારિપણુંજ તેને પ્રાપ્ત થાય છે અને અંતઃકરણ જીવન્મુક્તને રહેતું નથી એમ માનવામાં અંતઃકરણ જતું રહેવાથી તેમાં પડે તે પ્રતિબિંબરૂપ જીવપણ જતો રહે ત્યારે તો પરમમુક્તિજ થાવી જોઇએ ત્યાં જીવન્મુક્ત કેમ કહિ શકાય? પોતે જીવતો હોય અને મુક્ત થયો હોય તેને જીવન્મુક્તિ થઈ કહેવાય પણ અંતઃકરણ જતું રહેવાથી તેમાં પ્રતિબિંબિત જીવ હતો તે પણ જતો રહે ત્યારે જીવન્મુક્ત કેમ કહિ શકાય?

શંકા—અવિદ્યામાં પ્રતિબિંબિત માનો તો શું હરકત છે?

ઉત્તર—અવિદ્યાનું નામ અજ્ઞાન છે તે બ્રહ્મજ્ઞાન થવાથી નિવૃત્ત થાય ત્યારે તેમાં પ્રતિબિંબ પડી જીવ થયેલો છે તેની પણ નિવૃત્તિ થાય; તેથી જીવન્મુક્તનો દેહ ચાલવાને પણ સમર્થ નહિં થાય.

શંકા—આપણે હાથવડે પત્થરનો ઘા કરીયેં છીયેં તે આપણા હાથમાંથી પત્થર જૂદો પડે છે, તેજ સ્થલે પૃથ્વી ઉપર પડતો નથી પણ હાથનો વેગ પત્થરમાં જેટલો આવ્યો હોય તેટલે દૂર ગયા પછી તે પત્થર પૃથ્વી ઉપર પડે છે અને જેમ કોઇ ચક્ર હાથવડે ફેરવીયેં તેને પછી હાથથી છોડીદઇએં તોપણ જેટલો વેગ તેની અંદર ભરાયો હોય તેટલો વખત તે ચક્ર ફર્યા કરે છે તેવી રીતેં જ્ઞાન થયા પછી અવિદ્યાનો નાશ થાય છે તોપણ પ્રારબ્ધમાત્ર અવિદ્યા બાકી રહે છે તેથી જીવન્મુક્તનો દેહ પણ સર્વે કાર્ય કરીશકે છે.

ઉત્તર—હાથવડે પત્થર જેદિશાતરફ ફેંકયો હોય તેદિશાતરફ તે પત્થર જઇશકે છે. બીજીતરફ જઇશકતો નથી અને ચક્ર પણ જેતરફના વેગમાં ફેરવ્યું હોય છે તેતરફજ ફરીશકે છે તેવી રીતેં અવિદ્યાનો નાશથયા પછી પ્રારબ્ધમાત્ર અવિદ્યા બાકી રહેલ હોય તો દેહ વિદ્યમાન રહે એટલુંજ તે કરીશકે તેથી વધારે (એટલેં સર્વ) જીવની ક્રિયા કરીશકે નહિં; કેમકે જીવ પણ જતો રહેલ છે, ત્યારેં જનકાદિક જીવન્મુક્ત થઇગયા છે તેમણે રાજ્યાદિક કરેલ છે તેમાં બાધ આવશે. અને કાંઇક અવિદ્યાનો અંશ રહે છે તેથી જીવ પણ રહે છે એમ માનતા હો તો બ્રહ્મનો સાક્ષાત્કાર થયા છતાં પણ અવિદ્યાનો અંશ રહ્યો અને તેથી જીવભાવ પણ રહ્યો ત્યારેં કોઇ દિવસ પણ તેનો નિવૃત્તિ થશેજ નહિં; અર્થાત્ અવિદ્યાના જેટલા અંશનો જ્ઞાનથી નાશ થયો નથી તેટલો અવિદ્યાનો અંશ સર્વદા રહેશે એટલેં જીવભાવ પણ સર્વદા રહેશે એ તમારા મતથી વિરુદ્ધ છે.

શંકા—પ્રારબ્ધમાત્ર જે અવિદ્યાનો અંશ રહે છે તેનો નાશ તો કેવળ ભોગ ભોગવવાથીજ થાય છે; માટે જેટલો ભોગ ભોગવવાનું પ્રારબ્ધ હશે તેટલો ભોગ ભોગવાઇ રહેશે ત્યારેં તે અવિદ્યાનો અંશ પણ નિવૃત્ત થઇજશે એટલેં કોઇજાતનો બાધ આવશે નહિં.

ઉત્તર—ઠીક! ત્યારેં તો અવિદ્યા અને અવિદ્યાનાં કાર્યથી પણ પ્રારબ્ધમાત્ર બાકી રહેલો અવિદ્યાનો તે અંશ જૂદો છે એમ તમારા કહેવાનો અભિપ્રાય જણાય છે, પણ દોરડાંમાં સર્પની ભ્રાંતિ થઇ હોય ત્યારેં તેદોરડામાં સર્પનું જ્ઞાન અને તેનાથી જે ભય થતો હોય તે, દોરડાનું જ્ઞાન થયા પછી કોઇ પણ અંશે રહેતો નથી તેવી રીતેં બ્રહ્મજ્ઞાન થયા પછી અવિદ્યાનો કાંઇ પણ અંશ રહે નહિં.

શંકા—દોરડાનું જ્ઞાન થયા પહેલાં આ સર્પ છે એવા જ્ઞાનથી ઉત્પન્ન થયેલા ભયને લીધે જે કંપાદિક થયો હોય તે દોરડાનું જ્ઞાન થયા પછી પણ થોડો વખત રહે છે તેમ અવિદ્યાનો પ્રારબ્ધમાત્ર અંશ પણ રહે તેમાં અડચણ નહિં.

ઉત્તર—દોરડામાં સર્પની ભ્રાંતિ થઇ હોય તે પ્રથમ ખરો સર્પ જોયેલો હોવાથી ભ્રાંતિના સમયમાં પણ જે ભય થાય છે તે ખરા સર્પના કારણથીજ થાય છે જેણે ખરો સર્પ જોયેલો ન હોય તેને ભય પણ થતો નથી તેથી તે ભય થવામાં કારણ સત્યસર્પજ છે તોપણ તેનાથી થયેલા કંપથી બીજું કાંઇ કાર્ય થઇશકતું નથી તેવી રીતેં અહિં બીજું સત્ય જગત્ છે એમ તો તમે માનતા નથી કે અવિદ્યાથી જેનો

ભ્રમ નિર્ગુણબ્રહ્મમાં થયો હોય તે જ્ઞાનવડે નિવૃત્ત થાય તોપણુ (દોરડામાં સત્યસર્પની ભ્રાંતિ થવાથી થયેલા ભયને લીધે કંપાદિક થયેલ હોય તે દોરડાનું જ્ઞાન થયા પછી પણ રહે છે તેવી રીતે) પ્રારબ્ધમાત્ર અવિદ્યાનો અંશ રહે છે એમકહિ શકાય? તેમ તેનાથીકેવળદેહની વિદ્યમાનતાજ કદાચિત્ રાખી શકાય પણ ભોગાદિક બીજું કાંઇપણ કાર્ય થઇશકે નહિં તેમ દોરડામાંસર્પની ભ્રાંતિ થાય છે ત્યારે પ્રથમ સત્ય-સર્પથી થતો ભય અનુભવમાં હોવાથી તેભયનો વેગ અંતઃકરણમાં આવવાથી કંપા-દિક થાય છે તે વેગનામના સંસ્કારથીજ થાય છે અને અહિં તો અવિદ્યાથી પ્રા-રબ્ધ બંધાય છે એમ તમે માનો છો માટે તેનાથી કોઇજાતનો સંસ્કાર થઇશકતો નથી તેથી જ્ઞાનવડે તેનો અવશ્ય નાશ થવોજ જોઇએ તે છતાં જ્ઞાન થયા પછી અજ્ઞાનનો અંશ કેમ રહે? માટે તમારા માનવાપ્રમાણે અવિદ્યામાં બ્રહ્મનો પ્રતિ-બિંબ પડી જીવ થયો હોય તો જીવન્મુક્તપણું સિદ્ધ થઇશકતું નથી અને જનક-વિદેહાદિક જીવન્મુક્ત હતા છતાં રાજ્ય કરતા હતા તથા શુકસનકાદિક જીવન્મુક્ત હતા છતાં સર્વત્ર અપ્રતિહતગતિવાળા હોઇને તેવા અધિકારિઓને બોધ આપતા હતા એમ સર્વશાસ્ત્રથી સિદ્ધ હોવાથી જીવન્મુક્તિ નથી એમ તો કહીશકાય તેમ નથી; માટે નિર્ગુણબ્રહ્મનો અવિદ્યામાં પ્રતિબિંબ પડી જીવ થયો એમ સિદ્ધ થઇશકતું નથી. કેમકે બ્રહ્મ, રૂપવગરનું છે એમ તમે માનો છો તથા પ્રથમ નિરૂપણ કર્યું છે તે-પ્રમાણે રૂપવગરના પદાર્થનો પ્રતિબિંબ પડતોજ નથી.

શંકા—આકાશ રૂપવગરનું છે છતાં તેનો પ્રતિબિંબ જલાદિકમાં કેમ પડે છે? તેવી રીતે બ્રહ્મ રૂપવગરનું છે તો પણ તેનો પ્રતિબિંબ પડે છે.

ઉત્તર—જલાદિકમાં આકાશનો પ્રતિબિંબ પડતો નથી પણ આકાશમાં રહેલ પ્રભામંડલ જે આપણા જેવામાં આવે છે તેનોજ પ્રતિબિંબ પડે છે તે પણ ઉપર નિરૂપણ કર્યું છે એટલે આ આકાશ શ્યામ છે, રક્ત છે ઇત્યાદિ પ્રતીતિ થાય છે તે આકાશમાં શ્યામતા કે રક્તતા નથી છતાં તેવી ઉપાધિને લઇને તેવી પ્રતીતિ થાય છે તે ઉપાધિનાં રૂપનોજ જલાદિકમાં પ્રતિબિંબ પડે છે તેથી શ્યામતાના પ્રતિબિં-બને લીધે અગાધપણું અને રક્તતાના પ્રતિબિંબને લીધે રક્તિમા જલમાં દેખાય છે બાકી તેઔપાધિકરૂપને અને આકાશને કોઇજાતનો સંબંધ નથી તેથી આકા-શનો પ્રતિબિંબ પડે છે એમ કહિશકાતું નથી. અને જો આકાશનો પ્રતિબિંબ પડે છે એમ કહેશો તો આ આકાશ શ્યામ છે એવી પ્રતીતિ થાય છે તેથી નેત્રવડે આ-કાશ જોઇશકાય છે એમ કબૂલ કરવું પડશે. અને તેમ કબૂલ કર્યું ત્યારે આકાશના દાખલાથી રૂપવગરનું બ્રહ્મ પણ નેત્રવડે જોઇશકાય છે એમ કબૂલ કરવું પડશે.

શંકા—જગતના જન્માદિક જેનાથી થાય છે તે ઇશ્વર કલ્પિતરૂપવાળા છે તે નેત્રવડે જોઇશકાય છે.

તમારા મતમાં નિર્ગુણ—બ્રહ્મનો માયામાં પ્રતિબિંબ પડયો તે ઇશ્વર થયા છે એમ સ્વીકાર્યું છે તેથી તે ઇશ્વર નેત્રવડે જોઇશકાય છે એમ તમે કહો તો પણ જે બાબત અહિં સિદ્ધ કરવાની છે તે સિદ્ધ થઇશકતી નથી; કેમકે અહિં તો આકાશ

રૂપવગરનું છે છતાં તેનો પ્રતિબિંબ પડે છે તેવી રીતે બ્રહ્મ રૂપવગરનું છે તો પણ તેનો પ્રતિબિંબ પડી શકે એમ તમે કહો છો તેના પ્રસંગમાં અમે એમ કહિયે છીયે કે આકાશ રૂપવગરનું છે તેમાં શ્યામતાવિગેરેની પ્રતીતિ થાય છે તેથી આકાશ નેત્રવડે દેખાય છે એમ કબૂલ કરવું પડશે તેદાખલાથી બ્રહ્મ પણ રૂપવગરનું છે તો પણ જોઇ શકાય છે એમ તમારે સ્વીકારવું પડશે. એવી રીતે બિંબને સ્થાને તમે માનેલ નિર્ગુણ બ્રહ્મ નેત્રવડે દેખાવાનો પ્રસંગ આવવાની આ બાબત છે ત્યાંીતમે પ્રતિબિંબને સ્થાને માનેલ ઈશ્વર નેત્રવડે દેખાય છે એમ કહો છો તે ઉપયોગ નથી.

શંકા—નૈયાયિક લોકો ગુણમાં ગુણનો સ્વીકાર કરતા નથી તેથી રૂપવગરનું રૂપ છે તેનો પ્રતિબિંબ દેખાય છે તેવી રીતે બ્રહ્મ રૂપરહિત છે તો પણ તેનો પ્રતિબિંબ પડવામાં બાધ નથી.

ઉત્તર—રૂપવાળો જે ઘટાદિક પદાર્થ છે તેનો પ્રતિબિંબ જલાદિકમાં પડે છે તેને લઈને રૂપની પ્રતીતિ થાય છે બાકી રૂપનો જૂદો પ્રતિબિંબ પડવામાં કાંઇ પ્રમાણ નથી; કેમકે જેપદાર્થનો આશ્રય કરીને રૂપ રહે છે તેપદાર્થશિવાય રૂપની જૂદી પ્રતીતિ થવાનું સર્વશાસ્ત્ર તથા અનુભવથી વિરુદ્ધ છે તેમ દર્પણાદિકમાં ઘડા વિગેરેનો પ્રતિબિંબ પડેલો જોઇને તેઘડામાં રહેલાં રૂપને દેખે છે ત્યારે ઘડામાં રહેલું આ રૂપ રૂપરહિત છે છતાં તેનો પ્રતિબિંબ પડે છે એમ દેખે છે તેવી રીતે બ્રહ્મ રૂપરહિત છે તો પણ તેનો પ્રતિબિંબ પડે એમ તમે માનો છો ત્યારે ઘડામાં રહેલું રૂપ રૂપરહિત છે છતાં નેત્રવડે દેખાય છે તેવી રીતે બ્રહ્મ રૂપરહિત છે તો પણ નેત્રવડે દેખાય ખરૂં એમ તમારે માનવું પડશે. તેમ અવયવમાં બીજાં અવયવ નથી તેથી ચરણવગરના ચરણ છે તો પણ ચાલે છે એમ જોવાથી ચરણરહિત માણસ હોય તે પણ ચાલે ખરો. તેવીજ રીતે તમામઅવયવોમાટે તર્ક આવશે; માટે તેતે અવયવવાળા માણસમાંજ તેતેકાર્યકરવાની શક્તિ હોય છે પણ જૂદા અવયવોમાં તેવી કલ્પના કરવાની નથી, તેવીજ રીતે રૂપાદિકગુણોવાળા પદાર્થનોજ પ્રતિબિંબ પડે છે, રૂપાદિકગુણોનો પ્રતિબિંબ પડતો નથી. તેમ તેતે પદાર્થોસાથે રૂપાદિકગુણોનો પ્રતિબિંબ પડે છે અને ગુણોમાં ગુણો નહિં હોવાથી તે નિર્ગુણ છે તેનો પ્રતિબિંબ પડે છે તે દાખલો લઇને બ્રહ્મનો પ્રતિબિંબ પડે છે એમ કદાચિત્ માનશો તો પણ રૂપાદિક ગુણો જેમ ઘડાવિગેરેનો આશ્રય કરીનેજ રહે છે અને ઘડાવિગેરે પદાર્થોની સાથેજ રૂપાદિકગુણોનો પ્રતિબિંબ પડે છે તેવી રીતે બ્રહ્મ પણ બીજાનોજ આશ્રય કરીનેજ રહે છે અને બીજાની સાથેજ બ્રહ્મનો પ્રતિબિંબ પડે છે, સ્વતંત્ર બ્રહ્મનો પ્રતિબિંબ પડતો નથી એમ તમારે માનવું પડશે. તેમ ગુણમાં ગુણ રહેતો નથી એન્યાયથી રૂપ નિર્ગુણ છે છતાં નેત્રવડે દેખાય છે તેમ બ્રહ્મ નિર્ગુણ છે છતાં નેત્રવડે દેખાય એમ પણ માનવું પડશે; માટે તમારા માનવાપ્રમાણે રૂપનો પ્રતિબિંબ પડવાના દાખલાથી બ્રહ્મનો પ્રતિબિંબ પડે એમ સિદ્ધ થઇશકતું નથી.

શંકા—શ્રુતિમાં एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् (ચંદ્રમા જેમ એક છે છતાં જૂદા જૂદા પાત્રમાં જલ ભરેલું હોય તેમાં પ્રતિબિંબ પડવાથી ઘણાંરૂપેં દેખાય છે તેમ બ્રહ્મ એક છે છતાં અવિદ્યામાં પ્રતિબિંબ પડી ઘણાં (જીવ) રૂપે દેખાય છે) એમ લખ્યું છે તેથી બ્રહ્મનો પ્રતિબિંબ જીવ છે એમ માનવુંજ જોઇએં.

ઉત્તર—જલચંદ્રનું દૃષ્ટાંત છે તે એક જૂદાજૂદાપ્રકારેં થાય છે એમ બતાવવામાટે છે કાંઇ બ્રહ્મનો પ્રતિબિંબ જીવ છે એમ બતાવવામાટે નથી; તેથીજ શ્રુતિમાં ઘણારૂપેં દેખાય છે એમ લખ્યું છે કાંઈ પ્રતિબિંબ પડી ઘણારૂપેં થાય છે એમ લખ્યું નથી; તેમ પ્રતિબિંબનો પક્ષ શ્રુતિનો અભિપ્રાય છે એમ કહેશો તો બ્રહ્મ બિંબ છે એમ પણ શ્રુતિનો અભિપ્રાય છે એવી રીતેં તમારે સ્વીકારવું પડશે; એટલેં બ્રહ્મને સગુણપણું આવશે તે તમારા મતથી વિરૂદ્ધ છે.

શંકા—બ્રહ્મનો પ્રતિબિંબ જીવ છે એમ કહેવામાં તમેં ઉપરબતાવ્યાપ્રમાણે ઘણાં દૂષણો આવે છે તો પ્રતિબિંબનો પક્ષ છોડીદઈએં છીએં પણ વ્યાસસૂત્રમાં आभास एव च (બ્રહ્મનો આભાસજ જીવ છે.) એમ બ્રહ્મનો આભાસ જીવ કહેલો છે તેથી નેત્રને આંગળીથી દબાવીએં એટલેં એક ચંદ્ર છે તેને બદલે બે ચંદ્ર દેખાય છે તેવી રીતેં બ્રહ્મને અવિદ્યાનો સંબંધ થવાથી તેના આભાસરૂપ જીવ થયેલ છે એમ સ્વીકારશું એટલેં વ્યાસસૂત્રનો અભિપ્રાય સિદ્ધ રહેશે અને जीवेशावाभासेन करोति माया चाविद्या च स्वयमेव भवति (જીવ તથા ઇશ્વરને આભાસવડે કરે છે અને માયા તથા અવિદ્યા પોતેં (માયા)જ થાય છે) એ નૃસિંહતાપિનીની શ્રુતિમાં લખેલું આભાસપણું પણ સિદ્ધ રહેશે.

ઉત્તર—વ્યાસસૂત્રમાં જીવ આભાસ છે એમ લખ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે જેમ આચારાદિક-ધર્મવગરનો બ્રાહ્મણ હોય તે બ્રાહ્મણનો આભાસ કહેવાય છે તેમ બ્રહ્મમાં આનંદાદિક ધર્મો છે તે જીવમાં તિરોહિત થઇગયા છે તેથી બ્રહ્મનો આભાસમાત્ર જીવ છે એમ કહ્યું છે. જો અવિદ્યાના સંબંધથી આભાસ થવાનો વ્યાસજીનો અભિપ્રાય હોત તો તેવી રીતેં સૂત્રમાં લખત, પણ કેવળ આભાસમાત્રજ લખેલ છે તેથી અમારા કહેવાપ્રમાણેજ વ્યાસજીનો અભિપ્રાય છે એમ જણાય છે. તેમ નેત્રને અંગુલીનો સંબંધ થવાથી જેમ બે ચંદ્ર દેખાય છે તે જોનારને ભ્રમ થાય છે તેમ અહિં અવિદ્યાના સંબંધથી બ્રહ્મને અનેકની પેઠેં દેખાય છે કે જીવને અનેકની પેઠેં દેખાય છે? તે વિચારવું જોઈએં. બ્રહ્મને અનેકની પેઠેં દેખાવાનો ભ્રમ થાય છે એમ તો કહિશકાય તેમ નથી; કેમકે બ્રહ્મને ભ્રમ થવો સંભવતો નથી તેમ બ્રહ્મને અવિદ્યાનો સંબંધ થયો છે એમ માનવું એ પણ સંભવતું નથી; કેમકે બ્રહ્મને અવિદ્યાનો સંબંધ બ્રહ્મેં પોતેં કર્યો કે અવિદ્યાયેં કર્યો? એ વિચાર કરીયેં તો બ્રહ્મ તો ક્રિયાવગરનું અને ગુણવગરનું છે એમ તમે માનો છો તેમાં વળી અવિદ્યાનો સંબંધકરવારૂપ ક્રિયા ક્યાંથી આવે? અને અવિદ્યા તો અચેતન છે એમ તમે માનો છો તે સંબંધ શી રીતે કરીશકે? તેથી અવિદ્યા બ્રહ્મનો સંબંધ કરી તેને ભ્રમ કરે ત્યારેં જીવમાં તથા બ્રહ્મમાં તારતમ્ય શું? તેમ જીવને

અવિદ્યાના સંબંધથી અનેકની પેઠે દેખાવાનો ભ્રમ થાય છે એમ પણ કહિશકાતું નથી કેમકે જીવ કાંઇ બ્રહ્મને જોનાર નથી, આંગળીવડે નેત્રને દબાવીને ચંદ્રમાને જોનાર પુરુષ જૂદો છે તેને ચંદ્રમા બે દેખાય છે, તેવી રીતેં જીવ જૂદો જોનાર નથી પણ બીજો ચંદ્રમા દેખાય છે તેઠેકાણે તમે જીવને માનો છો તેથી ભ્રમરૂપ જીવ થયો. કાંઇ ભ્રમ જેને થાય છે તે જીવ છે એમ સિદ્ધ થતું નથી; કેમકે જે ખરો ચંદ્ર છે તેને કે આંગળીનો નેત્રને સંબંધ થવાથી બીજો ચંદ્ર દેખાય છે તેને બેચંદ્રનો ભ્રમ થતો નથી, બેચંદ્રનો ભ્રમ તો ત્રીજો જોનાર છે તેને થાય છે તેવી રીતેં અહિં બ્રહ્મ અને જીવશિવાય ત્રીજો જોનાર કોણ? એ પણ સમજવું જોઇએ. તેમ બીજો ચંદ્ર દેખાય છે તે કાંઈ ખરો નથી તેવી રીતેં જીવ ખરા ન હોય તો તેને ભ્રમ થવો ઘટતો નથી અને બ્રહ્મને તો દોષનો સંબંધજ હોય નહિં ત્યાં ભ્રમ શાનો થાય? તેમ જીવ ખોટા હોય તો બૃહદારણ્યક–ઉપનિષદમાં જીવના અંતર્યામી ઇશ્વર છે એમ લખ્યું છે તેનો બાધ આવે; કેમકે ખોટા જીવના અંતર્યામી ઇશ્વર સંભવેજ નહિં, તેમજ ખોટા જીવના દ્રષ્ટા, સાક્ષી કે તેને નિયમમાં રાખનાર ઈશ્વર છે એમ કહિશકાય નહિં, ત્યારેં ઘણી શ્રુતિયોનો બાધ આવે; માટે આંગળીનો નેત્રને સંબંધ થવાથી ચંદ્રમા બે દેખાય છે તેમ બ્રહ્મને કે જીવને અવિદ્યાનો સંબંધ થવાથી જીવ થયા છે એમ સિદ્ધ થઇશકતુંજ નથી. અને નૃસિંહતાપિનીમાં માયા, આભાસવડે જીવને તથા ઇશ્વરને કરે છે એમ લખ્યું છે તેતો ઇશ્વર અને જીવ સત્ય છે તેના આભાસવડે ઇંદ્રજાલની માફક માયિકસૃષ્ટિ કરવાનું લખ્યું છે. કેમકે ઇશ્વર તથા જીવ બન્ને માયાયેં કરેલા છે એમ કહેવાનો શ્રુતિનો અભિપ્રાય હોય તો પછી ઇશ્વરની ઉપાસના કરવાનું શ્રુતિમાં કેમ લખે? તેમ ઇશ્વર તથા જીવ માયાયેં કરેલા છે એમ કહેવાથી બન્ને ખોટા થઇજાય છે ત્યારેં જીવનાં સાધન અને ઇશ્વરનાં યજનાદિકને બતાવનાર ઘણી શ્રુતિયો છે તે ખોટી પડી જાય; માટે નૃસિંહતાપિનીની શ્રુતિમાં તો કેવળ માયિકસૃષ્ટિજ બતાવી છે તે અસત્ય છે તેનું નિરૂપણ શાસ્ત્રમાં આવે છે તેઉપરથી મોહ પામીનેજ કેટલાએકને સત્યસૃષ્ટિમાં પણ અસત્યતાનો ભ્રમ થાય છે; માટે આ આચારદિક–ધર્મવગરનો બ્રાહ્મણ હોય તે બ્રાહ્મણનો આભાસ માત્ર કહેવાય તેમ આનંદ તથા ઐશ્વર્યાદિકનો જીવમાં તિરોભાવ થવાથી જીવ બ્રહ્માભાસ છે એમ કહેવાનો વ્યાસજીનો અભિપ્રાય છે.

શંકા–દોરડામાં સર્પની ભ્રાંતિ થાય છે તેવી રીતેં બ્રહ્મમાં જગતની ભ્રાંતિ થઇ છે એમ માનવામાં શું હરકત છે? માટે દોરડામાં સર્પનો આભાસ થાય છે તેવી રીતેં બ્રહ્મમાં જગતનો આભાસ થાય છે; માટે જીવ આભાસ છે એમ વ્યાસસૂત્રમાં લખ્યું છે.

ઉત્તર–બીજે સ્થલેં સાચો સર્પ જોયેલો છે તેથી દોરડામાં સર્પની ભ્રાંતિ થાય છે પણ અહિં તો બીજું સત્ય જગત છે એમ તમે માનતા નથી ત્યારેં તેનો ભ્રમ શી રીતેં થાય? તેમ દોરડું દેખાય છે તે અંધકાર વિગેરે દોષમાં પડેલું હોય છે અને જોનાર જૂદો હોય છે ત્યારેં તેને દોરડામાં સર્પનો ભ્રમ થાય છે, તેવી

રીતેં બ્રહ્મ દેખાતું નથી, તેને દોષનો સંબંધ નથી અને બ્રહ્મને જોનાર જૂદો હોય નથી ત્યારેં ભ્રમ શી રીતેં થાય? તેમ દોરડામાં સર્પનોજ ભ્રમ થાય છે પણ ઘોડા કે હાથીવિગેરેનો ભ્રમ થતો નથી તે કેવળ દોરડાંનો તથા સર્પનો આકાર સરખો હોવાથીજ સર્પનો તેમાં ભ્રમ થાય છે અને અહિં જગતમાં તો ઘટ, પટવિગેરે અનેક પદાર્થો જૂદાજૂદા આકારવાળા દેખાય છે તેતમામપદાર્થોના આકારજેવો બ્રહ્મનો આકાર છે એમ માનો ત્યારેં આખા જગતનો બ્રહ્મમાં ભ્રમ થયો છે એમ કહિશકાય અને તેમ માનવામાં બ્રહ્મને તમે નિરાકાર કહો છો તેને બદલે સાકારપણું બ્રહ્મનું સિદ્ધ થાય છે.

શંકા—ગંધર્વનગર દેખાય છે તે બીજે ક્યાંય નહિં છતાં દેખાય છે તેવી રીતેં આ જગત્ બ્રહ્મમાં દેખાય છે એમ માનવામાં શું હરકત છે?

ઉત્તર—જંગલમાં મેદાન હોય ત્યાં સૂર્યનાં કિરણો પડતાં હોય અને વૃક્ષોનો અંતરાય સરખી રીતનો હોય ને તેની અંદરથી આકાશ દેખાતું હોય ત્યાં વાયુના સંબંધથી કિલ્લાજેવું દેખાય છે તે ગંધર્વનગર કહેવાય છે, તેવી રીતેં બ્રહ્મમાં જગત્ દેખાય છે એમ કહેશો તો બ્રહ્મને બીજાનો સંબંધ છે એમ માનવું પડશે તે બીજો તો કોઇ પણ બ્રહ્મશિવાય છે નહિં ત્યાં તેનો સંબંધ શી રીતેં માનીશકાય? તેમ આપણે બીજે સ્થલે સત્ય કિલ્લો જોયો છે ત્યારેં અહિં વૃક્ષોની વચમાં સરખું આકાશ લંબાઇમાં દેખાય છે ત્યાં રાંગનો ભ્રમ થાય છે અને વૃક્ષને ફરતું ગોલાઇમાં આકાશ દેખાય છે ત્યાં કોઠાનો ભ્રમ થાય છે તેવી રીતેં બીજે સ્થલે જગત્ જોયાનું સિદ્ધ કરવું જોશે, આકાશની માફક બ્રહ્મ દેખાય છે એમ માનવું જોશે અને ગંધર્વનગરને જોનાર જૂદા માણસ છે તેમ બ્રહ્મમાં જગતને જોનાર આપણે (જગતથી) જૂદા છીએં એમ સિદ્ધ કરવું જોશે ત્યારે ગંધર્વનગરની માફક જગત્ (મિથ્યા છે છતાં) દેખાય છે એમ કહિ શકાશે; માટે તેવીરીતેં માનવામાં પણ તમારા સિદ્ધાંતને બાધ આવશે.

શંકા—છાંદોગ્યની શ્રુતિમાં वाचारंभणम् એમ કહેલ છે ત્યાં જગતની અસત્યતા લખી છે માટે જગત્ અસત્ય છે એમ માનવુંજ જોઇએ.

ઉત્તર—એશ્રુતિમાં જગતની અસત્યતા કહી નથી પણ બ્રહ્મથી જૂદું જગત્ નથી એમ કહેલ છે તે तदनन्यत्वमारंभणशब्दादिभ्यः (वाचारंभणम् ઇત્યાદિકશ્રુતિયોથી જગતનું બ્રહ્મથી અનન્યપણું સિદ્ધ કર્યું છે) એ વ્યાસસૂત્ર અને ઉપરની શ્રુતિ લખીને પ્રથમ સિદ્ધ કર્યું છે ને આગલ પણ પાછું સિદ્ધ થશે; માટે તેશ્રુતિથી જગતની અસત્યતા સિદ્ધ થતી નથી;

શંકા—શ્રીભાગવતના એકાદશસ્કંધમાં શ્રીકૃષ્ણ—ભગવાને ઉધ્ધવજીપ્રત્યેં કહ્યું છે કે "મનવડે, વચનવડે, બેનેત્રવડે અને શ્રવણાદિકથી જેનું ગ્રહણ થાય છે તે નાશાત્મક અને માયામનોમય છે" તેથી જગતને માયિકપણું અને નાશાત્મકપણું અમે કહિયેં છીયેં.

ઉત્તર—એકાદશસ્કંધમાં પ્રથમ પરીક્ષિત્રાજાયેં પૂછ્યું છે કે શ્રીકૃષ્ણમાંજ જેઓનું ચિત્ત છે એવા યાદવોને વિપ્રશાપ કેમ થયો? કે યદુકુલનો નાશ થયો. તેના ઉત્તરના પ્રસંગમાં શ્રીકૃષ્ણ તથા ઉદ્ધવજીનો સંવાદ આવ્યો છે ત્યાં શ્રીકૃષ્ણે ઉદ્ધવજીપ્રત્યેં કહ્યું છે કે:—

यदिदं मनसा वाचा चक्षुर्भ्यां श्रवणादिभिः।
नश्वरं गृह्यमाणं तद्विद्धि मायामनोमयम् ॥

અર્થ—જે આ યાદવકુલ, મનવડે, વચનવડે, બેનેત્રવડે અને શ્રવણાદિવડે ગૃહ્યમાણ છે તે માયામનોમય નશ્વર છે એમ જાણ્ય. અર્થાત્ ખરેખરૂં નશ્વર નથી પણ માયાથીજ નશ્વરજેવું દેખાડેલું છે. એવો અભિપ્રાય છે; તેથીજ છેવટના અધ્યાયમાં શ્રીકૃષ્ણે દારુકસારથિને કહ્યું છે કે:—

मन्मायारचनामेतां विज्ञायोपशमं व्रज।

અર્થ—(યાદવકુલનો નાશ જોઇને દારુક બહુ ખેદ કરવા લાગ્યો ત્યારેં કહ્યું છે કે) આ મ્હારી માયાની રચના છે એમ જાણીને શાંતિને પ્રાપ્ત થા. એમ કહ્યું છે ત્યાં પણ માયાવડેજ યાદવકુલનો નાશ દેખાડવાનું કહ્યું છે. બાકી વાસ્તવિક તેનો નાશ થયોજ નથી; માટે તેને અનુસરિને અહિં પણ અર્થ કરવો જોઇએં. અહિં જગત્ નાશાત્મક છે એમ કહેવાનો પ્રસંગ નથી; તો પણ કદાચિત્ જગતને નાશાત્મક કહેવાનો અભિપ્રાય છે એમ માનિયેં તો પણ એવો અર્થ થાય છે કે મનવડે, વચનવડે, બેનેત્રવડે શ્રવણાદિકવડે જે નાશાત્મક છે એમ ગૃહ્યમાણ થાય છે તે માયામનોમય જાણ્ય. એટલેં નાશાત્મક જાણવું તે માયામનોમય કહેલ છે. કાંઇ જગતને માયામનોમય કહેલ નથી; માટે પુષ્ટિપ્રવાહમર્યાદામાં પ્રાવાહિકસૃષ્ટિને માયામનોમય કહેલ છે તે સૃષ્ટિજ અહિં પણ માયામનોમય કહેલી છે. તેથી સ્વાપ્નિક સૃષ્ટિનેજ માયિકપણું વ્યાસસૂત્રમાં मायामात्रं तु कार्त्स्न्येनानभिव्यक्तस्वरूपत्वात् (સ્વાપ્નિક, પ્રપંચ માયામાત્ર છે કેમકે સમગ્રપ્રપંચનું સ્વરૂપ સરખી રીતેં સ્વપ્નમાં પ્રકટ થતું નથી; એટલેં જગતમાં જે પદાર્થ જેવખતેં જ્યાં જોયેલો હોય તેપદાર્થ તે વખતેં ત્યાં તેવોજ હોય છે તેમ સ્વપ્નમાં જોયેલો પદાર્થ તેવી રીતેં સરખો દેખાતો નથી પણ બીજા સ્થલનો બીજા સ્થલમાં અને બીજા સમયનો બીજા સમયમાં દેખાય છે. તેમ તેની સાથેની બાબતો પણ સરખી રીતેંજ સ્વપ્નમાં દેખાતી નથી. એમ) સ્વાપ્નિકપ્રપંચનેજ માયિકપણું કહેલું છે; તેથીજ જગતને માટે वैधर्म्याच्च न स्वप्नादिवत् (સ્વપ્નની સૃષ્ટિના અને જગતના ધર્મો સમાન નથી તેથી સ્વપ્નાદિકની પેઠે જગત નથી.) એમ વ્યાસસૂત્રમાંજ સ્વપ્નાદિકથી જગતનું વિલક્ષણપણું કહ્યું છે; માટે જગતને માયિકપણું નથી; તેથીજ શ્રીઆચાર્યજી—મહાપ્રભુજીયેં નિબંધમાં કહેલ છે કે:—

मायिकत्वं पुराणेषु वैराग्यार्थमुदीर्यते।

અર્થ—પુરાણોમાં જગતનું માયિકપણું કહેવાય છે તે જગતમાં વૈરાગ્ય થવાસારૂ કહેવાય છે. બાકી જગત માયિક નથી. શાખાચંદ્રના ન્યાયથી કે શાખાઅ-

રુંધતીના ન્યાયથી બ્રહ્મમાં ઉપાસનાદિકધર્મને આરોપ કરાય છે એમ કહેવું પણ સંભવતું નથી; કેમકે શાખાની પેઠે બ્રહ્મ પ્રત્યક્ષ નથી કે તેમાં ચંદ્ર કે અરુંધતીની પેઠે ધર્મનો આરોપ કરીશકાય. તેમ માયોપહિત પણ ઈશ્વર છે એમ કહિશકાતું નથી; કેમકે માયોપહિતનો તો ત્યાગ કરવો જોઇએ, માટે પુત્રાદિકમાંથી આસક્તિ છોડવાનો જેમ શાસ્ત્રમાં ઉપદેશ કરેલો છે તેમ ઇશ્વરમાંથી પણ આસક્તિ છોડવાનો ઉપદેશ શાસ્ત્રમાં હોવો જોઇએ. પણ તેની ઉપાસના કે યજનાદિકકરીને તેમાં આસક્તિ કરવાનો ઉપદેશ નહિં હોવો જોઇએ. અને શાસ્ત્રમાં તો સર્વત્ર ઇશ્વરની ઉપાસના કરવાનો અને તેનું યજન કરવાનો ઉપદેશ કરેલો છે માટે ઇશ્વર માયોપહિત છે એમ કહેવું સંભવતુ નથી, તેમ જગત્ મિથ્યા, ઇશ્વર મિથ્યા, જગતમાં ઉપદેશ આપનાર ગુરુ છે તે મિથ્યા અને તેણે આપેલ જ્ઞાનોપદેશ પણ મિથ્યા એમ સર્વને મિથ્યા માનવાથી મિથ્યાજ્ઞાનવડે ચિત્તશુદ્ધિ થાય એમ કહેવું ત્યારે પ્રપંચના જ્ઞાનવડે પણ ચિત્તશુદ્ધિ થવી જોઇએ. ઈત્યાદિક અનેક દૂષણો માયાવાદ માનવામાં આવે છે. (૨૨)

માયાવાદનું મૂલ માયા હોવાથી માયા જન્ય છે કે અજન્ય છે? એમ પૂછી બન્નેપક્ષમાં દૂષણ બતાવે છે.

मूलम् । किञ्च जन्यात्त्वजन्या वा मायाऽऽद्ये जनको हि कः ।
अन्या भावात्तु ब्रह्मैव सविशेपत्वमागतम् ॥ २३ ॥
द्वितीये त्वद्वैतभङ्गः कादाचित्कं त्वसङ्गतम् ।
आत्मैवेदमग्रआसीदित्यादिश्रुतिबाधतः ॥ २४ ॥
अनादित्वे तु सान्तत्वमिति पक्षोऽप्यसङ्गतः ।
अनादित्वे त्वनन्तत्वं मायाया इति निश्चयात् ॥ २५ ॥

શબ્દાર્થ—માયા જન્ય છે કે અજન્ય છે? જો જન્ય છે એમ કહેતા હો તો તેને ઉત્પન્નકરનાર કોણ? સૃષ્ટિના આદિકાલમાં બીજો કોઇ નહિંહોવાથી બ્રહ્મજ ઉત્પન્નકરનાર છે એમ કહેશો તો બ્રહ્મને તમે નિર્વિશેપ (સર્વધર્મરહિત) માનો છો તેને બદલે સવિશેપપણું (માયાને ઉત્પન્નકરવારૂપ–ધર્મસહિતપણું) બ્રહ્મને આવ્યું. અને માયા અજન્ય છે એમ કહેતા હો તો બ્રહ્મ અને માયા બન્ને અજન્મા થયાં ત્યારેં અદ્વૈત માનો છો તેનો ભંગ થાય છે. માયાને કદાચિત્કપણું છે એટલેં ક્યારેંક હોય અને ક્યારેંક ન હોય એમ માનવું તો સંભવતુ નથી; કેમકે તેમ કદાચિત્કપણું થવામાં કાંઇક કારણ હોવું જોઇએ તે બ્રહ્મમાં કહિશકાતું નથી—आत्मैवेदमग्रआसीत् (આ જગત્, આગળ આત્મારૂપજ હતું)ઇત્યાદિક શ્રુતિનો બાધ આવવાથી માયા અનાદિ અને અંતસહિત છે એ પક્ષ પણ સંભવતો નથી. તેમ જે અનાદિ હોય તે અનંત હોય એવો નિયમ છે માટે માયાને અનાદિ માનશો તો અનંતપણું તેને આવશે.

ટીકા—માયા ઉત્પન્ન થાય છે કે ઉત્પન્ન થતી નથી? જો ઉત્પન્ન થાય છે એમ કહેશો તો તેને ઉત્પન્નકરનાર કોણ? એ વિચારપર આવિયેં ત્યારેં સૃષ્ટિના આદિ-

કાલમાં બ્રહ્મશિવાય બીજું કોઇ નહિં હોવાથી બ્રહ્મજ ઉત્પન્નકરનાર છે એમ કહેવું પડશે ત્યારે બ્રહ્મ કાંઇ પણ કાર્ય કરતું નથી, નિષ્ક્રિય છે એમ તમે માનો છો તેને બદલે કર્તૃત્વરૂપ ધર્મ બ્રહ્મમાં આવે છે એથી તમારા સિદ્ધાંતનો બાધ થાય છે. (૨૩) માયા ઉત્પન્ન થતી નથી એમ કહેશો તો બ્રહ્મ અને માયા બન્ને અજન્મા થવાથી નિત્ય થયાં ત્યારે તમારો અદ્વૈત સિદ્ધાંત છે તેનો ભગ થાય છે. કોઇ વખતે માયા થાય છે એમ ત્રીજો પક્ષ માનશો તો તે પણ ઘટતો નથી; કેમકે માયા કોઇવખતે હોય અને કોઇવખતે ન હોય એમ થવામાં કાંઇક કારણ હોવું જોઇએ તે બ્રહ્મમાં સંભવતું નથી માટે માયાનું કોઇ વખત હોવાપણું ઘટતું નથી. તેમ आत्मैवेदमग्र-आसीत् (આ જગત્, આગળ આત્માજ હતું.) ઇત્યાદિકશ્રુતિયોનો બાધ આવે છે. માટે માયા અનાદિસાન્ત છે એ પક્ષ પણ ઘટતો નથી; કેમકે શ્રુતિમાં आत्मैव (આત્માજ) એમ एव કાર લખવાથી આત્માશિવાય બીજું કોઇ નહોતું એમ સિદ્ધ થાય છે. મૂલમાં आदि શબ્દ લખેલો છે તેથી सदेव सौम्येदमग्रआसीत् (હે સૌમ્ય આ જગત્ આગલ સદ્રૂપજ હતું.) ઇત્યાદિકશ્રુતિયોનો બાધ આવવાનું સૂચવ્યું છે. (૨૪) બ્રહ્મ અનાદિ છે તો અનંત છે તેવી રીતે જે અનાદિ હોય તે અનંત હોય એવો નિશ્ચય છે; માટે માયા અનાદિ–સાંત છે એ પક્ષ પણ ઘટતો નથી. જો અનાદિ માયા છે એમ કહેશો તો માયા અનંત છે એમ માનવું પડશે એટલે કોઇ દિવસ માયાનો નાશ નહિં થવાથી જગત્ સર્વદા રહેવાથી મોક્ષ કે પ્રલય થવાનો વખતજ નહિં આવે ત્યારે મોક્ષ તથા ઉત્પત્તિપ્રલયાદિકને કહેનાર શ્રુતિ, સ્મૃતિ, અને પુરાણાદિકના વાક્યોને બાધ આવશે.

શંકા—નૈયાયિકલોકો પ્રાગભાવને અનાદિ તથા સાંત માને છે તેવી રીતે માયાને અનાદિ તથા સાંત માનવામાં બાધ નહિં આવે.

ઉત્તર—નૈયાયિકલોકોના મતમાં દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ છ ભાવપદાર્થ કહેવાય છે અને સાતમો અભાવપદાર્થ કહેવાય છે; તેમાં જે જે ભાવપદાર્થ અનાદિ હોય તે તે અનંત હોય એવી વ્યાપ્તિ તેના મતપ્રમાણે કરતાં, આકાશ, કાલ, દિશા અને આત્માને તેઓ અનાદિ તથા અનંત માને છે તેવી રીતે ભાવ પદાર્થ હોય તે અનાદિ હોય તો અનંતજ હોવો જોઇએ. અને અભાવના બે ભેદ સંસર્ગાભાવ તથા અન્યોન્યાભાવ માને છે તેમાં સંસર્ગાભાવના ભેદમાં પ્રાગભાવને માને છે તેથી પ્રાગભાવ અભાવનો ભેદ છે અને તમે માયા તથા અવિદ્યાને ભાવરૂપ પદાર્થ માનો છો તેથી પ્રાગભાવનો દાખલો અહિં લાગુ પડતો નથી. તેમ પ્રાગભાવ કાંઇ પદાર્થજ નથી તે આગળ સિદ્ધ કરેલું છે; માટે માયાને અનાદિ માનશો તો અનંત માનવીજ પડશે.

શંકા—ઇશ્વર, જીવ, શુદ્ધબ્રહ્મ, બ્રહ્મ તથા જીવનો વિભાગ, અવિદ્યા અને અવિદ્યાયે કરેલો બંધ એ છએ અમારા મતમાં અનાદિ છે; તેથી માયા સાન્ત હોવાથી નિવૃત્ત થાય છે ત્યારે અદ્વૈત થાય છે.

ઉત્તર—એવી રીતેં છને અનાદિ માનો છો ત્યારેં અવિદ્યાયેં કરેલો બંધ અનાદિ છે એમ કહેવું સંભવતું નથી; કેમકે બંધ અનાદિ હોય તો અવિદ્યાયેં કરેલો કહેવાય નહિં અને અવિદ્યાયેં કરેલો હોય તો અનાદિ કહેવાય નહિં, કોઇનું કરેલું હોય તે સાદિ કહેવાય અનાદ કહેવાયજ નહિં; બંધ અવિદ્યાયેં કરેલો હોય તો તે અનાદિ કહેવાયજ નાહં. તેમ બંધ થયાપહેલાં જીવનું સ્વરૂપ કેવું હતું? તે પણ વિચારવું જોઇએ. બંધ આગલ થવાનો છે તેથી બદ્ધ કે મુક્ત હતું એમ તો કહિશકાતું નથી અને બદ્ધ કે મુક્ત એ બેઅવસ્થાશિવાય ત્રીજી જીવની અવસ્થા ક્યાંય લખેલી નથી. તેમ પ્રથમ છને અનાદિ માની પછી અદ્વૈત થાય એમ માનો છો ત્યારેં એકજાતનો દ્વૈતાદ્વૈત પક્ષજ તમારો ઠરે છે અદ્વૈત પક્ષ ઠરતો નથી. એવી રીતેં માયાવાદિના મતનું ખણ્ડન કરિને ચાલતી બાબતનું નિરૂપણ કરે છે.

मूलम् । एतन्मते सुनिष्पन्नं साङ्कर्यं कार्यकारणे ।
तन्निवृत्त्यर्थमाचार्यैः पदं शुद्धं विशेषितम् ॥ २६ ॥

શબ્દાર્થ—માયાવાદિના મતમાં કાર્યકારણમાં સાંકર્ય સિદ્ધ થાય છે, તેની નિવૃત્તિમાટે શ્રીઆચાર્યજીયેં અદ્વૈતને શુદ્ધપદ વિશેષણરૂપેં યોજેલુંછે; એટલેં શુદ્ધાદ્વૈત સિદ્ધ કરેલુંછે. તેશુદ્ધાદ્વૈતપદમાં કર્મધારય સમાસ જાણવો અને બન્ને શુદ્ધનું અદ્વૈત એવો અર્થ કરવામાં ષષ્ઠીતત્પુરૂષ સમાસ થાય એમ વિદ્વાનો કહેછે.

ટીકા—માયાવાદિના મતમાં અવિદ્યામાં પડેલ પ્રતિબિંબ જીવ છે તે કાર્ય છે અને માયામાં પડેલ પ્રતિબિંબ ઇશ્વરછે તે કારણછે એમ અવિદ્યાવચ્છિન્ન ચૈતન્ય કાર્ય અને માયાવચ્છિન્ન ચૈતન્ય કારણ માનેલું છે એ સાંકર્ય આવેછે; એટલેં પરસ્પર જેનો ધર્મ અત્યન્તાભાવની સાથે રહેતો હોય તેવા બન્ને ધર્મ એક ઠેકાણે રહે તે સંકર કહેવાયછે. જેમ બ્રાહ્મણપણાંનો અત્યન્તાભાવ શૂદ્રમાં રહેછે, શૂદ્રપણાંનો અત્યન્તાભાવ બ્રાહ્મણમાં રહેછે, અને બ્રાહ્મણપણું તથા શૂદ્રપણું એ બન્ને ધર્મ એકસ્થલેં હોય તો બ્રાહ્મણ તથા શૂદ્ર એ બન્ને વર્ણનું સાંકર્ય કહેવાય. તેવી રીતેં અવિદ્યાવચ્છિન્ન ચૈતન્યનો અત્યંતાભાવ માયાવચ્છિન્ન ચૈતન્યમાં છે, માયાવચ્છિન્નચૈતન્યનો અત્યંતાભાવ અવિદ્યાવચ્છિન્ન ચૈતન્યમાંછે અને બન્ને ચૈતન્યરૂપ ધર્મોનો અદ્વૈત થતી વખત એકત્ર સમાવેશ થાય છે તેથી ચૈતન્યનું સાંકર્ય તેના મતમાં આવેછે. તેની નિવૃત્તિમાટે અદ્વૈતપદમાં શુદ્ધપદ વશેષણપણાંથી જોડેલું છે એટલેં શુદ્ધાદ્વૈત સ્વીકારેલું છે. (૨૬)

એવી રીતેં શુદ્ધપદનું પ્રયોજન કહિને શુદ્ધાદ્વૈતપદનો સમાસ કહેછે.

मूलम् । शुद्धाद्वैतपदे ज्ञेयः समासः कर्मधारयः ।
अद्वैतं शुद्धयोः प्राहुः षष्ठीतत्पुरुषं बुधाः ॥ २७ ॥

શબ્દાર્થ—શુદ્ધાદ્વૈતપદમાં કર્મધારય—સમાસ જાણવો અને शुद्धयोः अद्वैतं (બન્ને શુદ્ધનું અદ્વૈત) એવી રીતેં ષષ્ઠીતત્પુરૂષ સમાસ પંડિતો કહેછે.

ટીકા—શુદ્ધાદ્વૈતપદમાં शुद्धं च तत् अद्वैतम् [શુદ્ધ એવું અદ્વૈત] એમ કર્મધારય

સમાસ થાય છે. ત્યાં શંકા થાય કે અદ્વૈત થયું ત્યારે સાંકર્યનો અભાવ સ્પષ્ટજછે તેથી શુદ્ધપદ વ્યર્થછે ત્યાં કહેછે કે માયાવાદિના મતમાં પ્રથમ સાંકર્ય અને પછી અદ્વૈતછે અને આપણા સિદ્ધાંતમાં તો સદા શુદ્ધપણુંછે. એમ જાણવું; તેથીજ સ્પષ્ટ રીતેં જાણવામાટે ષષ્ઠીતત્પુરુષ કહેછે. શુદ્ધ એવું જે કારણ તેમાં કાર્યનું અદ્વૈત એમ સપ્તમીતત્પુરૂષ સમાસ કરે તો કાર્યમાં અશુદ્ધપણાનો દોષ આવે, શુદ્ધ એવું જેબ્રહ્મ તેના સાથે અદ્વૈત એમ તૃતીયાતત્પુરૂષ કરે તો તેમાં કોનું અદ્વૈત? એમ જાણવાની અપેક્ષા રહે, શુદ્ધ એવાં નામરૂપની સાથે કારણનું અદ્વૈત એમ અર્થ કરે તો કારણમાં અશુદ્ધપણું આવે, શુદ્ધ એવું કાર્ય તેનું અદ્વૈત એવો અર્થ કરે તેમાં કારણમાં અશુદ્ધપણું આવે છે એવીજ રીતેં શુદ્ધપદાર્થોનું અદ્વૈત એવો અર્થ કરવામાં પણ દોષ આવે છે તેથી ઉપરપ્રમાણે કર્મધારય અને ષષ્ઠીતત્પુરૂષ સમાસ કહેછે. [૨૭]

શુદ્ધપદનો અભિપ્રાય કહેછે.

मूलम् । मायासम्बन्धरहितं शुद्धमित्युच्यते बुधैः ।
कार्यकारणरूपं हि शुद्धं ब्रह्म न मायिकम् ॥ २८ ॥

इति ब्रह्मविदां हार्दं शुद्धाद्वैतं श्रुतेर्मतम् ।
तत्रोत्तमा मध्यमाश्च कनिष्ठा ह्यधिकारिणः ॥ २९ ॥

શબ્દાર્થ—માયાના સમ્બન્ધથી રહિત તે પંડિતોએ શુદ્ધ કહેવાયછે એટલેં કાર્ય તથા કારણરૂપ શુદ્ધ બ્રહ્મછે માયિક નથી. એવી રીતેં બ્રહ્મને જાણનારાઓના હૃદયનો અભિપ્રાય શુદ્ધાદ્વૈત શ્રુતિનો મતછે; તેમાં ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ અધિકારિઓછે.

ટીકા—જેને માયાનો સમ્બન્ધ નથી તે શુદ્ધ કહેવાયછે તેવી રીતેં કાર્ય અને કારણરૂપ બ્રહ્મ માયાના સમ્બન્ધવગરનુંછે.

શંકા—તમારા મતમાં પણ અહંતાઃમમતારૂપ અધ્યાસ માયાયેં કરેલોછે એમ માનેલુંછે; તેથી માયાનો સમ્બન્ધ તમારા મતમાં પણ છે માટે શુદ્ધાદ્વૈતમત તમારૂં પણ સિદ્ધ થતું નથી.

ઉત્તર—અમારા મતમાં બ્રહ્મને માયાનો સમ્બધ નથી પણ શ્રીગીતાજીમાં કહ્યાપ્રમાણે અને શ્રીભાગવત—દશમસ્કંધમાં અક્રૂરજીની સ્તુતિમાં કહ્યાપ્રમાણે માયાને ભગવાનની શક્તિપણુંછે તેથી માયાવાદીના મતની પેઠે માયોપહિત બ્રહ્મ જગતનું કારણ માનતા હોઇએ તો માયાનો સમ્બન્ધ ગણાય પણ જગદ્રૂપ તો બ્રહ્મજ થએલ છે એમ અમે માનિએં છીએં માટે જગત્ થવામાં માયાનો સમ્બન્ધ અમારા સિદ્ધાંતમાં નથી. તેમ અહંતામમતારૂપ અધ્યાસજ માયિક છે એમ અમે માનિએં છીએ કંઇ જીવને માયિક માનતા નથી; કેમકે જીવનું માયિકપણું તો પ્રથમજ નિવૃત્ત કરેલું છે. (૨૮) શ્રુતિનો મત શુદ્ધાદ્વૈત છે તેથી બ્રહ્મને જાણનારનો અભિપ્રાય શુદ્ધાદ્વૈતજ છે એમ સમજવું. તેવિષે નૃસિંહતાપિની—ઉપનિષદમાં જગતનું કારણ બ્રહ્મ છે એમ સિદ્ધ કરિને કહેલ છે કેઃ—

सर्वं सर्वमयं सर्वे जीवाः सर्वावस्थासु नित्यास्तथाऽप्यल्पाः ।

અર્થ—સર્વ સર્વમય છે, સર્વે જીવો સર્વઅવસ્થામાં નિત્ય છે તો પણ અલ્પ છે. એમ કહેલ છે; ત્યાં જીવો સર્વરૂપ છે તોપણ અલ્પ છે એટલે અણુપરિમાણ-વાળા છે. વળી આગળ કહેલ છે કે :—

सर्वभूतादीनि सृष्ट्वा प्रविश्यास्ते ।

અર્થ—સર્વભૂતાદિકને સૃજીને તેની અંદર પ્રવેશ કરિને પરમાત્મા રહેલ છે. એમ નિરૂપણ કરિને આગલ કહેલ છે કે:—

सन्मात्रो नित्यः शुद्धो बुद्धः सत्यो मुक्तो निरञ्जनो
विभुरद्वय आनन्दः परः प्रत्यगेकरसः प्रमाणैरेतैरवगतः ॥

અર્થ— સન્માત્ર, નિત્ય, શુદ્ધ, જ્ઞાનવાન્, સત્ય, મુક્ત, દોષરહિત, વ્યાપક, દ્વૈતભાવરહિત. આનંદરૂપ, પર, સાક્ષી, અને એકરસ એવા પરમાત્મા એ પ્રમાણો થી જણાયેલા છે. એ વાક્ય કહેલ છે તેથી પરમાત્માનું શુદ્ધપણું કહેલું છે. તેની આગળ જગત્ અને અવિદ્યાનું સદ્રૂપપણું કહિને તેવડે બ્રહ્મની સાથે અભેદ અને બ્રહ્મમાં અવિદ્યાના અભાવનું નિરૂપણ કરેલું છે. ત્યારપછી ઉપસંહારમાં કહેલ છે કે :—

विष्णुरीशानो ब्रह्मान्यदपि सर्वं सर्वगम् ।

અર્થ—સર્વને હુકમમાં રાખનાર વિષ્ણુ બ્રહ્મ છે અને બીજું પણ સર્વ સર્વમાં રહેનાર બ્રહ્મ છે. એમ કહ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે સર્વમાં રહેનાર કારણ-ભૂત જે બ્રહ્મ છે તેજ વિષ્ણુવગેરે રૂપ અને ઘટાદિરૂપ ચેતન તથા અચેતનાત્મક છે. તેની આગળ સર્વજગતને શુદ્ધ આત્માપણું છે એમ બતાવવામાટે કહેલ છે કે:—

सर्वमतएव शुद्धोऽबाध्यस्वरूपो बुद्धः सुखरूप आत्मा ।

અર્થ—સર્વ પરમાત્માથીજ થાય છે તે પરમાત્મા શુદ્ધ છે, તેના સ્વરૂપનો બાધ થતો નથી, જ્ઞાનાત્મક છે અને સુખરૂપ આત્મા છે, એમ કહ્યું છે. એવી રીતે સર્વને શુદ્ધ અદ્વૈતપણું સ્પષ્ટ કહેલું છે, તેથી શુદ્ધાદ્વૈતજ શ્રુતિનો મત છે એમ સિદ્ધ થાય છે. (૨૯) તેના જ્ઞાનમાં ત્રણપ્રકારના અધિકારિઓને ત્રણપ્રકારની જૂદી જૂદી પ્રતીતિ થાય છે તે બતાવે છે.

मूलम्—तेषां प्रतीतिः प्रथमे स्कन्धे तु श्रीहुताशनैः ।
इदं हि विश्वमित्यत्र सुबोधिन्यां निरूपिता ॥ ३० ॥

શબ્દાર્થ—તેત્રણપ્રકારના અધિકારિઓની પ્રતીતિ શ્રીઆચાર્યજી—મહાપ્રભુ-જીએ પ્રથમ સ્કંધમાં इदं हि विश्वम् એશ્લોકઉપર શ્રીસુબોધિનીજીમાં નિરૂપણ કરી છે.

ટીકાઃ—ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ એવા ત્રણપ્રકારના અધિકારિઓની પ્રતીતિ શ્રીઆચાર્યજીએ પ્રથમસ્કંધના પાંચમા અધ્યાયના इदं हि विश्वम् એશ્લોક ઉપરનાં શ્રીસુબોધિનીજીમાં નિરૂપણકરી છે કે:—

इदं हि विश्वं भगवानिवेतरो यतो जगत्स्थाननिरोधसम्भवाः ।
तद्धि स्वयं वेद भवान् तथाऽपि वै प्रादेशमात्रं भवतः प्रदर्शितम् ॥

અર્થ—જગતમાં ભગવાનની સ્થિતિ છે, તેથી આ જગત્ નિશ્ચય ભગવાન્ છે, એમ ઉત્તમઅધિકારિને પ્રતીતિ થાય છે, ભગવાનથી જગતની ઉત્પત્તિ થાય છે તેથી કારણરૂપે એકતા છે, અને કાર્યરૂપે ભેદ છે માટે આ જગત્ ભગવાન્ હોય તેવું છે; એમ મધ્યમાધિકારિને પ્રતીતિ થાય છે, અને આજગતનો નાશ ભગવાન્ કરે છે, તેથી જગત્ ખોટું છે, અને ભગવાન્ હમેશ છે માટે આ દેખાય છે, તે તમામ જગત્ છે, અને ભગવાન્ જૂદા છે, એમ કનિષ્ટ અધમાધિકારિને પ્રતીતિ થાય છે. જેભગવાનથી જગતની સ્થિતિ, લય અને ઉત્પત્તિ થાય છે તે તમે જાણો છો અથવા તમે જગદ્રૂપ છો તેથી જાણો છે; તો પણ પ્રાદેશમાત્ર તમને બતાવ્યું છે; એટલે આ જગત્ ભગવાન્ છે. અર્થાત્ જગતનો અનુવાદ કરિને તેમાં ભગવાનપણું સિદ્ધ કરે છે, તેમ કરવાથી જગતમાં સર્વઠેકાણે ભગવદૃષ્ટિ થાય તે કૃતાર્થ થાય છે. તેસારૂ કાર્યરૂપ—જગતને ભગવાન્પણાથી નિરૂપણ કર્યું છે. મૂળમાં હિ શબ્દ છે, તેથી આ દેખાતું સર્વ જગત્ બ્રહ્મ છે, કેમકે "બ્રહ્મથી ઉત્પત્તિ, સ્થિતિ અને લય છે." એમ વેદમાં કહેલા અર્થનું સૂચન થાય છે, અહિં ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણપ્રકારના અધિકારના ભેદવડે નિરૂપણ કરવાનું છે; તેમાં ઉત્તમઅધિકારિને તો આ સર્વ જગત્ ભગવાન્ છે, એવો બોધ થાય છે; એમ નિરૂપણ કર્યું, મધ્યધિકારિને એવો બોધ થાય છે કે, ભગવાનની પેઠે આ જગત્ છે, પણ ભગવાન્ નથી, તેથી જગતમાં સર્વનું સન્માન વિગરે કરવું, પણ આસક્તિ રાખવી નહિં; અને અધમાધિકારિને એવો બોધ થાય છે કે, આ જગત્ છે, અને ભગવાન્ આજગતથી અન્ય છે, માટે પ્રપંચની દૃષ્ટિવાળો ભગવાનથી બહિર્મુખ હોવાને લીધે ભ્રષ્ટ થાય છે. એમ સર્વઠેકાણે નિરૂપણકરવાનો અર્થ નિરૂપિત થાય છે. એકજગતને ત્રણરૂપપણું કેમ? એવી શંકા થાય, ત્યાં કહે છે કે, જેથી જગતની સ્થિતિ, લય અને ઉત્પત્તિ થાય છે; તેમાં જગતની સ્થિતિ ભગવાનમાંજ છે તેથી ભગવાનજ જગતમાં છે કેમકે ભગવાનનો આધાર પોતારૂપ છે, ભગવાનને બીજાનો આધાર નથી, તેથી ભગવાનજ જગત્ છે એમ ઉત્તમાધિકારિને બોધ રહે છે. અને મધ્યમાધિકારિને એવો બોધ રહે છે કે, ભગવાનથી જગતની ઉત્પત્તિ છે તેથી કાર્યકારણને તાદાત્મ્યસંબંધ હોવાથી કાર્યરૂપે ભેદ અને કારણરૂપે અભેદ છે; કેમકે ભેદને સહનકરનાર અભેદ હોય તે તાદાત્મ્યસંબંધ કહેવાય છે; માટે જગત્ ભગવાન્જેવું છે. અને મૂઢને તો એવો બોધ થાય છે કે, જગતનો પ્રલયકરનાર ભગવાન્ છે, તેથી જગતનો નાશ થાય છે, અને ભગવાન્ નિત્ય છે, તેથી જગતથી જૂદા છે. એમ ભગવાનના ચરિત્રનું નિરૂપણ કર્યું, હવે એજપદમાં ભગવાનના સ્વરૂપનું નિરૂપણ કરે છે કે, જેભગવાનથી જગતની સ્થિતિ, લય અને ઉત્પત્તિ થાય છે; એટલે વ્યાસસૂત્રમાં બ્રહ્મનું લક્ષણ કહેલું છે કે, જેનાથી જગતના જન્માદિક થાય છે, તેજલક્ષણનું અહિં નિરૂપણ કર્યું છે. એવી રીતે અર્થ અને અધિકારનો ભેદ સંક્ષેપથી નિરૂ-

પિત કરિને આ અભિપ્રાય ગુપ્ત છે, તેનો વિસ્તાર ન કરવોજોઈએં, તેસારૂ કહે છે કે, તે તમે પોતે જાણો છો; એટલે તમને ગુરુવિગેરેની અપેક્ષા નથી. અથવા તે જગત્ તમેં પોતેં છો તેથીજ તમેં જાણો છો. ત્યારેં વ્યાસજીનેં એમ શંકા થાય કે, પોતેં અને સર્વ જગત્ ભગવદ્રૂપ છે ત્યારેં નારદજીએં કરેલો ઉપદેશ નિષ્ફળ છે. તેસારૂ કહે છે કે, તોપણ પ્રાદેશમાત્ર તમને બતાવ્યું છે; એટલેં સર્વને બ્રહ્મપણું છે, તોપણ પ્રમાણના બળથી નિશ્ચય કરવા ગુરુનો ઉપદેશ જોઈએં તેમાં લૌકિક ભરતરી બતાવવી હોય ત્યારેં એકવેંતમાત્ર બતાવે તેથી તેનાથી બમણાં–હસ્તવિગેરેનું જ્ઞાન થઇજાય તેમ ભગવાન્ જગતને કરનાર છે, એમ જણાય ત્યારેં ભગવાન્ સર્વેશ્વર છે, વિગેરે તેમના ધર્મ જાણવામાં આવે. અથવા પ્રાદેશ એટલેં પ્રકર્ષેથી આદેશ એટલેં ઉપદેશ બતાવ્યો, એટલેં ઉપદેશમાત્ર તમને કર્યો છે; અર્થાત્ ગૂઢપણાથી શાસ્ત્રાર્થનું નિરૂપણ તમારેમાટે બતાવેલું છે. એમ કહેવાથી ગૂઢજ સ્પષ્ટની રીતે બતાવવું, એમ ઉપદેશ કર્યો. એવી રીતેં શ્રીસુબોધિનીજીમાં ત્રણે અધિકારિઓની પ્રતીતિ બતાવેલી છે. (૩૦).

તે ત્રણે અધિકારિઓનું વિવેચન કરે છેઃ—

**मूलम् । सर्वं ब्रह्मैव तत्राद्ये द्वितीये भगवान् यथा ।**
**तथा विश्वमिदं सर्वं ब्रह्मकार्यं निजेच्छया ॥ ३१ ॥**
**कार्यरूपेण भेदो हि न भेदः कारणात्मना ।**
**भेदसत्त्वेऽप्यभेदोऽत्र तादात्म्यं परिकीर्त्तितम् ॥ ३२ ॥**
**तृतीये भगवान् भिन्नो जगतः कर्त्तृतः स्फुटः ।**
**इति द्वैतप्रतीतिस्तु श्रुतिबाधान्न गृह्यते ॥ ३३ ॥**

શબ્દાર્થ–તે ત્રણે અધિકારિઓમાં ઉત્તમાધિકારિમાં સર્વ બ્રહ્મજ છે એવી પ્રતીતિ થાય છે, મધ્યમાધિકારિમાં જેમ ભગવાન્ છે તેમ આ સર્વ જગત્ પોતાની ઇચ્છાવડે બ્રહ્મનું કાર્ય છે એવી પ્રતીતિ થાય છે, અને હીનાધિકારિમાં જગતનું કર્ત્તાપણું ભગવાનને હોવાથી ભગવાન્ ભિન્ન છે એ હકીકત સ્ફુટ છે એવી પ્રતીતિ થાય છે. તે દ્વૈતપ્રતીતિ તો શ્રુતિનો બાધ આવવાથી ગ્રહણકરાતીનથી.

ટીકા–ત્રણે અધિકારિઓમાં જે ઉત્તમાધિકારી છે તેને સર્વ ભગવાન્ છે એવી રીતેં સર્વસ્થળમાં સદા ભગવાનની સ્ફૂર્તિ રહે છે, મધ્યમાધિકારિઓને ભગવાન્ કારણ છે અને જગત્ કાર્ય છે એવી પ્રતીતિ રહે છે અને કનિષ્ઠાધિકારિને જેમ ઘડાને ઉત્પન્ન કરનાર કુંભાર ઘડાથી જૂદો છે તેમ જગતને કરનાર ભગવાન્ જગતથી જૂદા છે એવી પ્રતીતિ થાય છે. તેવી રીતની પ્રતીતિમાં શ્રુતિઓનો બાધ આવે છે તે શ્રુતિઓ કહે છે કેઃ—

**सर्वं खल्विदं ब्रह्म । ऐतदात्म्यमिदं सर्वम् । आत्मैवेदं सर्वम् ।**
**पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भव्यम । द्वितीयाद्वै भयं भवति ॥**

य एतस्मिन्नुदरमन्तरं कुरुतेऽथ तस्य भयं भवति ।
योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योहमस्मीति न स वेद यथा पशुः ॥

અર્થ–'આ સર્વ જગત્ બ્રહ્મ છે,' 'બ્રહ્માત્મક આ સર્વ જગત્ છે' 'આ સર્વ જગત્ આત્માજ છે' 'આ સર્વ જગત્ જે થઈગયું અને જે થવાનું છે તે સર્વ પુરુષજ છે' 'બીજાથી નિશ્ચય ભય છે,' 'જે એબ્રહ્મમાં અલ્પ પણ ભેદ કરે છે તેને ભય થાય છે' 'હું અન્ય છું અને આ દેવતા અન્ય છે એવી બુદ્ધિથી જે અન્યદેવતાની ઉપાસના કરે છે તે પશુની માફક કંઇ જાણતો નથી.' ઇત્યાદિક–શ્રુતિઓનો બાધ આવે છે; માટે દ્વૈતપ્રતીતિ ગ્રહણકરાતીનથી. (૩૧–૩૨–૩૩)

मूलम् । शुद्धाद्वैतविदां या हि प्रतीतिः सोत्तमामता ।
भेदाभेदप्रतीतिस्तु मध्यमानां प्रकीर्त्तिता ॥ ३४ ॥

શબ્દાર્થ–શુદ્ધાદ્વૈતને જાણનારાઓની જે પ્રતીતિ છે તે ઉત્તમ માનેલી છે અને ભેદાભેદની પ્રતીતિ તો મધ્યમાધિકારિઓને કહેલી છે.

ટીકાઃ–શુદ્ધાદ્વૈતને જાણનારા છે તેઓને સર્વસ્થળમાં ભગવાનની સ્ફૂર્તિ હોવાથી બીજાવિષયમાં અનુસંધાનનો ઉદય પણ થતો નથી તેથી તેઓની પ્રતીતિ ઉત્તમ છે; અને કાર્યરૂપે ભેદ તથા કારણરૂપે અભેદ એવી પ્રતીતિ મધ્યમાધિકારિઓને છે તે ભેદાભેદની પ્રતીતિ કહેવાય છે. (૩૪)

मूलम् । अतो हि मध्यमः पक्षः शुद्धाद्वैतानुरोधतः ।
बोधाय बहुसंदर्भे गोस्वामिपुरुषोत्तमैः ॥ ३५ ॥
श्रीमदाचार्यचरणैर्यत्रकुत्रापि दर्शितः ।
निम्बार्कभास्कराचार्यौ भेदाभेदनिरूपकौ ॥ ३६ ॥
तत्राद्यानां वास्तवः स भास्कराणामुपाधितः ।
तत्राद्ये वास्तवो भेदो माध्वाचार्यवदेव हि ॥ ३७ ॥
विभिन्नांशाः सदा जीवा न स्वांशा इति निश्चयः ।
अभेदश्चित्त्वसाधर्म्यादेवं तेषां मतस्थितिः ॥ ३८ ॥

શબ્દાર્થઃ–ભેદાભેદની પ્રતીતિ મધ્યમાધિકારિઓની છે માટે મધ્યમ પક્ષ શુદ્ધાદ્વૈતને અનુસારે બોધને માટે ઘણા ગ્રંથોમાં ગોસ્વામિશ્રીપુરુષોત્તમજીમહારાજે અને શ્રીઆચાર્યજી–મહાપ્રભુજીએ કોઇ કોઇ સ્થળમાં દેખાડેલો છે. નિંબાર્ક અને ભાસ્કરાચાર્ય ભેદાભેદનું નિરૂપણકરનારા છે; તેમાં નિંબાર્કનો વાસ્તવ ભેદ છે અને ભાસ્કરાચાર્યનો ઉપાધિથી ભેદ છે તેમાં નિંબાર્કાચાર્યમાં માધ્વાચાર્યની પેઠેજ વાસ્તવ ભેદ છે. માધ્વાચાર્યના મતમાં જીવો સદા વિભિન્નાંશ છે સ્વાંશ નથી એવો નિશ્ચય છે. નિંબાર્કને ચૈતન્યના સાધર્મ્યથી અભેદ છે એવી રીતે તેના મતની મર્યાદા છે.

ટીકા—મધ્યમ પક્ષ એવી રીતેં શુદ્ધાદ્વૈતને અનુસારે છે કે કાર્યકારણપણાથી ભેદ છે તોપણ બ્રહ્મપણું કાર્યમાં કે કારણમાં મટતું નથી એ શુદ્ધાદ્વૈતને અનુસાર છે તેથી તેપ્રમાણે શ્રીપુરૂષોત્તમજીમહારાજે ઘણા ગ્રંથોમાં કહેલ છે અને શ્રીઆચાર્યજીએં શ્રીસુબોધિનીજીવિગરેમાં તે પક્ષ દેખાડેલો છે. નિંબાર્ક તથા ભાસ્કરાચાર્યનો ભેદાભેદ પક્ષ છે તે છતાં શુદ્ધાદ્વૈતને અનુસારે તમે કેમ કહો છો ? એવી શંકા થાય તેની નિવૃત્તિમાટે પોતાના સિદ્ધાંતથી તેમાં ભેદપણું સિદ્ધ કરે છે કે નિંબાર્ક અને ભાસ્કરાચાર્ય ભેદાભેદનું નિરૂપણકરનારા છે તેમાં નિંબાર્ક વાસ્તવ ભેદ માને છે અને ભાસ્કરાચાર્ય ઉપાધિએં કરેલો ભેદ માને છે તેમાં નિંબાર્કના ભેદાભેદમાં માધ્વાચાર્યની પેઠેજ વાસ્તવ ભેદ છે અર્થાત્ માધ્વાચાર્યના મતમાં પણ વાસ્તવ ભેદ છે એમ બતાવેલું છે. તે એવી રીતેં કે બેપ્રકારના અંશો છે એમ તે માને છે. જેમ શરીરના કરચરણાદિક અંશો છે તેવી રીતેં બ્રહ્મના મત્સ્યાદિક અવતારો અંશરૂપ છે તે સ્વાંશ કહેવાય છે અને શરીરના જેમ પુત્રાદિક અંશો છે તેમ બ્રહ્મના જીવ અંશો છે તે વિભિન્નઅંશ કહેવાય છે. સમૂહનો એકદેશ અંશ કહેવાય છે. માધ્વાચાર્યના અનુયાયી વનમાલીદાસ છે તે તો તેનાથી ભિન્ન હોય અને તેના જેવો હોય તે અંશ કહેવાય એમ માને છે. જેમ ચંદ્રમંડળથી સો અંશે ગુરુમંડળ છે તેવી રીતેં જીવ બ્રહ્મનો અંશ કહેવાય છે તેથીજ વ્યાસસૂત્રમાં જીવને અંશપણું કહેલું છે માટે જીવમાં કોઇ દિવસે પણ બ્રહ્મપણું થતું નથી એમ માધ્વાચાર્યના મતના અનુયાયિઓ માને છે તેનીજ પેઠે નિંબાર્કાચાર્યમતવાળા માને છે પણ તેનામાં તારતમ્ય એટલુંજ છે કે નિંબાર્કાચાર્યવાળા બ્રહ્મ તથા જીવમાં ચૈતન્યપણાનું સાધર્મ્ય હોવાથી અભેદ છે; એટલે જેમ મુખ ચંદ્ર છે એમ કહેવાય છે ત્યાં ચંદ્રમાં આનંદકરવારૂપ ધર્મ છે તેવો ધર્મ મુખમાં હોવાથી મુખ ચંદ્ર કહેવાય છે તેવી રીતેં ચૈતન્યપણાના સાધર્મ્યથી જીવ બ્રહ્મ કહેવાય છે. (૩૫–૩૬–૩૭–૩૮)

मूलम् । कनिष्ठा सा प्रतीतिस्तु नास्मन्मतमपेक्षते ।
अभेदो वास्तवस्स्वांशा जीवा इति निजे मते ॥ ३९ ॥
भेदः कार्यतया जातः क्रीडार्थं तु हरीच्छया ।
पश्चाल्लये कारणे हि स्थितिर्दृष्टा यथा मृदि ॥ ४० ॥
पूर्वावस्था तु मृद्रूपा घटावस्था ततो भवेत् ।
घटोऽपि मृत्तिकारूपो लये पश्चाच्च मृत्तिका ॥ ४१ ॥

શબ્દાર્થઃ—નિંબાર્કમતવાળાને ભેદાભેદની પ્રતીતિ છે તે કનિષ્ટ પ્રતીતિ છે તે પ્રતીતિ આપણા મતની અપેક્ષા રાખતી નથી; કેમકે આપણા મતમાં અભેદ વાસ્તવ છે અને જીવો પોતાના અંશરૂપ છે કેવળ કાર્યપણાથી ક્રીડાને માટે હરિની ઈચ્છાવડે ભેદ થએલ છે. લયમાં ઘડાની જેમ મૃત્તિકામાં સ્થિતિ થાય છે તેમ જીવની કારણમાં સ્થિતિ જોએલી છે; એટલે પ્રથમ મૃત્તિકારૂપ અવસ્થા હોય છે ત્યાર પછી ઘટરૂપ અવસ્થા થાય છે ત્યારે ઘટપણ મૃત્તિકારૂપજ છે અને પછી

લયમાં મૃત્તિકાજ રહે છે તેવી રીતેં બ્રહ્મમાંથી કાર્ય થએલ છે ત્યારેં કાર્યપણ બ્રહ્મરૂપ છે અને પાછો લય થશે ત્યારેં બ્રહ્મમાંજ લય થશે.

ટીકા—નિંબાર્કમતવાળા વાસ્તવ ભેદ માને છે તે પ્રતીતિ કનિષ્ટાધિકારિની હોવાથી કનિષ્ટ છે માટે નિંબાર્કની ભેદાભેદની પ્રતીતિ શુદ્ધાદ્વૈતને અનુસરતી નથી. એવી રીતેં નિંબાર્કોના ભેદાભેદનું નિરૂપણ કરિને પોતાના સિદ્ધાંતમાં દેખાતો એવો જે ભેદાભેદ તેનું સ્વરૂપ બતાવે છે કે શુદ્ધાદ્વૈતસિદ્ધાંતમાં અભેદ વાસ્તવ છે, જીવ બ્રહ્મના અંશ છે તેથી અંશ અને અંશિનો અભેદ વાસ્તવ છે. હરિની ઇચ્છાવડે ક્રીડામાટે કાર્યપણાથી ભેદ થએલો છે તેબાબત બૃહદારણ્યક—ઉપનિષદમાં લખેલ છે કે:—

एकाकी नरमते स द्वितीय मैच्छत् । एकोऽहं बहुस्याम् ॥

અર્થ:—એકલા તે રમે નહિં તેથી બીજાની ઇચ્છા કરી, 'હું એક ઘણારૂપે થાઉં' ઇત્યાદિશ્રુતિઓમાં બ્રહ્મજ જગતદ્રૂપે થએલ છે એમ કહ્યું છે. તેમ શ્રીભાગવત-અષ્ટમસ્કન્ધમાં વિંધ્યાવળીએં સ્તુતિમાં કહેલ છે કે:—

क्रीडार्थमात्मन इदम् त्रिजगत् कृतं ते स्वाम्यं तु तत्र कुधियः परइश ! कुर्युः ।

અર્થ:—પોતાની ક્રીડામાટે આ ત્રિલોકીરૂપ જગત્ તમેં કરેલું છે તેથી તમારા કરેલા જગતમાં દુષ્ટબુદ્ધિવાળા હોય છે તે પોતાનું સ્વામિપણું કરે છે. એમ કહેલ છે ત્યાં ક્રીડાને માટેજ ભગવાને આ જગત કરેલું છે એમ સ્પસ્ટ લખેલું છે ચતુર્થ-સ્કંધના સાતમા અધ્યાયમાં પણ આ જગત્ ભગવાનનું ક્રીડાભાંડ છે એમ લખેલુંછે; તેથી ક્રીડામાટે કાર્યરૂપેં ભેદ થએલ છે એમ સિદ્ધ છે. અને જ્યારેં જગતનો તિરોભાવ થાય છે ત્યારેં કારણમાં કાર્યની સ્થિતિ થાય છે. તેબાબત અષ્ટમસ્કન્ધમાં બ્રહ્માજીની સ્તુતિમાં કહેલ છે કે:—

त्वय्यग्रआसीत् त्वयि मध्यआसीत् त्वय्यंतआसीदिदमात्मतन्त्रे ।
त्वमादिरन्तो जगतोऽस्य मध्यं घटस्य मृत्स्नेव परः परस्मात् ॥

અર્થ—આ જગત્ આગળ તમારામાં હતું, મધ્યમાં તમારામાં હતું અને અંતમાં સ્વતંત્ર એવા જે તમે તેનામાંજ હતું; માટે ઘટને આદિ, મધ્ય અને અંતમાં જેમ મૃત્તિકા હોય છે તેમ પરથી પર એવા જે તમે તે આજગતને આદિ, અંત ને મધ્યમાં રહ્યા છો. ઇત્યાદિકવાક્યથી ક્રીડાને માટે હરિની ઇચ્છાવડે ભેદ થએલ છે એમ સિદ્ધ છે. તેજ દૃષ્ટાંતથી પ્રતિપાદન કરે છે કે જેમ ઘટાદિક મૃત્તિકાના પદાર્થોની સ્થિતિ જેમ અંતે મૃત્તિકામાં હોય છે તેમ લયમાં જગતની સ્થિતિ કારણરૂપ-બ્રહ્મમાં રહે છે. ઘટની કારણવસ્થા મૃત્તિકા છે ત્યારપછી તે કારણરૂપ મૃત્તિકામાંથી ઘટરૂપ કાર્યાવસ્થા થઇ છે ત્યારેં ઘટપણ મૃત્તિકારૂપજ છે અને ઘટનો તિરોભાવ થાય ત્યારેં પાછી મૃત્તિકાજ રહે છે. એવી રીતેં ત્રણે અવસ્થામાં જેમ મૃત્તિકાજ રહે છે તેમ ત્રણે અવસ્થામાં બ્રહ્મજ છે તેથી દ્વૈતનો સંચાર નથી તે છાંદોગ્ય-ઉપનિષદના છઠ્ઠા પ્રપાઠકના પ્રથમખંડમાં કહેલ છે કે:—

वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥

અર્થ:--પોહોળું પેટ અને સાંકડું મોઢું એવો ઘડાનો જે વિકાર છે તે વાણીની ક્રિયારૂપ છે પણ મૃત્તિકાથી ઘડો જૂદો છે એમ સિદ્ધ કરનારો નથી—જેમ પુરૂષ સૂતો હોય, ઉઠીને ઉભો થયો હોય અને બેઠો હોય તેમાં પુરૂષના અવયવો જૂદે જૂદે પ્રકારે રહે છે પણ સૂતેલો પુરૂષ જૂદો અને બેઠેલો તથા ઉભો થએલો જૂદો એમ નથી. તેવી રીતેં મૃત્તિકા જૂદી અને ઘડો જૂદો એમ નથી. અને ઘડો એવું નામ છે તે મૃત્તિકારૂપ કારણજ જલલાવવારૂપ—ક્રિયાની સિદ્ધિને માટે ઘટ એવા નામથી વ્યવહારમાં આવે છે તેથી ઘટરૂપકાર્ય મૃત્તિકારૂપ—કારણથી જૂદું નથી. તેસારૂ શ્રુતમાં કહે છે કે એવી રીતની મૃત્તિકાજ છે તેથી તે સત્ય છે અર્થાત્ મિથ્યા નથી. જો કાર્યને મિથ્યા માનિએં તો કાર્યવિના બ્રહ્મ કોનું કારણ થાય? અને જ્યારેં કોઈનું કારણ થાય નહિં ત્યારેં બ્રહ્મ જગતનું કારણ છે એમ પ્રતિપાદનકરનાર શ્રુતિઓનો વિરોધ આવે. તેમ વિકાર વાણીથી માત્ર કહેવાય છે બાકી ખોટો છે એવો શ્રુતિનો અભિપ્રાય હોય તો वाचारंभणं विकारो मृत्तिकैव सत्या (વિકાર વાણીમાત્રથી કહેવાય છે અને મૃત્તિકા સાચી છે.) એમ શ્રુતિમાં કહેત; કેમકે તેટલું કહેવાથી કાર્યનું મિથ્યાપણું સિદ્ધ થાત. પણ અહિં તો વિકાર અને નામધેય એ બે પદસહિત શ્રુતિ કહેલી છે અને તેમાં વિશેષરૂપ सत्य શબ્દ કહેલ છે તેથી કારણથી કાર્ય જૂદું નથી એવો અભિપ્રાય છે. તેમ वाचारंभणम् એવાકયનો પ્રારંભ કરિને આગળ કહેલ છે કે:—

कथमसतः सज्जायेत । सदेव सौम्येदमग्रआसीत् ॥

અર્થ:—(અસતથી સત્ય કેમ થાય?) (હે સૌમ્ય! આ જગત્ સદ્રૂપજ હતું) એમ કહેલ છે; તેથીજ વ્યાસસૂત્રમાં આ વાચારંભણની શ્રુતિ વિષયમાં લાવીને કહેલ છે કે:—

तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः ।

અર્થ:—વાચારંભણવિગરે શબ્દોથી કાર્યનું કારણથી અભિન્નપણું જણાવાય છે. આસૂત્રમાં આદિપદ કહેલ છે તેથી શબ્દ અને નામધેય પદ સદ્રૂપજ છે ઇત્યાદિકવાકયનો સંગ્રહ કરાય છે. (૩૯—૪૦—૪૧)

કારણથી કાર્યનું અનન્યપણું કહે છે.

मूलम्। कार्यकारणयोरैक्यं स्वमते न परे मते ॥
नैंबार्के नेदृशो मार्ग इति बोद्धव्यमञ्जसा ॥ ४२॥

શબ્દાર્થ:—કાર્ય અને કારણની એકતા પોતાના (શુદ્ધાદ્વૈત) મતમાં છે બીજામાં નથી. નિંબાર્કનામતમાં જગત્ અને બ્રહ્મની એકતાને બતાવનારો માર્ગ નથી. તેમ વગરમેહેનતે જાણવું.

ટીકા:—પોતાથી બીજા મતમાં કાર્યકારણની એકતા નથી; એટલે શંકરાચાર્યના મતવાળા કાર્યનું મિથ્યાપણું માનિને કાર્યકારણની એકતા કહે છે.

તે ઘટતી નથી; કેમકે સત્ય અને મિથ્યાનો અભેદ ઘટે નહિં તેથી એમના મતમાં કાર્યકારણની એકતા સિદ્ધ થતી નથી. અહિં અમેં તમામમતના ઉપન્યાસના ખંડનમાં વિસ્તારના ભયથી વધારે કહેતા નથી. નિંબાર્કના મતમાં જગત્ અને બ્રહ્મની એકતાનો બોધકરનાર માર્ગ નથી. (૪૨)

હવે ભાસ્કરાચાર્યનો મત કહે છેઃ—

मूलम् । सोपाधिको भास्करो हि स्वस्माद्भिन्नस्तु सर्वथा ॥
भेदपक्षे तु जीवानां सुखदुःखादिदानतः ॥ ४३ ॥
वैषम्यनैर्घृण्यइति दूषणे द्वे परे स्थिते ॥
अनादि कर्म चाश्रित्य समाधाने त्वनीशता ॥ ४४ ॥

શબ્દાર્થઃ—ભાસ્કર મત ઉપાધિસહિત હોવાથી પોતાના. (શુદ્ધાદ્વૈત.) સિદ્ધાંતથી સર્વથા જૂદું જ છે. અને ભેદપક્ષમાં તો જીવોને સુખદુઃખ વિગેરે આપવાથી વિષમતા અને નિર્દયતા એ બે દૂષણ ભગવાનમાં રહે છે. તેમ અનાદિ કર્મને લઇને સુખદુઃખ મળે છે એમ સમાધાન કરવામાં નિરીશ્વરવાદ આવે છે.

ટીકા—વ્યાસસૂત્રના तदनन्यत्वाधिकरणमां वाचारम्भण શ્રુતિનું વ્યાખ્યાન કર્યું છે તેમાં કારણજ કાર્યરૂપે રહે છે. જેમ ઘટનું કારણ મૃત્તિકા છે, તે મૃત્તિકાસહિત કાર્ય ત્રણે કાળમાં અશ્વ અને મહિષની પેઠે દેશથી અથવા કાળથી જૂદું દેખાતું નથી. મૃત્તિકારૂપ અને ઘટરૂપ કારણની અવ્યતિરિક્ત અને વ્યતિરિક્ત અવસ્થામાત્ર છે. શુક્તિમાં રજતની ભ્રાંતિ થાય છે તેથી શુક્તિમાં રજત આવે છે ને જાય છે તેરીતે કાર્યમાં કારણ રહેલ છે તેથી કાર્ય મિથ્યા અને અનિત્ય છે એમ કહેવાય છે એવી શંકાની નિવૃત્તિમાટે મૃત્તિકાજ સાચી છે એમ શ્રુતિમાં કહેલું છે. કાર્યનો અને કારણનો ભેદ ઉપાધિથી થએલો છે, . શ્રુતિમાં બ્રહ્મથી અથવા માયાથી આકાશ થએલ છે, આકાશથી વાયુ થએલ છે, વાયુથી અગ્નિ થયેલ છે અને અગ્નિથી જળ થએલ છે. ઇત્યાદિ ક્રમવડે ઉત્પત્તિ કહેલ છે ત્યાં જીવની ઉત્પત્તિ કહેલી નથી ને જીવ તો अजो नित्यः शाश्वतोऽयं पुराणः (જીવ અજન્મા, નિત્ય, નિરંતર રેહેનાર અને પ્રાચીન છે.) अविनाशी वा अरेऽयमात्मा (નિશ્ચય આ આત્મા અવિનાશી છે) ઇત્યાદિકશ્રુતિઓમાં નિત્ય અને અજન્મા છે એમ કહેલ છે તેથી શ્રુતિઓ અન્યથા થઇશકે નહિં; માટે અગ્નિમાંથી ચિનગારીઓ નિકળે છે તેમ બ્રહ્મમાંથી જીવ નિકળેલા છે એવી શ્રુતિ છે તે ઉપાધિએં કરેલો જીવનો ભેદ છે એવા અભિપ્રાયથી લગાવવી જોઇએં એમ સ્વીકારીને મનરૂપ લિંગ અણુ હોવાથી સંસારદશામાં લિંગશરીરના અભિપ્રાયને લઇને જીવનું અણુપણું છે બાકી ખરીરીતેં તો જીવ વ્યાપક છે એમ સ્વીકારિને જીવનું અંશપણું ઉપાધિકૃત છે એમ સ્વીકારેલું છે; અટલેં બ્રહ્મ અવયવરહિત હોવાથી અગ્નિથી ચિનગારીઓ નિકળે છે તેમ બ્રહ્મથી જીવ નિકળે છે એમ શ્રુતિમાં દૃષ્ટાંત કહેલ છે તેનો અભિપ્રાય એવો છે કે જેમ આકાશ અવયવરહિત છે છતાં પૃથ્વીના ઘટવિગરે જૂદા જુદા વિકારોમાં આકાશ આવવાથી ઘટાવચ્છિન્ન પટાવચ્છિન્ન ઇત્યાદિ ભેદ કહેવાય છે

તેમ જીવ પણ બ્રહ્મનું ભિન્ન અને અભિન્ન સ્વરૂપ છે તેમાં ભિન્નરૂપ ઉપાધિથી કહેલું છે અને અભિન્નરૂપ સ્વાભાવિક છે. એવી રીતેં ભાસ્કરાચાર્યે પ્રતિપાદન કરેલું છે; માટે તેના મતમાં ઉપાધિએં કરેલો ભેદાભેદ છે. પોતાના સિદ્ધાંતમાં તેનાથી ભેદ બતાવે છે કે શુદ્ધાદ્વૈત સિદ્ધાંતમાં જીવનું અણુપણું વાસ્તવ છે તેબાબત શ્રુતિમાં કહેલ છે કઃ—

एषोऽणुरात्मा चेतसा वेदितव्यः ।

અર્થઃ—એ આત્મા અણુ છે તે ચિત્તવડે જાણવાયોગ્ય છે. લિંગશરીરના અભિપ્રાયથી જીવ અણુ છે એમ કહેલ છે એમ કહિયેં તો લક્ષણા માનવી જોઇએં તેમાં ગૌરવ થાય છે તેમ લક્ષણા માનવામાં કાંઇ કારણ નથી.

શંકા—एष महानज आत्मा (એ અજન્મા એવો આત્મા વ્યાપક છે) ઇત્યાદિક શ્રુતિઓમાં જીવને વ્યાપક કહેલ છે તેનો વિરોધ આવશે.

ઉત્તર—એ શ્રુતિ બ્રહ્મના પ્રકરણની છે જીવના પ્રકરણની નથી તેથીજ વ્યાસસુત્રમાં કહેલ છે કઃ—

नाणुरतच्छ्रुतेरितिचेन्नेतराधिकारात् ॥

અર્થઃ—જીવ અણુ નથી કેમકે અણુપણાના અભાવરૂપ—મહત્પણાની શ્રુતિ છે એમ શંકા કરવી નહિં કેમકે મહત્પણાની શ્રુતિ છે તે બ્રહ્મના અધિકારમાં કહેલી છે માટે જીવ અણુ છે. અગ્નિમાંથી ચિનગારીઓ નિકળે છે તેમ બ્રહ્મમાંથી જીવ નિકળેલા છે એમ શ્રુતિમાં કહેલ છે તેથી જીવનો ઉદ્ગમજ કહેવાય છે ઉત્પત્તિ કહેવાતી નથી એવો સિદ્ધાંત છે માટે જીવની અનિત્યતા નથી; તેથી अजोनित्यः વિગેરે શ્રુતિનો વિરોધ નથી. આકાશાદિકની ઉત્પત્તિ વેદમાં લખેલી છે ત્યાં ક્રમે કરિને ઉત્પત્તિ લખેલી છે ત્યાં પણ અન્નથી પુરૂષ થાય છે તે પુરૂષ અન્નરસમય છે એમ કહેલું છે તેથી જીવનો પ્રાદુર્ભાવ કહેલો છે અને અગ્નિમાંથી ચિનગારીઓ નિકળે છે તેમ બ્રહ્મમાંથી જીવ નિકળેલા છે એમ શ્રુતિમાં કહેલ છે ત્યાં એકરીતીથીં સર્વની ઉત્પત્તિ કહેલી છે. ઉપાધિથી જીવ થએલ છે એમ કલ્પના કરવામાં કંઇ પ્રમાણ નથી. તેમ જીવનું વ્યાપકપણું બ્રહ્મપણાથી માનો છો કે જીવપણાથી માનો છે? જો બ્રહ્મપણાથી માનતા હો તો શંકરાચાર્યના મતમાં તમારો પ્રવેશ થશે (અર્થાત્ ભાસ્કરાચાર્યનો મત જૂદો છે તેને બદલે શંકરાચાર્યના મતપ્રમાણે માનવાથી તેમતમાં પ્રવેશ થશે.) અને જીવપણાથી જીવનું વ્યાપકપણું કહેશો તો નૈયાયિકના મતમાં પ્રવેશ થવાથી ઉપાધિએં કરેલા ભેદનો નિરાસ થવાથી પોતાના મતથી ખસીજાઓ છો. તેમ જીવને વ્યાપક માનશો ત્યારેં દેવદત્તેં આંબાં ખાધાં હોય તેના રસનો અનુભવ યજ્ઞદત્તનેપણ થવોજોઇએં; કેમકે રસનો અનુભવ થવો એ આત્મા અને મનના સંયોગથી થાય છે અને આત્મા વ્યાપક હોવાથી દેવદત્તના મનની સાથે યજ્ઞદત્તના આત્માનો પણ સંયોગ થવોજોઇએં એટલેં દેવદત્તેં જે પદાર્થ ખાધો હોય તેનો અનુભવ યજ્ઞદત્તને પણ થવોજોઇએં તે થતો નથી માટે જીવ વ્યાપક છે એમ કહિશકાતું નથી. તેમ જીવ અને બ્રહ્મ બંને વ્યાપક થાય ત્યારેં

જીવને નિયમમાં રાખનાર બ્રહ્મ છે એમ શ્રુતિમાં કહેલું છે તેનો વિરોધ આવે કેમકે બંને વ્યાપક હોવાથી બંને સરખા થયા એટલે નિયમમાં રેહેનાર અને નિયમમાં રાખનાર એવો ભેદ પડીશકતો નથી.

શંકા—જીવને અણુ માનશો ત્યારે શરીરના હૃદયદેશમાં એકસ્થળમાં જીવ રહેલો હોય ત્યારે આખા શરીરમાં ચૈતન્ય હોવું જોઇએ નહિં અને ચૈતન્ય તો આખા શરીરમાં દેખાય છે માટે જીવ વ્યાપક છે એમ માનવું જોઇએ.

ઉત્તર—દીવો ઘરના એક ભાગમાં હોય છે તેનો પ્રકાશ આખા ઘરમાં જોવામાં આવે છે તેવી રીતે જીવ એકભાગમાં રહે છે તોપણ તેનો ચૈતન્યરૂપ ગુણ આખા શરીરમાં પ્રસરીજાય છે તેથી સર્વઅંગમાં ચૈતન્ય દેખાય છે. ઇત્યાદિક હકીકત દશમા શ્લોકમાં વિસ્તારથી બતાવેલી છે. શુદ્ધાદ્વૈતસિદ્ધાંતમાં અભેદ એવી રીતે છે કે જેમ સોનું, સોનાના કટકા, કડાં અને કુંડળવિગરે સર્વ સુવર્ણ છે તેવીરીતે બ્રહ્મ અને બ્રહ્મમાંથી થએલ જડ તથા જીવવિગરે સર્વ બ્રહ્મજ છે. એવીરીતે અંશાંશિભાવવડે અભેદ સ્પષ્ટ છે; માટે પૂર્વાપર જોવાથી ભાસ્કરમતમાં અને શુદ્ધાદ્વૈતસિદ્ધાંતમાં મહોટી વિલક્ષણતા છે. એવી રીતે ભાસ્કરમતમાં દૂષણ આપીને જીવ તથા બ્રહ્મનો વાસ્તવિક ભેદ છે એમ માને છે તેના મતમાં દૂષણ કહે છે કે ભેદના પક્ષમાં તો નીચે લખેલી શ્રુતિનો વિરોધ આવે છે,

अपि वा तमादेशमप्राक्षो येनाश्रुतं श्रुतं
भवत्यमतं मतं भवत्यविज्ञातं विज्ञातं भवति ॥

અર્થઃ—શ્વેતકેતુ ભણીને પોતાના પિતાપાસે આવ્યો ત્યારે તે બહુ ઉદ્ધત થએલો હતો તેને જોઇને શાન્ત કરવામાટે તેના પિતા—ઉદ્દાલકે પૂછ્યું કે તું ભણીને મહોટું અભિમાન રાખીને આવ્યો છું પણ તારા ગુરુને તેં કંઇ એવી વાત પૂછેલી છે કે જે જાણવાથી નહિંસાંભળેલું હોય તે સાંભળેલું થાય છે. નહિંમાનેલું હોય તે માનેલું થાય છે અને નહિંજાણેલું હોય તે જાણેલું થાય છે? એમ પોતાના પિતાએ પૂછ્યું ત્યારે તે આદેશ કેવી રીતે થાય? તે તમે કહો. એમ શ્વેતકેતુના પૂછવાથી ઉદ્દાલકે કહ્યું છે કેઃ—

यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्यात् ॥

અર્થઃ—હે સોમ્ય! જેમ એક માટીનો પિંડો જાણવાથી મૃત્તિકાના પદાર્થમાત્ર જણાય છે તેમ એક બ્રહ્મ જાણવાથી સર્વ જણાય છે. એમ પ્રતિજ્ઞા કરી છે તે તમામ એક હોય ત્યારે પ્રતિજ્ઞા સિદ્ધ રહે છે, બ્રહ્મ જૂદું હોય અને કાર્યરૂપ જગત્ જૂદું હોય તો એક બ્રહ્મ જાણવાથી સર્વ જણાય નહિં; માટે ભેદ માનવામાં એશ્રુતિઓનો વિરોધ આવે છે એટલે એક જાણવાથી સર્વ જાણવાનો અને મૃત્તિકાના પિંડના દૃષ્ટાંતનો વિરોધ આવે છે. (૪૩) તેમ જીવ અને બ્રહ્મ જૂદા છે ત્યારે કોઇજીવને સુખ આપે છે અને કોઈને દુઃખ આપે છે તેમાં બ્રહ્મમાં વિષમતા આવે છે અને બીજાનું દુઃખ મટાડવાનું બ્રહ્મમાં સામર્થ્ય છે છતાં મટાડતા નથી એ બ્રહ્મમાં નિર્દયતા આવે છે.

શંકા—જીવેં જેવાં જેવાં કર્મ કરેલાં છે તેવું તેવું કર્મને અનુસારે સુખદુઃખ પ્રાપ્ત થાય છે તે ભોગવવું પડે છે. પ્રથમ જેવાં કર્મ કર્યાં હોય તેપ્રમાણે દેહ ધારણ-કરિને પાછાં તેવાં કર્મ કરે છે અને તેને અનુસારે ફળ ભોગવે છે તેથી ઇશ્વરમાં નિર્દયતા કે વિષમતારૂપ દોષ નથી.

ઉત્તર—ફળને આપનાર કર્મજ છે એમ માનવામાં ઇશ્વરની કંઇ સત્તા રહેતી નથી તેમ ઇશ્વર માનવાનું કંઈ પ્રયોજન રહેતું નથી તેથી નિરીશ્વરવાદ આવે છે.

શંકા—કર્મ તો જડ છે તેથી પોતાની મેળે ફળ આપીશકતું નથી પણ જેવું કર્મ કરેલું હોય તેને અનુસારે ઇશ્વર ફળ આપેછે એમ માનવામાં ઇશ્વરની પણ આ-વશ્યકતા રહે છે તેથી નિરીશ્વરવાદ આવતો નથી.

ઉત્તર—જીવેં જેવાં કર્મ કર્યાં હોય તેને અનુસારે ઇશ્વર ફળ આપે ત્યારેં ઈશ્વર પણ કર્મને આધીન થયા પોતેં સ્વતંત્રશક્તિવાળા થયા નહિં ત્યારેં ઇશ્વ-રપણું રહ્યું નહિં; કેમકે સ્વતંત્રસત્તાવાળા હોય તે ઇશ્વર કહેવાય.

શંકા—કર્મને અનુસારે જીવ ફળ ભોગવે છે એમ શ્રુતિસ્મૃતિવિગરેમાં કહેલું છે તેનો બાધ આવશે.

ઉત્તર—જ્યાં કર્મને અનુસારે ફળ ભોગવવાનું કહેલું છે ત્યાં પણ કર્મ કરા-વવાપણું ઇશ્વરનેજ છે એમ કહેલ છે તેથી જેજીવને જેવું ફળ આપવાની પોતાની ઇચ્છા હોય તેજીવપાસે તેવું કર્મ ઇશ્વર કરાવે છે. તેબાબત શ્રુતિમાં કહેલ છે કેઃ—

तमेव साधु कर्म कारयति यमेभ्यो लोकेभ्य उन्निनीषति ॥

तमेवासाधु कर्म कारयति यमेभ्यो लोकेभ्योऽधो निनीषति ॥

અર્થ—જેને આલોકથી ઊંચી ગતિએં લઇજવાની ઇચ્છા કરે છે તેનેજ પ્રભુ સારાં કર્મ કરાવે છે. અને જેને આલોકથી નીચે લઇજવાની ઈચ્છા કરે છે તેનેજ નઠારાં કર્મ કરાવે છે. એમ કહેલું છે તેથી પ્રભુની ઇચ્છાજ કર્મકરાવવામાં કારણરૂપ છે એમ શ્રુતિનો અભિપ્રાય છે તેને અનુસરિનેજ "સારૂંકર્મકરનાર સારો થાય છે અને પાપકર્મકરનાર પાપિઓ થાય છે" એમ શ્રુતિમાં કહેલ છે ત્યાં પણ ભગવાનની ઇચ્છાવડેજ તેવાં તેવાં કર્મ કરવાપણું સમજવું. તેથીજ વ્યાસસૂત્રમાં कर्त्ता शास्त्रार्थवत्त्वात् (શાસ્ત્રના અર્થવાળાપણું જીવને હોવાથી વેદવિધિવિગરેમાં કહેલા કર્મને કરનાર જીવ છે) એમ વિધિવિગેરે શાસ્ત્રનો ઉદ્દેશ જીવને લઇને પ્રવૃત્ત થયેલો છે માટે કર્મનું કર્ત્તાપણું જીવને છે એમ કહિને તેકર્ત્તાપણું પોતાની મેળે છે કે ભગવાનની પ્રેરણા વડે છે? એવો સંશય થાય તેની નિવૃતિમાટે કહેલ છે કેઃ—

परात्तु तच्छ्रुतेः ॥

અર્થ—સૂત્રમાં ઉપર લખ્યા સંશયની નિવૃત્તિમાટે તુ અવ્યય કહેલો છે એટલેં જીવને કર્ત્તાપણું ઇશ્વરથી છે કેમકે તેવી રીતેં શ્રુતિમાં કહેલ છે. તે શ્રુતિ ઉપર બ-તાવી છે કે જેને ઉંચી ગતિએ લઇજવાની ઇચ્છા હોય છે તેની પાસે સારાં કર્મ

કરાવે છે અને જેને નીચી ગતિએ લઇજવાની ઇચ્છા હોય છે તેના પાસે નઠારાં કર્મ કરાવે છે; માટે કર્મ કરાવવાપણું અને તેનું ફળ આપવાપણું ઇશ્વરનેજ છે તેમ ન હોય તો ફળને આપનાર કર્મ છે એમ સમાધાન કરવાથી ઇશ્વરનું ઇશ્વરપણું મટીજાય છે. (૪૪)

અહિં સર્વેના મતને દુષ્ટપણું હોવાથી તેનાં નામ કહે છે.

**मूलम् । अत्रापि शांकराः शैवा माध्वा रामानुजादयः ॥**
**निम्बार्का भास्करा भिक्षुर्येऽन्ये ते दोषसंश्रिताः ॥ ४६ ॥**

શબ્દાર્થ—અહિં પણ શંકરાચાર્યના મતના અનુયાયિઓ, શૈવો, માધ્વો, રામાનુજાદિક, નિંબાર્ક, ભાસ્કરાચાર્યમતવાળા, ભિક્ષુ અને જે બીજા છે તે સર્વ દોષયુક્ત છે.

ટીકા—કર્મનો આશ્રય કરિને બ્રહ્મની આવતી એવી વિષમતા અને નિર્દયતાનો પરિહાર કરવામાં પણ શંકરાચાર્યના મતવાળાઓ, શબળબ્રહ્મમાં દોષ આવે છે તેના પરિહારમાટે કર્મના આશ્રયવડે સમાધાન કરે છે તેથી ઉપરના શ્લોકમાં લખ્યા-પ્રમાણે તેના ઇશ્વરપણામાં બાધ આવે છે; રામાનુજ વિશિષ્ટાદ્વૈતને માને છે તેના મતને ચોરનાર શૈવ છે તે પણ વિશિષ્ટાદ્વૈતવાદી છે તેના મતનું વિવેચન આગળ કરવાનું છે, માધ્વમતવાળા ભેદ માને છે તેનામાં દૂષણ આવે છે તે ઉપરના શ્લોકમાં બતાવેલ છે, તેમજ નિંબાર્કમતમાં વાસ્તવિક ભેદ છે તેથી તે દૂષણ તેમનામાં પણ આવે છે, ભાસ્કરાચાર્યના મતમાં દૂષણ આવે છે તે પણ ઉપરના શ્લોકમાં બતાવેલ છે, અને ભિક્ષુકનો મત આગળ બતાવવાનો છે તેનામાં પણ દોષ આવે છે; એટલે ઉપર બતાવ્યા—તમામમતમાં ઇશ્વરમાં અનીશ્વરપણું આવવારૂપ દોષ આવે છે. (૪૫)

બીજાઓના મતમાં ઇશ્વર સુખદુઃખ આપે છે એમ કહિયે તો ઇશ્વરમાં વિષમતા તથા નિર્દયતારૂપ બે દોષો આવે છે અને અનાદિકર્મને આધારે સુખદુઃખ મળે છે એમ કહિયેં તો ઇશ્વરમાં કાંઇ સત્તા રહેતી નથી તેથી નિરીશ્વરવાદ આવે છે એમ ઉપર દૂષણો બતાવ્યાં, ત્યાં શંકા થાય કે આપણા સિદ્ધાંતમાં પણ ભગવાનની ઇચ્છા-પ્રમાણેજ જીવોને સુખદુઃખ મળે છે એમ સ્વીકારેલું છે, ત્યારે એકને સુખ આપવાની ઇચ્છા અને એકને દુઃખ આપવાની ઇચ્છા થઇ તેમાં ઇશ્વરમાં વિષમતા તથા નિર્દયતારૂપ દોષો તો પ્રાપ્ત થાયજ છે: એવી શંકાનાં સમાધાનમાટે કહે છે.

**मूलम् । आत्मसृष्टेर्न वैषम्यं नैर्घृण्यं चापि विद्यते ।**
**श्रीमदाचार्यचरणैर्निबन्धइदमीरितम् ॥ ४६ ॥**
**श्रीमत्प्रभुवरैर्विद्वन्मण्डनेऽपि निरूपितम् ।**
**रमणार्थमिदं विश्वमुच्चनीचादिभावतः ॥ ४७ ॥**
**आत्मरूपं चकारातो हरिर्यस्मान्न दूषणम् ।**

શબ્દાર્થ—આત્મારૂપ સૃષ્ટિ, હોવાથી વિષમતા કે નિર્દયતા પણ નથી. એમ શ્રીઆચાર્યજીયેં શાસ્ત્રાર્થનિબંધમાં આજ્ઞા કરેલ છે. તેમજ શ્રીમત્પ્રભુવર—શ્રીગુસાંઇજીયેં વિદ્વન્મંડનમાં પણનિરૂપણ કરેલ છે કે હરિયેં રમણમાટે આજગતને ઉંચ-નીચવિગેરે ભાવથી પોતારૂપ કરેલ છે માટે વૈષમ્ય તથા નૈર્ઘૃણ્યવિગેરે દોષ નથી.

ટીકા—तदात्मानं स्वयमकुरुत (પોતાના આત્માને પોતેં જગદ્રૂપ કરેલ છે.) એશ્રુતિવડે, બ્રહ્મજ જગતને આકારે પોતાની ઇચ્છાવડેજ રમણને માટે ઉંચ—નીચાદિભાવેં થયેલ છે. એમ બતાવેલ છે; તેથી બ્રહ્મથી ભિન્ન જગત્ નથી માટે જીવને દુઃખ—સુખાદિક આપવામાં બ્રહ્મમાં વિષમતા કે નિર્દયતારૂપ દોષ આવતા નથી. એમ નિબંધના શાસ્ત્રાર્થપ્રકરણમાં શ્રીઆચાર્યજીયેં નિરૂપણ કરેલ છે. (૪૬) તેમજ વિદ્વન્મંડનમાં શ્રીગુસાંઇજીયેં નિરૂપણ કરેલ છે કે વ્યાસસૂત્રમાં કહેલ છે કેઃ—

पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविपर्ययौ ।

અર્થ—પર(ભગવાન્)ને, પોતાને અને જીવને સર્વસ્થળે સર્વપ્રકારેં ભોગ કરવો એવી ઇચ્છા થવાથી જીવમાંથી ઐશ્વર્યાદિક ધર્મો તિરોહિત થયેલ છે તેથી જીવને બંધ અને વિપર્યય (બ્રહ્મભાવ મટીને જીવભાવ) થયેલ છે; ઐશ્વર્યાદિક ધર્મો-જીવમાં હોય તો વિચિત્રપણું નહિંથવાથી ભોગ થાય નહિં તેસારૂ જીવમાં ઐશ્વર્યાદિક—ધર્મોનો તિરોભાવ કરેલ છે. તેથી જીવને બંધ થયેલ છે અને (ભગવાનનો અંશ છતાં) ભગવાનના ધર્મકરતાં વિપરીતધર્મવાળાપણું થયેલ છે. ઐશ્વર્યાદિકનો તિરોભાવ થવાથી દીનપણું થયું છે, વીર્યનો તિરોભાવ થવાથી સર્વ દુઃખ સહનકરવું પડે છે, યશનો તિરોભાવ થવાથી સર્વથી હીનપણું થયું છે, શ્રીનો તિરોભાવ થવાથી જન્માદિક સર્વ આપત્તિ ભોગવવી પડે છે, જ્ઞાનનો તિરોભાવ થવાથી દેહાદિકમાં અહંબુદ્ધિ તથા અપસ્માર (વાઇના) રોગવાળાની પેઠે સર્વ વિપરીતજ્ઞાનથયું છે તથા વૈરાગ્યનો તિરોભાવ થવાથી વિષયાસક્તિ થઇ છે. અને આનંદાંશ તો પ્રથમથીજ તિરોહિત થયેલ છે જેથી જીવભાવ થયો છે. એમ વ્યાસસૂત્રમાં નિરૂપણ કર્યું છે તેઉપરથી શંકા થાય કે સર્વ જીવો બ્રહ્મરૂપ છે તેથી ઐશ્વર્યાદિક ધર્મો તેના સહજ છે, તેને તિરોહિત કરિને મિથ્યાજ્ઞાનાદિકદોષયુક્ત તેને કરવામાં ઉપસ્થિત (પોતામાં ઐશ્વર્યાદિક સહજ ધર્મો રહ્યા છે તે)ની હાનિ થવારૂપ અને (મિથ્યાજ્ઞાનાદિક) જે અકૃત (નહિં કરેલા) છે તેના આવવારૂપ દોષ આવે છે. એવી શંકાની નિવૃત્તિમાટે કહે છે કે જીવની કૃતિમાં એ દૂષણ છે, ભગવાનની કૃતિમાં તે દૂષણ નથી; કેમકે લોકમાં પણ રાજાઓ સ્વતંત્ર હોય છે તે પણ પોતાના વિહારમાટે, પ્રાચીનમકાનો તથા ગઢ, કિલ્લા-વિગેરે હોય તેને તોડિને ત્યાં બગીચોવિગેરે કરે છે અને પોતાના સેવકોને પ્રથમ મ્હોટી સાયબીવિગેરે સુખ આપેલું હોય તે પાછું લઇલેછે તેમજ કયારેંક, લઇલીધું હોય તે પાછું આપે છે તેમાં પણ દોષ આવતો નથી ત્યારેં સર્વે લોકને નિયમમાં રાખનાર અને સર્વજગતનાં કારણનાં પણ કારણરૂપ એવા ભગવાનને પોતાના દાસરૂપ—જીવને અન્યથા કરવામાં શંકા કરવાજેવું શું છે ? તેમ જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર ભગવાનજ કરે છે તેથી કરેલાં જગતનો સંહાર કરે તેમાં એ-

દોષની કલ્પના કરવાનો વખત આવે ત્યારે જગતની ઉત્પત્તિ કે પ્રલય થાયજ નહિં તો વેદમાં ભગવાનથીજ જગતની ઉત્પત્તિ તથા પ્રલય થવાનું લખ્યું છે તેને બાધ આવે.

શંકા—જીવ, ધર્મ અથવા અધર્મ જેવું કર્મ કરે છે તેને અનુસરિને તેવું ઇશ્વર કરાવે છે. જો તેમ ન હોય તો स्वर्गकामो यजेत (સ્વર્ગની કામનાવાળો યજ્ઞાદિકવડે યજનકરે) ઇત્યાદિક વિધિવાક્યો છે અને ब्राह्मणो न हन्तव्यः (બ્રાહ્મણ મારવો નહિં) ઇત્યાદિકનિષેધવાક્ય છે તેની વ્યર્થતા થાય; માટે વિધવાક્યવડે કર્મમાં પ્રવૃત્તથતા જીવને ઇશ્વર કર્મ કરાવે છે અને નિષેધવાક્યવડે નિવૃત્તથતા જીવને નિવૃત્ત કરે છે; તેમાં કોઇની વેદાદિકમાં કહેલાં કર્મમાં પ્રવૃત્તિ થાય છે અને કોઇની પ્રવૃત્તિ થતી નથી. તેમ કોઇ નિષિદ્ધકર્મથી નિવૃત્ત થાય છે અને કોઇ નિવૃત્ત થતુ નથી ત્યાં પણ પૂર્વે પૂર્વે કરેલાં તેવાં કર્મજ કારણ છે તેથી જીવને નહિંકરેલું કાંઇ આવતું નથી. એમ માનવામાં શું અડચણ છે?

ઉત્તર—કર્મને આધારેજ સુખદુઃખાદિક સર્વ મળે છે એમ કહેશું ત્યારે ઇશ્વરની કાંઇ પણ સત્તા રહી નહિં એટલે અનીશ્વરવાદ આવે છે.

શંકા—કર્મ તો જડ છે તેથી પોતે કાંઈ પણ ફલ આપી શકે તેમ નહિંહોવાથી કર્મને અનુસારે ફલ આપવાપણું ઇશ્વરને છે માટે નિરીશ્વવાદ આવે તેમ નથી એ ઉપર બતાવેલ છે.

ઉત્તર—કર્મ, ફલ આપીશકે નહિં તેસારૂ ઇશ્વરની કલ્પના કરવી તેના કરતાં ફલઆપનાર પણ તેવીજાતનું કર્મજ છે એમ પણ કલ્પીશકાય છે.

શંકા—વ્યાસ સૂત્રમાં કહેલ છે કે:—

कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः ।

અર્થ—વેદાદિકમાં કહેલાં વિહિત તથા નિષિધ્ધ કર્મોની વ્યર્થતા નહિંથવામાટે જીવે કરેલાં કર્મની અપેક્ષા ઇશ્વર રાખે છે. એમ કહેલ છે, ત્યાં કર્મને અનુસારેંજ ઇશ્વર ફલ આપે છે એમ સિદ્ધ થાય છે; માટે અમે તેમ કાહયેં છીયેં.

ઉત્તર—એસૂત્રનો અર્થ એવી રીતે નથી. એસૂત્રમાં તો કહેલછે કે कृतप्रयत्नापेक्षः (કરેલા પ્રયત્નની અપેક્ષારાખનાર ભગવાન્ છે) એમ કહ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે "એક હું ઘણારૂપે થાઉં" એમ શ્રુતિમાં કહ્યાપ્રમાણે પ્રપંચવડે રમણની ઇચ્છાથી ક્રીડામાટે ભગવાને પ્રયત્ન કરેલ છે તેપ્રયત્નની ઇચ્છાવાળા ભગવાન્ છે ત્યારે ક્રીડાજ મુખ્ય છે, બીજું સર્વ ગૌણ છે, એટલે પ્રપંચવડે રમણકરવાની અપેક્ષાવાળા ભગવાને વિચિત્રરસનો અનુભવ કરવામાટે એવી રીતની મર્યાદા બાંધી છે કે આવી જાતનાં કર્મ કરશે તેને આવી જાતનું ફળ આપીશ; તેથીજ "ધર્મની સેતુના વક્તા, કર્તા અને અભિરક્ષિતા ભગવાન્ છે" એમ સર્વેઠકાણે નિરૂપણ કરેલ છે; તેથી પોતે કરેલી મર્યાદાની રક્ષામાટે અને મર્યાદાને જણાવવામાટે વેદને કર્યો છે; એટલેં જીવોને ઉત્પન્ન કરેલ છે તેસમયમાંજ આજીવને

આદેશમાં આકાલમાં આવી રીતની પ્રવૃત્તિ અથવા નિવૃત્તિવાળો કરિને અમુક અમુક ફલ આપીશ એવી રીતે દરેકજીવનેમાટે મોક્ષપર્યંત વિચાર કરેલો છે તેને અનુસારેજ તે જીવો તેવા થાય છે. એવી રીતે ક્રીડાને માટે જીવાદિકની વિચિત્રતા કરિને ઉદ્યમ કરેલો છે તેની અપેક્ષાવાળાજ (તેને આધીનજ) ભગવાન્ તેવાં કર્મ જીવપાસે કરાવે છે; કેમકે શાસ્ત્રમાં યજ્ઞાદિક વિહિત છે તે સ્વર્ગાદિકને સિદ્ધકરે છે અને બ્રાહ્મણ મારવો તે નિષિદ્ધ છે તે નરકાદિકને સિદ્ધકરે છે. તેની વ્યર્થતા નહિંથવાદેવી, અને તેમ કરે ત્યારે વિહિત તથા નિષિદ્ધની અવ્યર્થતા થાય. સૂત્રમાં આદિ પદ લખેલ છે તેનો અભિપ્રાય એવો છે કે કર્મવગર તેવું ફલ પણ આપતા નથી એમ સૂચવ્યું છે તેથીજ "જેને ઉંચે લઈજવાની ઇચ્છા કરે છે તેની પાસે સારાં કર્મ કરાવે છે અને જેને નીચે લઇજવાની ઇચ્છા રાખે છે તેની પાસે નરસાં કર્મ કરાવે છે," એમ શ્રુતિમાં પણ જીવને ફલઆપવાની ભગવાનની ઇચ્છાજ સારાં નરસાં કર્મ કરાવવામાં કારણરૂપ કહી છે. શ્રીઆચાર્યજીએ અણુભાષ્યમાં તો એ સૂત્રનો અર્થ એવી રીતે કરેલ છે કે "પ્રયત્નસુધી જીવનું કૃત્ય છે અને તેપછી જીવની શક્તિ નહિંહોવાથી પોતે કરાવે છે. જેમ પુત્ર બાલક હોય તે કાંઇ કામ કરતો હોય ત્યારે તેનો પિતા તેકામમાં ગુણદોષ હોય તે બતાવે તોપણ પુત્રનો અભિનિવેશ તેકામમાં વધારે હોવાથી પિતાના વચન ઉપર ધ્યાન આપે નહિં ત્યારે પિતા વિચાર કરે કે તેકામનું ફલ મળશે ત્યારે તે સમજશે એમ જાણિને તે કામ કરવાદે છે. તેવી રીતે ભગવાને પણ વેદાદિકમાં સર્વકર્મોના ગુણદોષ બતાવેલા છે તે છતાં જીવ મરજીપ્રમાણે કર્મ કરેજાય છે ત્યારે તેનો અભિનિવેશ જોઇને તે કર્મ ભગવાન્ કરવા દે છે; કેમકે છેવટ ફલઆપવાની પોતાની જેવી ઇચ્છા હોય છે તેપ્રમાણે શ્રુતિમાં તેવાં કર્મ કરાવવાની ઇચ્છા કારણરૂપ કહી છે; તેથી ફલઆપવામાં કર્મની અપેક્ષા, કર્મકરાવવામાં જીવે કરેલા પ્રયત્નની અપેક્ષા, પ્રયત્નમાં તેની કામનાની અપેક્ષા અને સ્વર્ગાદિકની કામનાની અપેક્ષામાં લોકના પ્રવાહની અપેક્ષા ભગવાન્ રાખે છે; તેવા પ્રકારની મર્યાદાની રક્ષામાટે ભગવાને વેદ કરેલ છે. તેમર્યાદાની રક્ષાની અપેક્ષાવાળા ભગવાન્ છે તે તેપ્રમાણે કર્મ કરાવે છે; માટે વિષમતા કે નિર્દયતારૂપદોષ ભગવાનમાં નથી.

શંકા—એવી રીતે કર્મની અપેક્ષા ભગવાન્ રાખે છે ત્યારે તેમાં ભગવાનની સત્તા કાંઇ પણ રહી નહીં ત્યારે તમે પ્રથમ કહ્યું છે તેપ્રમાણે નિરીશ્વરવાદ આવે છે.

ઉત્તર—મર્યાદામાર્ગ તેવીરીતનોજ ભગવાને કરેલો છે તેથી મર્યાદામાર્ગમાં કર્મને અનુસરિ ફલ આપે તેથી ઇશ્વરપણામાં બાધ આવતો નથી; કેમકે જે જીવ અનુગ્રહના પાત્ર છે તેને કર્મની અપેક્ષા રાખ્યાવગરજ ફલ આપે છે તેથી ઇશ્વરપણું સિદ્ધ રહે છે. એવો એસૂત્રનો અભિપ્રાય છે એમ આજ્ઞા કરી છે. તેમાં પણ ભગવાને કરેલી મર્યાદાજ કારણરૂપ છે એમ સિદ્ધ થાય છે. તેમ કર્મકરવાની પહેલાંના સમયમાં જે પોતાનો ધર્મ છે તેજ પ્રયત્નશબ્દથી સમજવો તે યોગ્ય છે માટે ધર્મ કે અધર્મ પ્રયત્નશબ્દથી સમજવાના નથી. જો ધર્મ અને અધર્મ પ્રય-

ત્નશબ્દથી લેવાના હોય તો પછી ધર્મ અને અધર્મની અપેક્ષા રાખીને ભગવાન્ ફલ આપે છે એમજ સૂત્રમાં કહેવું જોઇએ પણ વિહિત અને પ્રતિષિદ્ધ એમ કહેવું જોઇએ નહિં. એમ વિદ્વન્મંડનમાં શ્રીગુસાંઇજીયેં નિરૂપણ કરેલું છે; માટે કૃતકર્મની હાનિ કે નહિં કરેલાંની પ્રાપ્તિ કે વૈષમ્ય કે નૈર્ઘૃણ્યરૂપ દોષો આવતા નથી. (૪૭)

એવી રીતેં પ્રસંગમાં આવેલા વૈષમ્યાદિકદોષોનો પરિહાર કરિને શક્તિ અને શક્તિમાનને ભેદાભેદ છે એવો દોષ કોઇની દૃષ્ટિમાં આવે તો તેનો પરિહાર કરે છે.

मूलम् । शक्तिशक्तिमतोर्भेदाभेदो यः स न बाधकः ॥ ४८ ॥
तत्र भेदो न चैवास्ति शक्तेर्ब्रह्मत्वनिश्चयात् ।
भिन्नत्वे तु जडत्वं स्यात् भेदो यो बोधनाय सः ॥ ४९ ॥

શબ્દાર્થ—શક્તિ અને શક્તિમાનને જે ભેદાભેદ કહેલ છે તે બાધક નથી; કેમકે શક્તિને બ્રહ્મપણું છે એવો નિશ્ચય હોવાથી તેમાં ભેદ નથીજ, જો શક્તિને બ્રહ્મથી ભિન્નપણું કહિયે તો શક્તિ જડ છે એમ કહેવું પડે ત્યારે તે કાંઇ કાર્યકરી શકે નહિં; માટે શક્તિ ભિન્ન નથી છતાં જે ભેદ બતાવે છે તે શક્તિનું સ્વરૂપ જાણવામાં આવવાસારુ છે.

ટીકા—શક્તિ અને શક્તિવાળા (ભગવાન્)ને ભેદાભેદ કોઇ સ્થળમાં કહેલ છે તે બાધકરનાર નથી; કેમકે તેમાં ભેદ છેજ નહિં. ભગવાનની શક્તિ ભગવદ્રૂપજ છે. જો શક્તિ ભગવાનથી જૂદી છે એમ માનિયેં તો ભગવાન્ ચૈતન્યઘન છે તેનાથી જૂદી શક્તિ થવાથી જડ થઇ ત્યારેં ભગવાને પોતાની શક્તિવડે અમુક કાર્ય કર્યું ઇત્યાદિક વાક્યોમાં બાધ આવે માટે શક્તિ ભગવાનથી જૂદી નથી. છતાં જૂદી બતાવાય છે કે ભગવાનની શક્તિ એમ કહેવાથી ભગવાન્ અને શક્તિ એમ બન્ને જૂદાં કહેવાય છે તે શક્તિનું સ્વરૂપ બતાવવામાટે છે. જેમ બ્રહ્મ જ્ઞાનઘન હોવાથી જ્ઞાન અને બ્રહ્મ જૂદાં નથી પણ જ્ઞાનરૂપજ બ્રહ્મ છે. છતાં "બ્રહ્મનું જ્ઞાન જાણીને ક્યાંયથી ભય પામતો નથી" એમ શ્રુતિમાં કહેલ છે ત્યાં બ્રહ્મ અને જ્ઞાન જૂદું હોય એમ જણાય છે તે જ્ઞાનનું સ્વરૂપ બતાવવામાટેજ શ્રુતિમાં કહેલ છે તેવી રીતેં શક્તિનું સ્વરૂપ જાણવામાં આવે તેસારુજ તેમ કહેવાય છે. (૪૮–૪૯)

ત્યાં શંકા થાય કે વ્યાસસૂત્રમાં કહેલ છે કેઃ—

प्रकाशाश्रयवद्वातेजस्त्वात् ।

અર્થ—બ્રહ્મમાં રહેલ ચૈતન્યને તેજપણું હોવાથી પ્રકાશના આશ્રવાલા (સૂર્યાદિક)ની પેઠે ચૈતન્યાદિક ધર્મો છે એમ સૂત્રમાં કહેલું છે; તેથી પ્રકાશ અને પ્રકાશના આશ્રયવાળાને જેમ ભેદાભેદ છે તેવી રીતેં બ્રહ્મ અને બ્રહ્મના ધર્મને ભેદાભેદ છે એવી શંકા થાય ત્યાં કહે છે.

मूलम् । धर्मधर्मिविचारेऽपि ज्ञेयमेवं विचक्षणैः ।
प्रकाशाश्रयदृष्टान्तेऽप्यभेदो बोध्यते किल ॥ ५० ॥
अरूपवत्सूत्रवाक्ये धर्माणामपि ब्रह्मता ।
निरूपिता प्रभुवरैः श्रीविद्वन्मण्डने स्फुटम् ॥ ५१ ॥

શબ્દાર્થ—ધર્મ અને ધર્મિના વિચારમાં પણ વિચક્ષણ—પુરુષોયેં એવી રીતેં જાણવું કે ભેદ નથી. પ્રકાશ અને પ્રકાશના આશ્રયરૂપ—સૂર્યાદિકનું દૃષ્ટાંત આપેલ છે ત્યાં પણ અભેદનોજ બોધ કરાય છે. તેમજ अरूपवत् એ સૂત્રવાક્યમાં પણ બ્રહ્મના ધર્મો બ્રહ્મરૂપ છે એમ શ્રીગુસાઁજીયેં વિદ્વન્મંડનમાં સ્ફુટ નિરૂપણ કરેલ છે.

ટીકા—વેદમાં બ્રહ્મના ધર્મો વર્ણવેલા છે તે ધર્મો બ્રહ્મથી ભિન્ન છે, બ્રહ્મના કાર્યરૂપ છે કે બ્રહ્મરૂપ છે; એવો સંશય થાય. ત્યાં લોકમાં પટરૂપાદિક કાર્યનાજ ધર્મો જોવામાં આવે છે કે પટમાં શુકલ, નીલ અને પીત વિગેરે રૂપો જોવામાં આવે છે તે પટમાં સમવાયસંબંધથી રહેલ હોય છે. તેની નિત્યતા જોવામાં આવતી નથી તેથી તે કાર્યરૂપ છે એમ માનિશકાય છે. તેવી રીતેં જેમ પ્રથમ કાર્ય છે તેમ ધર્મો પણ કાર્યરૂપ છે; માટે બ્રહ્મ તો સર્વધર્મરહિતજ છે એમ સિદ્ધ થશે. એવી શંકા થાય તેની નિવૃત્તિમાટે વ્યાસસૂત્રમાં કહેલ છે કેઃ—

प्रकाशाश्रयवद्वा तेजस्त्वात् ।

અર્થ—સૂત્રમાં वा અવ્યય છે તે પૂર્વપક્ષની નિવૃત્તિમાટે છે. પ્રકાશના આશ્રયરૂપ—સૂર્યાદિકની પેઠેં બ્રહ્મના ધર્મો બ્રહ્મથી જૂદા નથી; કેમકે તેજપણું છે; એટલે સૂર્યનો પ્રકાશ સૂર્યથી જૂદો રહેતો નથી અને સૂર્યમાંજ સમવાયસંબંધથી રહે છે તેમજ સૂર્ય રહેલ હોય ત્યાંથી અસ્ખલિતરીતેં તેના આધારવડે પ્રકાશ રહે છે તેથી સૂર્યદિ જૂદો નથી. તેવી રીતેં બ્રહ્મના ધર્મો પણ બ્રહ્મથી જૂદા નથી; કેમકે તેજશબ્દ થી પણ વેદમાં બ્રહ્મજ કહેલ છે; અર્થાત્ તેજ અને સૂર્ય જેમ તેજજ છે તેમ ધર્મ અને બ્રહ્મ બ્રહ્મજ છે; તેથીજ શ્રુતિમાં પણ કહેલ છે કેઃ—

स यथा सैन्धवघनोऽनन्तरावाह्यो रसघन एवं वाऽरेऽयमात्मा कृत्स्नः प्रज्ञानघन एव ।

અર્થ—જેમ સિંધાલુણનો તે કટકો બહાર તથા ભીતર જૂદાઇવગરનો રસથી ઘાટો છે, તેમ અરે! આ આત્મા સમગ્ર પ્રજ્ઞાનઘન છે. એશ્રુતિવડે એકરૂપજ બ્રહ્મસ્વરૂપ વર્ણવેલું છે. તેમ સૂત્રમાં પણ તેજપણું હેતુમાં કહેલ છે તેથી સર્વ બ્રહ્મજ છે એમ બતાવિને ધર્મ અને ધર્મિનો અભેદજ કહેલો છે. (૫૦) ધર્મને બ્રહ્મપણું છે તેમાં બીજું સૂત્ર પ્રમાણમાં આપે છેઃ—

अरूपवदेव हि तत्प्रधानत्वात् ।

અર્થ—રૂપવાળાથી વિલક્ષણજ બ્રહ્મ છે; કેમકે સર્વસ્થળેં બ્રહ્મનુંજ પ્રધાનપણુ છે; એટલેં નિરૂપણ કરાય (વ્યવહારમાં આવે) તે रूप કહેવાય છે, તેવાણું હોય તે रूपवत् કહેવાય છે. તેથી રૂપવત જગત્ છે, બ્રહ્મ તેનાથી વિલક્ષણ છે એટલેં अरूपवत् એમ કહ્યું છે; કેમકે કાર્ય અને કારણતથા અંશ અને અંશિનું વિલક્ષણપણું હોવુંજ જોઇએ. અથવા જેનાથી વ્યવહાર કરાય તે रूप કહેવાય, એટલેં હાથ, પગવિગેરે ઇંદ્રિયો તે રૂપ કહેવાય; તેવાણું બ્રહ્મ નથી; કેમકે લોકમાં હાથ, પગવિગેરે ઇંદ્રિયો ભિન્ન હોય છે અને તેનો અભિમાની જીવ ભિન્ન હોય છે. તેવી રીતેં બ્રહ્મ અને બ્રહ્મના ધર્મો ભિન્ન નથી. પણ વેદમાં ધર્મનું નિરૂપણ કરાય છે તે બ્રહ્મનુંજ નિરૂ-

પણ છે; કેમકે સર્વ વેદાંતમાં બ્રહ્મનું નિરૂપણજ મુખ્ય છે. એવી રીતેં વ્યાસસૂત્રમાં કહેલ છે ત્યાં પ્રથમ બ્રહ્મમાં જડ, જીવ ધર્મો છે કે નહિં તેનો વિચાર કર્યો છે તેમાં કેટલીએક શ્રુતિયો ધર્મનું નિરૂપણ કરે છે અને કેટલીએક શ્રુતિયો ધર્મનો નિષેધ કરે છે તેનો પરસ્પર વિરોધ આવે છે તેની નિવૃત્તિ કહેવી રીતેં કરવી? તેનો વિચાર કરવાલાગા છે ત્યારેં બન્ને પ્રકારનાં શ્રુતિવાક્યો છે તેથી તેમાંથી એક-પ્રકારની શ્રુતિનો બાધ થઇશકે નહિં એમ પણ વ્યાસજી જાણે છે; તેથી ધર્મનું પ્રતિપાદનકરનાર શ્રુતિયો, ઉપાધિસહિત (માયાવાદી જેને શબલ બ્રહ્મ (ઇશ્વર) માને છે તે) બ્રહ્મનું પ્રતિપાદન કરે છે અને ધર્મનો નિષેધકરનારી શ્રુતિયો, નિર્ગુણબ્રહ્મનું પ્રતિપાદન કરે છે એમ કોઇ માને તો તેના નિરાસમાટે કહ્યું છે કેઃ—

**न स्थानतोऽपि परस्योभयलिङ्गं सर्वत्र हि ।**

અર્થ—સ્થાનથી પર—ભગવાનનું બેય લિંગ નથી; એટલેં ધર્મનું પ્રતિપાદન-કરનાર તથા ધર્મનો નિષેધ કરનાર—શ્રુતિયોનો, કેટલાએક એવી રીતેં અવિરોધ કહે છે કે સર્વઠેકાણે કારણપણાંથી ભગવાન્ છે તેથી અસ્થૂલમાં અસ્થૂલ, અન-ણુમાં અનણુ, ઉચ્ચાવચકર્ત્તામાં ઉચ્ચાવચકર્ત્તા, ઉચ્ચાવચકામમાં ઉચ્ચાવચકામ, પૃથિવીમાં સર્વગંધ અને જલાદિકમાં અગંધ ભગવાન્ છે. એવી રીતેં રસાદિકમાં પણ સમજવું. એમ સ્થાનથી પરનાં બન્ને લિંગ છે. અથવા કારણમાંજ રૂપ અને અરૂપ બન્ને અવચ્છેદના ભેદથી* કે ભગવાનનાં અચિંત્ય—સામર્થ્યથી રહેલ છે જો તેમ નહોય તો અસતથી સત્ ઉત્પન્ન થવાનો પ્રસંગ આવે એમ સૂત્રમાં અપિ અવ્યય છે તેથી બતાવેલ છે. એમ કેટલાએક કહે છે. તે બન્ને પણ નથી; કેમકે સર્વત્ર હિ એટલેં સર્વઠેકાણે, તેવું રૂપ ભગવાનનું છે. એમ ઉપદેશ કરાય છે. એ યુક્ત અર્થ છે એમ બતાવવામાટે મૂલમાં હિ અવ્યય લખેલ છે; એટલેં વેદમાં કહેલ છે કેઃ—

**सर्वे वेदा यत्पदमामनन्ति ।**

અર્થ—સર્વે વેદો જેના પદને ચોતરફથી માને છે. હવે સમજવાનું એ છે કે ધર્મ બ્રહ્મરૂપ નહોય તો ધર્મનુ પ્રતિપાદનકરનારી જેટલી શ્રુતિયો છે તે સર્વ બ્રહ્મનું પ્રતિપાદનકરનારી ઠરે નહિં; કેમકે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ કહેલ છે કેઃ—

**वेदैश्च सर्वैरहमेव वेद्यः ।**

અર્થ—સર્વેવેદોવડે હુંજ જણાઉં છું. એમ શ્રીકૃષ્ણ—ભગવાને અર્જુનપ્રત્યેં કહેલ છે. ત્યાં નિશ્ચયને કહેનાર एव અવ્યય લખેલ છે તેથી તમામ વેદ ભગવાનનું જ પ્રતિપાદન કરે છે એમ સિદ્ધ થાય છે. જો કોઇ પણ શ્રુતિ ગૌણપણાંથી ભગવા-નનું પ્રતિપાદન કરતી હોય તો પછી સર્વેવેદોવડે હુંજ જણાઉં છું એમ સિદ્ધતાની

* જેમ એકજ પુરૂષ એકનો પુત્ર, બીજાનો પિતા અને ત્રીજાનો ભાઇ હોય છે. એમ અવચ્છેદના ભેદથી એકજપુરૂષમાં જૂદા જૂદા ધર્મો રહે છે. તેવી રીતેં ભગવાનમાં રૂપ અને અરૂપ રહેલ છે.

રીતે કહેલ છે તેને બાધ આવે; તેથી ધર્મનું પ્રતિપાદનકરનારી—શ્રુતિઓ પણ બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે; કેમકે બ્રહ્મના ધર્મ, બ્રહ્મથી ભિન્ન નથી પણ બ્રહ્મરૂપજ છે.

શંકા—ધર્મનું પ્રતિપાદનકરનારી—શ્રુતિયોનો અને ધર્મનો નિષેધકરનારી—શ્રુતિયોનો પરસ્પર વિરોધ આવે છે તેનો પરિહાર તમેં કર્યો તેમ નથી પણ કારણ અને કાર્યોગાં સર્વસ્થલેં ભેદ જોવામાં આવે છે તેથી પ્રપંચથી વિલક્ષણ બ્રહ્મ ભિન્ન છે અને પ્રપંચના ધર્મવાળું બ્રહ્મ ભિન્ન છે. એમ બન્ને શ્રુતિયો બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે. માટે સર્વે વેદો બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે એમ સિદ્ધ થવાથી ધર્મનું પ્રતિપાદન કરનારી—શ્રુતિયોની વ્યર્થતા થતી નથી અને બ્રહ્મના સ્વરૂપમાં ભેદ હોવાથી શ્રુતિયોનો પરસ્પર વિરોધ પણ આવતો નથી.

ઉત્તર—એવી શંકા કોઇ કરે તો તેની નિવૃત્તિમાટેજ આગળના સૂત્રમાં કહેલ છે કેઃ—

न भेदादितिचेन्न प्रत्येकमतद्वचनात् ।

અર્થ—કાર્ય અને કારણમાં ભેદ છે તેથી પરસ્પર શ્રુતિયોનો વિરોધ નથી. એમ કહેતા હો તો તેમ નથી; કેમકે દરેકશ્રુતિયોમાં કારણ અને કાર્યમાં ભેદ હોવાનું કહેલું નથી; અર્થાત્ દરેકશ્રુતિમાં કારણ અને કાર્યમાં અભેદ હોવાનુંજ કહેલ છે. તેમ કારણ અને કાર્યમાં ભેદ સ્વીકારવામાં બાધક કહે છે કેઃ—

अपिचैवमेके ।

અર્થ—કેટલાએક વેદની શાખાવાળા કારણ અને કાર્યમાં ભેદનો નિષેધ કરિને અભેદ સ્વીકારવાનુંજ કહે છે. જેમકે મુંડકોપનિષદમાં કહેલ છે કેઃ—

मनसैवेदमाप्तव्यं नेह नानाऽस्ति किञ्चन ।
मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥

અર્થ—મનવડેજ આ પ્રાપ્ત થવાયોગ્ય છે. અહિં કાંઇ પણ નાનાપ્રકારનુ (જુદું) નથી. જે અહિં નાનાપ્રકારના જેવું (જુદું) દેખે છે તે મૃત્યુથી પણ મૃત્યુને પામે છે. એમ કહેલ છે ત્યાં ભેદ જોવાની નિંદા કરેલી છે; તેથી કારણ અને કાર્યના ભેદનો અંગીકાર થઇશકતો નથી. એપ્રમાણે સૂત્રોમાં નિરૂપણ કરિને પછી કહેલ છે કેઃ—

अरूपवदेव हि तत्प्रधानत्वात् ।

અર્થ—રૂપવાળાં (જગત્)થી વિલક્ષણજ બ્રહ્મ છે; કેમકે વેદાંતમાં બ્રહ્મનું પ્રતિપાદનકરવાનેજ મુખ્યપણું છે; એટલે સર્વવ્યવહારમાં આવે તે રૂપ કહેવાય તેવા રૂપવાલું જગત્ છે અને બ્રહ્મ તો તેનાથી વિલક્ષણ છે. તેથી અરૂપવત્ કહેલ છે. અથવા જેનાથી વ્યવહાર કરાય તે રૂપ કહેવાય તેથી રૂપવાલું કહેવાથી હાથ, પગ, વિગેરે ઇંદ્રિયો સમજવી; એટલે લોકમાં હાથ, પગ વિગેરે ઇંદ્રિયોથી ભિન્ન તેનો અભિમાની (જીવ) છે તેવી રીતે બ્રહ્મની હાથ, પગ વિગેરે ઇંદ્રિયોથી બ્રહ્મ ભિન્ન નથી. અને બ્રહ્મની હાથ, પગ વિગેરે ઇંદ્રિયો બ્રહ્મથી ભિન્ન નથી એમ શ્રુતિમાં નિરૂપણ છે;

તેથી રૂપનું પણ રૂપ બ્રહ્મ છે, રૂપવાળું નથી એમ શ્રુતિમાં કહેલ છે; અર્થાત્ રૂપવાળું છે એમ કહે તો રૂપ જાુદું અને બ્રહ્મ જાુદું હશે એમ કોઇને શંકા થાય તેસારૂ अरूपवत् ( રૂપવાળું નથી, અથવા રૂપવાળાંથી વિલક્ષણ છે.) એમ કહેલ છે.

શંકા—હસ્ત તથા પાદાદિકને પણ બ્રહ્મપણું છે, બ્રહ્મથી ભિન્નપણું નથી એમ શાઉપરથી જાણવું ?

ઉત્તર—સૂત્રમાં अरूपवत् એમ કહિને हि तत्प्रधानत्वात् એમ કહ્યા પછી સૂત્ર પૂરૂં કર્યું છે; એટલે સર્વવેદાંતને મુખ્યપણે પ્રતિપાદન કરવાનું બ્રહ્મજ છે. તે જો હસ્તપાદાદિકને બ્રહ્મપણું નથી એમ કહિયે તો બ્રહ્મનાં હસ્તપાદાદિકનું પ્રતિપાદન કરનારી—શ્રુતિયો બ્રહ્મનું પ્રતિપાદન કરતી નથી એમ માનવું પડે ત્યારે સર્વવેદ બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે એમ ઉપર બતાવ્યાપ્રમાણે વેદ તથા શ્રીમદ્ભગવદ્ગીતાજીમાં કહેલ છે તેને બાધ આવે; તેથીજ વ્યાસસૂત્રમાંજ કહેલ છે કેઃ—

आह च तन्मात्रम् ।

અર્થ—હસ્તપાદાદિક ઇંદ્રિયો પણ આનંદઘન અને ચૈતન્યઘન હોવાથી બ્રહ્મરૂપજ છે. એમ શ્રુતિ કહે છે; એમ વ્યાસસૂત્રમાં કહ્યું છે. તેમ નારદપંચરાત્રમાં કહેલ છે કેઃ—

आनन्दमात्रकरपादमुखोदरादिः ।

અર્થ—ભગવાનના હસ્ત, પાદ, મુખ અને ઉદર વિગેરે સર્વ આનંદમાત્ર છે. તેમ યોગિયાજ્ઞવલ્કયે પણ કહેલ છે કેઃ—

अथवा परमात्मानं परमानन्दविग्रहम् ।

અર્થ—પરમ આનંદરૂપજ જેમનું સ્વરૂપ છે એવા પરમાત્મા છે. એમ કહેલ છે ત્યાં પણ પરમાત્માનું સ્વરૂપ આનંદાત્મકજ લખેલ છે. તેનો પણ અભિપ્રાય એવોજ છે કે ભગવાનનાં કરચરણાદિક—સર્વ અવયવો આનંદાત્મક—ચૈતન્યઘન છે; તેથીજ શિવજીવિગેરેના ઉપાસકો પણ પોતપોતાના ઈષ્ટદેવનાં લિંગવિગેરે અવયવોની આનંદાત્મક તથા ચૈતન્યઘનપણાંથીજ ઉપાસના કરે છે; એટલે સર્વ ઉપાસકો પોતપોતાના ઇષ્ટદેવને બ્રહ્મરૂપ સમજીનેજ તેની ઉપાસના કરે છે. અને બ્રહ્મ તથા તેના અવયવો તમામ આનંદાત્મક—ચૈતન્ય ઘન છે. તેથી એક અવયવની ઉપાસનામાં પણ તમામ અવયવોના ઉપચાર કરાય છે. તેમ ન હોય તો લિંગવિગેરેની ઉપાસનામાં, ધૂપ, દીપ તથા નૈવેદ્યાદિક—ઉપચારો કરાય છે તેની વ્યર્થતા થાય; માટે કોઇ સમજીને જ્ઞાનપૂર્વક અને કોઇ વગરસમજે ( પરંપરાથી જોયેલી રીતે) પણ સર્વ ઉપાસકો પોતપોતાના ઇષ્ટદેવને પરબ્રહ્મ માની, તેનાં અવયવોની પણ બ્રહ્મરૂપથીજ ઉપાસના કરે છે; માટે બ્રહ્મ અને ( અવયવો વિગેરે ) બ્રહ્મના ધર્મો જાુદાં નથી; માટે अरूपवत् એસૂત્રમાં પણ ધર્મનો નિષેધ કરેલ નથી પણ બ્રહ્મના ધર્મો પણ બ્રહ્મરૂપજ છે એમ સિદ્ધ કર્યું છે. જો ધર્મનો નિષેધ કરવાનો વ્યાસજીનો અભિપ્રાય હોત તો अरूपम् ( રૂપવગરનું બ્રહ્મ છે. ) એમજ સૂત્રમાં

કહેત, એટલે સ્પષ્ટ ધર્મનો નિષેધ સમજાત. પણ અહિં તો अरूपवत् ( રૂપવાળાંથી વિલક્ષણ, અથવા સર્વવ્યવહારમાં આવનારથી વિલક્ષણ બ્રહ્મ છે.) એમ કહેલ છે તેથી ઉપર અમે સિદ્ધ કરેલ છે તેપ્રમાણેજ વ્યાસજીનો અભિપ્રાય જણાય છે. (૫૦–૫૧.)

હવે શ્રીરામાનુજાચાર્યનું મત છે તે એકદેશિ છે એમ સૂચવવામાટે, પોતાના મતમાં પણ જડ, જીવ અને અંતર્યામી એમ ત્રણનું નિરૂપણ ઉપર કરેલ છે તેપ્રમાણે પોતાના મતનો પણ તેમના મતમાં પ્રવેશ થાય છે એવી આશંકાકરિને પોતાના મતમાં તેમના મતથી જૂદાઇ સિદ્ધકરવા પ્રથમ તેમના મતપ્રમાણે પૂર્વપક્ષ કરે છે.

मूलम् । अथ श्रीमन्निजाचार्यैर्निबन्धइदमीरितम् ।
"यः सर्वत्रैव सन्तिष्ठन्नन्तरः संस्पृशेन्न तत् ॥
शरीरं तं न वेदेत्थं योऽनुविश्य प्रकाशते ।"
इति तेन शरीरं तु हरेस्तु चिदचित् स्मृतम् ॥ ९२ ॥
जडजीवान्तःस्थितानां भेदेन सुनिरूपणैः ।
तत्त्वत्रयं समायाति विशिष्टाद्वैतवादिनाम् ॥ ९३ ॥
रामानुजानामिति चेन्न दोषोऽस्मन्मते शृणु ।

શબ્દાર્થ—હવે શ્રીમદ્વલ્લભાચાર્યજીયે નિબંધ (શાસ્ત્રાર્થ પ્રકરણ)માં એવી રીતે આજ્ઞા કરેલ છે કે "જે સર્વસ્થલમાં ભીતર રહેલ છે અને તેનો સ્પર્શ કરતા નથી, જે ભીતરપ્રવેશ કરિને એવી રીતે પ્રકાશે છે તેને શરીર જાણતું નથી." એમ આજ્ઞા કરી છે તેથી ચિત્ અને અચિત્ હરિનું શરીર સાંભળેલું છે; કેમકે જડ, જીવ અને અંતર્યામી એમ ત્રણેનું ભેદથી નિરૂપણ છે, માટે વિશિષ્ટાદ્વૈતવાદિઓ જે રામાનુજો છે તેમનાં ત્રણે તત્ત્વોનું નિરૂપણ તમારા તમમાં પણ આવે છે એમ શંકા આવતી હોય તો તેમ નથી. આપણા મતમાં દોષ નથી, સાંભલો.

ટીકા—શ્રીનિજાચાર્ય—શ્રીમદ્વલ્લભાચાર્યજીયે નિબંધના શાસ્ત્રાર્થપ્રકરણમાં એવી રીતે આજ્ઞા કરી છે કે, "જે પૃથ્વિવિગેરે—સર્વમાં ભીતર રહેલ છે અને પૃથ્વિવિગેરેનો સ્પર્શ કરતા નથી; એટલે લોકની પેઠે તેમાં રહેલ—સુખ દુઃખાદિકને ભોગવનાર થતા નથી. પૃથ્વિવિગેરેમાં પ્રવેશ કરિને જે પ્રકાશે છે તેને પૃથ્વિવિગેરે જાણતા નથી." તેવિષે શ્રુતિમાં કહેલ છે કેઃ—

यः पृथिव्यां तिष्ठन् पृथ्वीमन्तरो यं पृथ्वी न वेद
यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयति ।

અર્થ—જે પૃથિવીમાં રહેલ છે, જે પૃથિવીની ભીતર છે, જેને પૃથિવી જાણતી નથી, પૃથીવી જેનું શરીર છે અને જે ભીતર રહિને પૃથિવીને નિયમમાં રાખે છે. એમ અંતર્યામિબ્રાહ્મણમાં સર્વની હકીકત લખીને છેવટ લખ્યું છે કેઃ—

**य आत्मनि तिष्ठन्नात्मानमन्तरो यमात्मा न वेद**
**यस्यात्मा शरीरं य आत्मानमन्तरो यमयति । (बृहदारण्य)**

અર્થ—જે આત્મામાં રહેલ છે, જે આત્માની ભીતર છે, જેને આત્મા જાણતો નથી, આત્મા જેનું શરીર છે અને જે ભીતર રહિને આત્માને નિયમમાં રાખે છે. એમ કહ્યું છે. એવી રીતેં જડ, જીવ અને અંતર્યામિનું ભિન્નપણાંથી નિરૂપણ કર્યું છે; તેથી चित् (આત્મા) અને अचित् (પૃથિવી વિગેરે) હરિનું શરીર છે એમ સિદ્ધ થાય છે; માટે વિશિષ્ટાદ્વૈતવાદિ એવા જે રામાનુજમતવાળા તેઓનું તત્ત્વત્રય આપણા મતમાં આવે છે; એટલેં રામાનુજમતવાળા *વિશિષ્ટાદ્વૈત સ્વીકારીને તત્ત્વત્રય સ્વીકારે છે તેમાં તમે આગળ દૂષણ આપેલ છે તે દોષ આપણા સિદ્ધાંતમાં પણ આવે છે. એમ વાદી શંકા કરે તો તેને કહે છે કે એવી શંકા કરવી નહિં; કેમકે આપણા મતમાં દોષ નથી. સાંભળ. (૫૨—૫૩॥)

**मूलम् ! जडजीवान्तरात्मान इति कार्यभिदा श्रिता ॥ ५४ ॥**
**बहु स्यां तु प्रजायेयेत्यादिश्रुतिषु वर्णनात् ।**
**न कारणे भिदा ज्ञेया तत्रैकोऽहं निरूपणात् ॥ ५५ ॥**
**आत्मैवेदमग्रआसीदित्यादिषु च दर्शनात् ।**
**तत्रैकाकी न रमते द्वितीयेच्छा निरूपिता ॥ ५६ ॥**
**श्रुतिविद्भिरतो ज्ञेयं ब्रह्मैकं नान्यदेव हि ॥ ५७ ॥**
**अन्यस्य च स्थितौ तत्र द्वितीयस्य च सम्भवात् ।**
**रमणार्थं द्वितीयेच्छा श्रुत्युक्ता भग्नतामियात् ॥ ५८ ॥**
**एकोऽहमित्यपि मुधा तस्माच्छ्रुतिविरोधतः ।**
**तत्त्वत्रयं कारणे हि त्याज्यमेव विचक्षणैः ॥ ५९ ॥**
**यत्र येनेतिपद्ये तु निबन्धे सुनिरूपितम् ।**
**प्रकृतिः पुरुषश्चैव कालश्च हरिरेव हि ॥ ६० ॥**
**एकमेवाद्वितीयं तु ब्रह्म सर्वत्र रूप्यते ।**
**यः सर्वत्रेतिपद्ये गोस्वामिपुरुषोत्तमैः ॥ ६१ ॥**
**सृष्टिकाले भगवतः शरीरं चिदचित् स्मृतम् ।**
**अन्तर्यामिण एतेन विशिष्टाद्वैतमेव यत् ॥ ६२ ॥**
**तदेकदेशि विज्ञेयमित्युक्तं तैर्विचक्षणैः ।**

---

* વિશિષ્ટાદ્વૈતનો સમાસ એવી રીતેં કરે છે કે विशिष्टं च विशिष्टं च विशिष्टे विशिष्टयोः अद्वैतं विशिष्टाद्वैतम् એટલેં સૂક્ષ્મચિદચિદ્વિશિષ્ટ એવું બ્રહ્મ કારણ છે અને સ્થૂલચિદચિદ્વિશિષ્ટ કાર્ય છે તેએનું અદ્વૈત છે; અર્થાત્ કારણમાં બ્રહ્મની સાથે ચૈતન્ય અને અચૈતન્ય રહેલ છે તેમાંથી ચૈતન્યમાંથી જીવ અને અચૈતન્યમાંથી જડ ઉત્પન્ન થાય છે. પાછા લય પણ તેમાંજ થાય છે. એમ તે માને છે તેથી જડ જીવ અને તેયુક્ત બ્રહ્મ સદા રહે છે. એમ તેના મતમાં છે,

શબ્દાર્થ—જડ, જીવ અને અંતર્યામી એમ કાર્યમાં ભેદનો આશ્રય કરેલો છે; કેમકે "હું ઘણા રૂપે થાઉં" એમ શ્રુતિયોમાં વર્ણન કરેલું છે. કારણમાં ભેદ છે એમ નહિં જાણવું; કેમકે "હું એક છું તે ઘણારૂપે થાઉં" એમ અને "આ સર્વ પ્રથમ આત્માજ હતું" એમ શ્રુતિયોમાં કહેલ છે; માટે કારણમાં ભેદ નથી. ત્યાં તો એમ લખેલ છે કે "એકલા રમે નહિં તેથી બીજાની ઇચ્છા કરી." એમ શ્રુતિમાં કહેલ છે તેથી શ્રુતિયોને જાણનારાઓએ બ્રહ્મ એકજ છે બીજું કાંઇ નથી એમ જાણવું. જો કારણમાં ત્રણ તત્ત્વ માનિયે તો બ્રહ્મશિવાય બીજું પણ હતું એમ થયું. ત્યારે "તે એકલા રમતા ન હતા તેસારૂ બીજાની ઇચ્છા કરી" એમ શ્રુતિમાં રમણમાટે બીજાની ઈચ્છા કર્યાનું લખ્યું છે તેને બાધ આવે. તેમ સૃષ્ટિના પૂર્વકાલમાં "હું એકલો છું" એમ આત્માને વિચાર આવ્યાનું શ્રુતિમાં લખેલ છે તેનો વિરોધ આવે; માટે ડાહ્યા માણસોયે કારણમાં તત્ત્વત્રયનો ત્યાગજ કરવો જોઇએ. તેમ શ્રીભાગવત—દશમસ્કંધના ઉત્તરાર્ધ્ધમાં શ્રીવસુદેવજીની સ્તુતિમાં यत्र येन यतो यस्य એશ્લોકમાં સર્વવિભક્તિઓના અર્થરૂપ—ભગવાન્ છે એમ સિધ્ધ કર્યું છે. તે શ્લોક નિબન્ધના શાસ્ત્રાર્થપ્રકરણમાં છે ત્યાં શ્રીઆચાર્યજી—મહાપ્રભુજીયે તેનું વ્યાખ્યાન કર્યું છે તેમાં પ્રકૃતિ, પુરુષ અને કાલ હરિજ છે. એમ સારી રીતે નિરૂપણ કર્યું છે. તેમ શ્રુતિમાં સજાતીય, વિજાતીય અને સ્વગત—ભેદવગરનું એકજ બ્રહ્મ છે એમ સર્વસ્થલે નિરૂપણકરાય છે. અને यःसर्वत्रैव सान्तिष्ठन् એ નિબંધની કારિકા છે તેના વ્યાખ્યાનમાં આવરણભંગમાં શ્રીપુરુષોત્તમજી—મહારાજે નિરૂપણકર્યું છે કે સૃષ્ટિકાલમાં અંતર્યામિભગવાનનું ચિત્ અને અચિત્ શરીર છે; એટલે ઉપર જે શ્રુતિ પૃથ્વીવિગેરેમાં રહી તેને નિયમમાં રાખવાની છે તે બૃહદારણ્યક—ઉપનિષદના અંતર્યામિબ્રાહ્મણની હોવાથી સૃષ્ટિકાલનું તે નિરૂપણ કરે છે, કાંઇ સર્વદા તેવી રીતે રહે છે એમ તેનો અભિપ્રાય નથી; કેમકે પ્રલય થયા પછી તો એક બ્રહ્મજ રહે છે એમ અનેકશ્રુતિયોમાં નિરૂપણ છે. અને જ્યારે સૃષ્ટિ થાય છે ત્યારે તેની અંદર અંતર્યામિપણાથી ભગવાન્ રહે છે તે હકીકત અંતર્યામિબ્રાહ્મણમાં બતાવી છે; તેને ગ્રહણકરિને વિશિષ્ટાદ્વૈતવાદિયો તત્ત્વત્રય માને છે તેથી તે એકદેશિ છે એમ જાણવું. એવી રીતે અત્યંતબુદ્ધિમાન્ એવા તે શ્રીપુરુષોત્તમજીમહારાજે કહેલુંછે. ૫૪-૫૫-૫૬-૫૭-૫૮-૫૯-૬૦-૬૧-૬૨)

એવી રીતે શ્રીરામાનુજના મતમાં દૂષણ આવે છે તે બતાવિને તેના મતને ચોરનાર જે શૈવ છે તેના મતનું ખંડન કરે છે.

मूलम् । शैवोऽप्येतेन विध्वस्तो यतस्तच्चौर एव हि ॥ ६३ ॥

શબ્દાર્થ—રામાનુજના મતનું ખંડન કરવાથી શૈવ મત પણ ખંડિત થયો; કેમકે તે રામાનુજના મતને ચોરનાર છે.

ટીકા—શૈવમતવાળા વિશિષ્ટાદ્વૈતને સ્વીકારિને શ્વેતાશ્વતર—ઉપનિષદની શ્રુતિ પ્રમાણમાં આપે છે કેઃ—

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतेन व्याप्तं सर्वमिदं जगत् ॥

અર્થ—માયાને તો પ્રકૃતિ જાણે અને મહેશ્વર (શિવ)ને માયાવિશિષ્ટ જાણે તેના અવયવભૂતવડે સર્વ આ જગત્ વ્યાપ્ત છે. એમ શ્રુતિમાં કહેલ છે તેમજ आत्मा तस्याष्टमी मूर्त्तिः જીવાત્મા શિવની આઠમી મૂર્ત્તિ છે. એમ સ્મૃતિમાં કહેલ છે. તેને આધાર લઇ બ્રહ્મના અવયવપણાથી વિશિષ્ટ એવા જીવનો તથા પ્રકૃતિનો અંશ છે એમ શૈવ કહે છે. અને સર્વશ્રુતિયો તથા સ્મૃતિયો શિવનું પ્રતિપાદન કરે છે એમ કહે છે. તેનું ખંડન તો ઉપર વિશિષ્ટાદ્વૈતનું ખંડન કરવાથી થઈગયું છે. અને ઉપર मायां तु प्रकृतिं विद्यात् એ શ્રુતિ અને आत्मा तस्याष्टमी मूर्त्तिः એ સ્મૃતિ બતાવેલ છે તે સૃષ્ટિકાલના સમયનું પ્રતિપાદન કરે છે; માટે દોષ નથી. અને સર્વ શ્રુતિ તથા સ્મૃતિ શિવનું પ્રતિપાદન કરે છે એમ તે કહે છે તેનું ખંડન તો શ્રીપુરુષોત્તમજીયે ભાષ્યપ્રકાશમાં, પ્રહસ્તવાદમાં અને પંડિતકરભિંદિપાલમાં સારી રીતેં કરેલું છે તેથી અહિં કર્યું નથી; માટે જેને જોવાની ઇચ્છા થાય તેણે તેગ્રંથોમાં જોવું. આ શૈવ રામાનુજમતના ચોરછે અને કયાંક માધ્વમતના પણ ચોર છે તે ભાષ્યપ્રકાશમાં શ્રીપુરુષોત્તમજીયે કહેલ છે કેઃ—

रामानुजमतस्यैव चौरो माध्वमतस्य च ।
क्वचित्क्वचित्तद्विरुद्धां शैवः श्रुतिमुदाहरन् ॥

અર્થ—કયાંક—કયાંક તેનાથી વિરુદ્ધ--શ્રુતિનું વ્યાખ્યાનકરનાર--શૈવ રામાનુજમતનો અને માધ્વમતનો ચોરનાર છે. તે જૂદાં પ્રસ્થાન માને છે. ૬૩

એવી રીતેં શૈવમતમાં દૂષણ આપિને વિજ્ઞાનેંદ્રભિક્ષુના મતનું ખંડન કરે છે

मूलम् । मायोपाधिककर्त्तृत्वं भैक्षवे दृश्यते तु यत् ।
तन्मायिवादध्वंसेन ध्वस्तप्रायं विशेषतः ॥ ६४ ॥

શબ્દાર્થ--ભિક્ષુના મતમાં માયાની ઉપાધિયુક્ત--બ્રહ્મને કર્ત્તાપણું છે એમ જે દેખાય છે તે તો માયાવાદિના ખંડનવડે વિશેષથી ઘણું કરિને ખંડિત થઇગયું છે.

ટીકા--ભિક્ષુના મતમાં તો બ્રહ્મ સમવાયિકારણ, અસંમવાયિકારણ કે નિમિત્તકારણ પણ નથી પણ અધિષ્ટાનકારણ છે. તેનું લક્ષણ એવું કરે છે કે જ્યાં જૂદું ન રહેલું અને જેનાથી આશ્રય કરિ રહેલું ઉપાદાનકારણ કાર્યને આકારેં પરિણામને પામે છે તે અધિષ્ટાનકારણ કહેવાય છે. તલક્ષણનો સમાવેશ એવી રીતેં કરે છે કે જેબ્રહ્મમાં વિભાગરહિત અને જેબ્રહ્મથી (માત્ર સાક્ષિપણાંથી) આશ્રય કરિને રહેલું એટલેં અંગીકાર કરાયેલું એવું માયારૂપ—ઉપાદાનકારણ જગદ્રૂપ—કાર્યને આકારેં પરિણામને પામે છે તેથી તે બ્રહ્મ અધિષ્ટાનકારણ છે; એટલેં માયારૂપ—ઉપાધિને લઇને બ્રહ્મને જગતનું કર્તૃપણું છે એમ વિજ્ઞાનેંદ્ર ભિક્ષુના મતમાં છે તે અસંગત છે; કેમકે. आत्मैवेदमग्रआसीत् (આ જગત્ આગળ આત્માજ હતું) ઇત્યાદિક શ્રુતિઓમાં, આ પ્રત્યક્ષ દેખાતું એવું જગત્ પૂર્વે આત્માજ

હતું એમ કહેવાથી સૃષ્ટિની પહેલેં આત્માસિવાય બીજું કાંઇ નહિં હોવાથી અ-વિભાગ નામનો સ્વરૂપસંબંધ તેવખત કહિશકાય તેમ નથી તેથી અધિષ્ઠાનનાં લક્ષણમાં બાધ આવે છે. તેમ "હું એક છું તે ઘણા રૂપે થાઉં" એમ શ્રુતિમાં લખ્યું છે તેનો પણ વિરોધ આવે છે તેમ નીચેની શ્રુતિઓમાં કહેલ છે કેઃ–

ब्रह्म ह वाइदमग्रआसीत् । आत्मैवेदं सर्वम् ।
तदात्मानं स्वयमकुरुत । बहु स्यां प्रजायेय ॥

અર્થ–'આ પ્રત્યક્ષ દેખાતું જગત્ આગળ નિશ્ચય બ્રહ્મ હતું' આ સર્વ જ-ગત્ આત્માજ છે' 'તે બ્રહ્મેં પોતાના આત્માને પોતેં જગદ્રૂપ કરેલ છે' 'હું ઘણા રૂપેં પ્રકટ થાઉં' ઇત્યાદિક શ્રુતિઓમાં જગતનું ઉપાદાનકારણ બ્રહ્મ છે એમ સિદ્ધ કરેલું છે; તેથી પ્રકૃતિને ઉપાદાનકારણપણું સિદ્ધ થઇશકતું નથી. તેમ માયાની ઉપાધિયુક્તનું કર્તાપણું અને પ્રકૃતિ તથા તેનાં કાર્યની ઉપાધિયુક્તને પરિણામિઉ-પાદાનપણું પણ અસંગત છે; કારણ કેઃ–

आनन्दरूपममृतं विभाति । सच्चिदानन्दरूपाय कृष्णाय
परमात्मने । आनन्दमात्रकरपादमुखोदरादिः ॥

અર્થ–"આનંદરૂપ અમૃત પ્રકાશે છે" "સચ્ચિદાનંદરૂપ–શ્રીકૃષ્ણપરમા-ત્માને નમન કરૂં છું." "કર, પાદ, મુખ અને ઉદરાદિક સર્વ આનંદમાત્ર છે." ઇ-ત્યાદિક શ્રુતિ તથા સ્મૃતિવિગેરેમાં બ્રહ્મનું આનંદાકારપણું સિદ્ધથાય છે. ત્યારેં મૂલરૂપની ઉપાધિ કલ્પવામાં કાંઇ પ્રમાણ નથી. જગતનું ઉપાદાનકારણ બ્રહ્મ છે એમ માનવાથી બ્રહ્મને વિકારિપણું થાય એવી શંકાનો પરિહાર તો તેરમા શ્લોકમાં કરેલ છે. તેમ ઉપાધિનો પક્ષ માયાવાદિને અનુસારી હોવાથી માયાવાદના ખંડનવડે તેનું પણ ઘણુંકરિને ખંડન થઇગયું છે. ઘણુંકરિને ખંડન થઇગયાનું કહેવાથી સર્વઅંશથી ખંડન થયું નથી તેથી તેના મતનો અનુવાદ કરિને ખંડન કરે છે કે જીવો, નિત્ય, ભિન્ન અને વ્યાપક છે એમ સ્વીકારિને અવિભાગ જેનું લક્ષણ છે એવા ભેદને સ્વીકારિને સજાતિયપણું હોય છતાં અવિભાગનું પ્રતિયોગિપણું તે અંશપણું અને અનુયોગિપણું તે અંશિપણું સમજવું, અને અવિભાગ નીચે લખ્યા પ્રમાણેઁ જણાવેલ છે કેઃ–

सति सम्पद्य न विदुः सति सम्पद्यामहे ।
प्रकृतिः पुरुषश्चोभौ लीयते परमात्मनि ॥

અર્થ–"બ્રહ્મમાં મળીને તે જાણતા નથી કે અમે બ્રહ્મમાં મળ્યા છીએ." "પ્રકૃતિ અને પુરુષ બન્ને પરમાત્મામાં લીન થાય છે." ઇત્યાદિકશ્રુતિમાં તથા સ્મૃતિમાં જણાવ્યાપ્રમાણે અવિભાગ રહે છે; તેથી જેમ શરીરનો કેશાદિકઅંશ, સમૂહનો એક ભાગ અંશ અને પિતાનો પુત્ર અંશ તેમ ત્રણ દૃષ્ટાંત આપિને પિતાપુત્રની માફક નિત્ય, સર્વાવભાસક અને ચૈતન્યમાત્ર બ્રહ્મમાં, સર્વે જીવો જૂદા જણાતા હોય તે પ્રળયમાં મટિને બ્રહ્મની સાથે એકતાને પ્રાપ્ત થાય છે અને પાછા સૃષ્ટિ-

કાલમાં પિતાથી પુત્ર થાય છે તેમ બ્રહ્મમાંથી જીવો પોતાનાં ચૈતન્યને લઇને પ્રકટ થાય છે; માટે જીવો બ્રહ્મના અંશરૂપ કહેવાય છે. "આત્માજ પુત્ર થાય છે." એમ શ્રુતિમાં કહેલ છે તેથી પુત્રમાં પિતાનો જેમ અવિભાગલક્ષણવાળો અભેદ છે તેમ જીવને પણ બ્રહ્મની સાથે અવિભાગલક્ષણ અભેદ છે. એવી રીતેં જીવ બ્રહ્મના અંશરૂપ છે એમ ભિક્ષુના મતમાં છે. તે પણ યોગ્ય નથી; કેમકે બ્રહ્મ તથા જીવને નિત્ય ભેદ હોય તો છાંદોગ્યમાં એક જાણવાથી સર્વ જાણવાની પ્રતિજ્ઞા કરી છે તેનો ભંગ થાય છે, અને જીવોને સુખ દુઃખ થવામાં બ્રહ્મમાં વૈષમ્યાદિક દોષો આવે છે. જીવને વ્યાપક માનવામાં एषोऽणुरात्मा चेतसा । वेदितव्यः (આ અણુ આત્મા ચિત્તવડે જાણવો.) ઇત્યાદિક શ્રુતિઓનો વિરોધ આવે છે. તેમ બ્રહ્મ વ્યાપક છે અને જીવ પણ વ્યાપક છે એમ કાહએં ત્યારેં "નદીઓ સમુદ્રમાં ભળે છે તેમં જીવ બ્રહ્મમાં ભળે છે ત્યારેં નામ તથા રૂપને તજીને બ્રહ્મની સાથે એકતાને પ્રાપ્ત થઇજાય છે." એમ શ્રુતિમાં કહેલ છે, અને "તત્ત્વથી મને જાણિને પછી પ્રવેશ કરે છે." એમ શ્રીગીતાજીમાં કહેલ છે તેને બાધ આવે છે.

શંકા—બ્રહ્મ આખાજગતમાં વ્યાપક છે અને જીવ પોતાના દેહમાંજ વ્યાપક છે માટે દેહજેટલામાં વ્યાપ્ત હોય તે સર્વત્ર વ્યાપ્ત એવાં બ્રહ્મમાં પ્રવેશ કરે તેમાં બાધ આવે તેમ નથી.

ઉત્તર—દેહમાત્ર વ્યાપક જીવ છે એમ માનશું તો હસ્તિના શરીરમાં જીવ હોય તેને બીજા જન્મમાં પિપીલિકા (કીડી)નું શરીર આવે ત્યારેં તેમાં હસ્તિના શરીરમાં રહેલાતેવડા મ્હોટા જીવનો પ્રવેશ થઇશકે નહિં. તેમ અવિભાગવડે સ્થિતિ (જૂદાપણાંથી રહેવાનું) પણ સંભવે તેમ નથી તેમ ब्रह्मैव सन् ब्रह्माप्येति (બ્રહ્મરૂપ છે છતાં બ્રહ્મમાં લીન થાય છે,) અને ब्रह्म वेद ब्रह्मैव भवति (બ્રહ્મ જાણે છે તે બ્રહ્મજ થાય છે.) ઈત્યાદિક શ્રુતિઓનો વિરોધ આવે છે; કેમકે તેમાં एव કારથી બ્રહ્મશિવાય બીજાની સ્થિતિનો નિષેધ છે. તેમ બે દૃષ્ટાંત પણ પોતાના મતને અનુકૂલ નથી; કેમકે કેશાદિક શરીરનો વિકાર છે તેવી રીતેં બ્રહ્મનો વિકાર જીવ છે એમ કહેવામાં બ્રહ્મને વિકારિપણું થાય છે.

શંકા—પ્રકૃતિનું પરિણામ થઇને જીવ થએલ છે એમ માનશું એટલે બ્રહ્મને વિકારિપણું આવશે નહિં.

ઉત્તર—પ્રકૃતિને શરીરને સ્થાનકેં તમેં માની અને જીવને કેશને સ્થાનકેં માન્યો ત્યારેં જીવ પ્રકૃતિનો અંશ થયો બ્રહ્મનો અંશ થયો નહિં, તેથી પોતાના મતનેજ બાધ આવે છે. તેવીજ રીતેં બીજા બે દૃષ્ટાંતમાં પણ સમજવું. તેમ "એક હું ઘણા રૂપે થાઉં." એમ શ્રુતિમાં કહેલ છે તેથી બ્રહ્મજ સર્વરૂપ થએલ છે એમ સિદ્ધ થવાથી ઉપાધિની કલ્પના કરવી તે અસંગત છે. (૬૪)

એવી રીતેં ભિક્ષુના મતનું ખંડન કરિને શક્તિમતનો ઉપન્યાસ કરે છે.

मूलम् । शाक्तानां तु मते ब्रह्म विश्वोपादानमेव हि ।
निमित्तकारणं शक्तिर्विकारित्वभयादतः ॥ ६५ ॥

શબ્દાર્થ—શાક્તોના મતમાં તો જગતનું ઉપાદાનકારણ બ્રહ્મજ છે અને નિમિત્તકારણ શક્તિ છે. શક્તિને ઉપાદાનકારણ માનવામાં વિકારિપણું થાય છે તેના ભયથી તે નિમિત્તકારણ છે એમ માને છે.

ટીકા—શક્તિને માનનારા હોય તે શાક્ત કહેવાય છે તેના મતમાં જગતનું ઉપાદાનકારણ બ્રહ્મ છે અને નિમિત્તકારણ શક્તિ છે. શક્તિને ઉપાદાનકારણમાંનિયે તો ઘડાનું ઉપાદાન કારણ મૃત્તિકા છે તેનો વિકાર થઇને ઘડો થયો તેમ શક્તિનો વિકાર થઇને જગત્ થયું એમ માનવું પડે તેમાં શક્તિને વિકારિપણું આવે એભયથી શક્તિને નિમિત્તકારણપણું છે એમ માને છે. (૬૫)

હવે તેમાં દૂષણ આપે છે.

મૂલમ્ । तत्रात्मनो विकारित्वं श्रुतिशास्त्रविरोधि हि ।
"प्रकृतिर्ह्यस्योपादानमाधारः पुरुषः परः ॥ ६६ ॥
सतोऽभिव्यञ्जकः कालो ब्रह्म तत्त्रितयं त्वहम् ।"
इति भागवते पद्ये उपादानत्वमीरितम् ॥ ६७ ॥
तद्विरुद्ध्येत मप तु ब्रह्मतो न पृथक् च सा ।
मनस्त्वमिति पद्ये तु शाङ्कराणां च शाम्भवी ॥
परिणामं तु सम्प्राप्तेत्युक्तेर्बाधः प्रसज्यते ॥ ६८ ॥

શબ્દાર્થ—એવી રીતે (જગતનું ઉપાદાનકારણ બ્રહ્મ છે તેનો વિકાર થઇને આ જગત્ થાય છે; એમ) કહેવામાં આત્માને વિકારિપણું આવે છે તે શ્રુતિ અને શાસ્ત્રથી વિરુદ્ધ છે; કેમકે સર્વસ્થળે આત્મા નિર્વિકાર છે એમ લખેલ છે તે આત્માને વિકારી માનિએં તો બાધ આવે. "આજગતનું ઉપાદાનકારણ પ્રકૃતિ છે, આધાર પર—પુરુષ છે, સત્ એવા જગતને પ્રકટકરિ દેખાડનાર કાળ છે તે બ્રહ્મ છે અને તે ત્રણે હું છું." એ શ્રીભાગવતના શ્લોકમાં પ્રકૃતિ ઉપાદાનકારણ છે એમ કહેલ છે તેનો વિરોધ આવે છે, અને મ્હારા મતમાં તો પ્રકૃતિ બ્રહ્મથી જૂદી નથી. તેમ શંકરાચાર્યના મતવાળાઓને તો શંકરાચાર્યજીએ કરેલ—સુંદરલહરીના મનસ્ત્વમ્ એશ્લોકમાં શક્તિ પરિણામને પ્રાપ્ત થયેલ છે એમ કહ્યું છે તેનો બાધ આવે.

ટીકા—શાક્તમતપ્રમાણે, જગતનું ઉપાદાનકારણ હોય તે વિકારિ હોય તેસારુ બ્રહ્મ ઉપાદાનકારણ છે અને શક્તિ નિમિત્તકારણ છે એમ માનવામાં આત્માને વિકારિપણું માનવું પડે છે તે શ્રુતિ અને શાસ્ત્રોથી વિરુદ્ધ છે; કેમકે સર્વસ્થલે આત્મા નિર્વિકાર છે એમ લખેલ છે. માટે આત્મા, વિકારી છે એમ માનીશકાયજ નહિં. તેમ શ્રીભાગવતએકાદશસ્કંધમાં સાંખ્યમતનું નિરૂપણ કરેલ છે ત્યાં શ્રીકૃષ્ણ—ભગવાને ઉદ્ધવજીપ્રત્યેં કહેલ છે કે "આજગતનું ઉપાદાનકારણ પ્રકૃતિ છે, આધાર પર—પુરુષ છે, સત્ એવાં જગતને પ્રકટકરિદેખાડનાર કાલ છે તે બ્રહ્મ છે અને તે ત્રણે હું છું" એમ કહ્યું છે ત્યાં પણ પ્રકૃતિનું ઉપાદાનકારણપણું કહેલું છે; એટલેં એ શ્રીભાગવતના શ્લોકમાં પણ જગતનું ઉપાદાનકારણ પ્ર-

કૃતિ છે એમ કહેલ છે. અને શાક્ત નિમિત્તકારણ કહે ત્યારેં શ્રીભાગવતના શ્લોકનો વિરોધ આવે અને અમારા મતમાં તો પ્રકૃતિ બ્રહ્મથી જૂદી નથી. તેમ શંકરાચાર્યના મતવાળાઓને પણ સુંદરલહરીમાં શંકરાચાર્યજીયેં કહેલ છે કેઃ—

मनस्त्वं व्योम त्वं मरुदसि मरुत्सारथिरसि
त्वमापस्त्वं भूमिस्त्वयि परिणतायां नहि परम् ।
त्वमेव स्वात्मानं परिणमयितुं विश्ववपुषा
चिदानन्दाकारं शिवयुवतिभावेन विभृषे ॥

અર્થ—તમે મન છો, તમે આકાશ છો, તમે અગ્નિ છો, તમે જલ છો, તમે ભૂમિ છો,તમેજ પોતાના આત્માને જગદ્રૂપવડે પરિણામને પમાડવામાટે તમે પરિણામને પામો છો ત્યારેં બીજું કાંઇ (તમારા વગર) નથી. તે તમે શિવજીનાં સ્ત્રીના ભાવવડે ચિદાનંદાકારને ધારણ કરો છો, અથવા તમેજ પોતાના આત્માને જગદ્રૂપવડે પરિણામ પમાડવામાટે ચિદાનંદાકારને શિવજીનાં સ્ત્રીના ભાવવડે ધારણકરો-છો. એમ કહ્યું છે ત્યાં શક્તિજ પરિણામને પ્રાપ્ત થયેલ છે એમ કહેલ છે તેને બાધ આવે; માટે શક્તિને નિમિત્તકારણપણું નથી. (૬૬–૬૭–૬૮)

તેમ દુર્વાસાએં લલિતાસ્તવરત્નમાં કહેલ છે કેઃ—

मूलम् । पवनमयि! पावकमयि! क्षोणीमयि! कूपीटमयि! रविमयि! ।
शशिमयि! दिङ्मयि! समयमयि! प्राणमयि! शिवे! पाहि ॥ ६९ ॥
इति दुर्वाससा प्रोक्तं सर्वात्मत्वं विरुद्ध्यते ।
सर्वोपनिषदो या हि ब्रह्मतत्त्वनिरूपिकाः ॥ ७० ॥
नास्ति शक्तेर्वर्णनं हि कारणत्वं तु दूरतः ।
व्यासैस्तु प्रकृतेः सर्वकारणत्वं तिरस्कृतम् ॥ ७१ ॥

શબ્દાર્થ—હે પવનમયિ! હે અગ્નિમયિ! હે પૃથ્વીમયિ! હે જલમયિ! હેં સૂર્યમયિ! હે ચંદ્રમયિ! હે દિશામયિ! હે કાલમયિ! હે પ્રાણમયિ! હે શિવે! રક્ષા કરો. એવી રીતેં દુર્વાસાએં કહેલું સર્વાત્મપણું (ઉપાદાનકારણ શક્તિ નથી એમ કહેવામાં) વિરુદ્ધ થાય છે. બ્રહ્મતત્ત્વને નિરૂપણકરનારાં સર્વઉપનિષદો છે તેમાં શક્તિનું વર્ણનજ નથી ત્યાં કારણપણું તો દૂરજ રહ્યું. વ્યાસજીએં તો પ્રકૃતિનાં સર્વકારણપણાનો તિરસ્કાર કર્યો છે.

ટીકા—દુર્વાસાએં લલિતાસ્તવરત્નમાં શક્તિનું સર્વાત્મપણું કહેલ છે તે શક્તિ નિમિત્તકારણ હોય તો વિરૂદ્ધ થાય. તેમ બ્રહ્મતત્ત્વને નિરૂપણકરનારાં સર્વ ઉપનિષદો છે તેમાં શક્તિનું વર્ણનજ નથી ત્યાં કારણપણું તો દૂરજ રહ્યું; અર્થાત્ વર્ણન ન હોય ત્યાં કારણપણાની સંભાવના પણ નથી.

શંકા—કોઇ શાક્તોના મતમાં શક્તિજ બ્રહ્મ છે અને તેજ સમવાયિકારણ છે તેમ સાંખ્યના મતમાં પણ પ્રકૃતિનેજ કારણપણું કહ્યું છે અને તમે કેમ ના કહો છો?

ઉત્તર—વ્યાસજીએ તો સાંખ્યમતનું ખંડન કર્યું છે ત્યાં સમવાયિકારણપણાનો અને નિમિત્તકારણપણાંનો બન્નેનો નિષેધજ કરેલ છે. (૬૯—૭૦—૭૧)

શંકા—ત્યારે જગતનું સમવાયિ કારણ અને નિમિત્ત કારણ શું?

ઉત્તર—બ્રહ્મજ જગતનું સમવાયિકારણ તથા નિમિત્તકારણ છે.

શંકા—લોકમાં તો સમવાયિકારણ તથા નિમિત્તકારણનો ભેદ હોય છે. ત્યારે બંને એક બ્રહ્મજ કેમ સંભવે? જેમ ઘડાનું સમવાયિકારણ મૃત્તિકા છે અને નિમિત્તકારણ કુંભાર, ચાકડો, દંડ અને ચીવર (લુગડાંનો લાંબો કટકો જે ચાકડાઉપર ઘડાને લીશો કરિને ચાકડાથી જૂદો પાડે છે તે) વિગેરે જૂદાં હોય છે તેમ જગતનું પણ સમવાયિકારણ તથા નિમિત્તકારણ જૂદું જૂદું હોવું જોઇએ એવી શંકાની નિવૃત્તિ માટે કહે છે કેઃ—

**મૂલમ્** । ब्रह्मणः समवायित्वनिमित्तत्वे निरूपिते ।
ऋग्वेदे तु यतो देवीसूक्तमस्ति तु तत्र हि ॥ ७२ ॥
“अहमेव स्वयं वदामि जुष्टंदिवेभिरुत मानुषेभिः ।
यं कामये तं तमुग्रं कृणोमि तं ब्रह्माणं तमृषिं तं सुमेधां
अहं सुवे पितरमस्य मूर्द्धन् मम योनिरप्स्वन्तः समुद्रे” ॥ ७३ ॥

શબ્દાર્થ—વ્યાસજીયે, જગતનું સમવાયિકારણ તથા નિમિત્તકારણ બ્રહ્મ છે, એમ નિરૂપણ કર્યું છે. અને ઋગ્વેદમાં દેવીસૂક્ત છે તેમાંતો દેવીયે કહેલ છે કે “હુંજ પોતે કહુ છું કે દેવતાઓ તથા માણસો સેવે એવો જેને કરવાને હું ઈચ્છું છું. તેને ઉગ્ર (શિવ) કરૂં છું, તેને બ્રહ્મા કરૂં છું, તેને ઋષિ કરૂં છું અને તેને સરસ્વતી કરૂં છું. સર્વના મસ્તકપર આ શિવના પિતા (બ્રહ્માજી છે) ને હું પેદા કરૂં છું અને મ્હારી યોનિ (ઉત્પત્તિસ્થાન) જલની ભીતર સમુદ્રમાં છે.

ટીકા—બ્રહ્મસૂત્રના પ્રથમાધ્યાયના ચતુર્થપાદમાં વ્યાસજીયે કહેલ છે કેઃ—

प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् ॥ २३ ॥

**અર્થ**—સમવાયિકારણ તથા નિમિત્તકારણ બ્રહ્મજ છે. એમ કેમ કહેવાય? એવી શંકા થાય ત્યાં કહે છે કે પ્રતિજ્ઞા અને દૃષ્ટાંતનો બાધ આવે નહિં; એટલે ઉદ્દાલકે શ્વેતકેતુને એક જાણવાથી સર્વ જણાઇજાય, એવી પ્રતિજ્ઞા કરી છે અને તેમાં મૃત્તિકા, લોહમણિ, (સુવર્ણ વિગેરે ધાતુઓ) અને કાર્ષ્ણાયસ (લોહ) દૃષ્ટાંતમાં આપેલ છે તેનો બાધ ન થાય; અર્થાત્ છાંદોગ્ય—ઉપનિષદના છઠ્ઠાપ્રપાઠકના પ્રારંભમાંજ ઉદ્દાલકે પોતાના પુત્ર—શ્વેતકેતુને પૂછેલ છે કેઃ—

यन्नु सोम्य! महामना अनूचानमानी स्तब्धोऽस्युत तमादेशमप्राक्षो येनाश्रुतं श्रुतं भवत्यमतं मतं भवत्यविज्ञातं विज्ञातं भवति ॥

**અર્થ**—હે સોમ્ય! મ્હારા જેવો બીજો કોય ભણેલ નથી, એમ મ્હોટા અભિમાનવાળો જે તું અનમ્ર થયો છે તે તારા ગુરુને એવું કાંઇ તેં પૂછેલું છે? કે જેનાથી

નહિં સાંભળેલું સાંભળેલું થાય છે, નહિં માનેલું માનેલું થાય છે અને નહિં જાણેલું જાણેલું થાય છે. એમ એક જાણવાથી સર્વ જણાઇજાય એવી પ્રતિજ્ઞા કરી છે અને તેના દૃષ્ટાંતમાં કહેલ છે કેઃ—

**यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्यात् ।**

**અર્થ**—હે સોમ્ય! જેમ એક–માટીના પિંડવડે સર્વ–મૃત્તિકામય જાણેલું થાય છે. તેમ એક જાણવાથી સર્વ જાણેલું થાય. એમ કહિને બીજી વાર દૃષ્ટાંત આપેલ છે કેઃ—

**यथा सोम्यैकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातं स्यात् ।**

**અર્થ**—હે સોમ્ય! એક–સુવર્ણનો કે ચાંદીવિગેરેનો ઢાલ જાણવાથી (તેમાંથી થએલા તમામ)લોહમય–પદાર્થ જેમ જણાઇજાય છે. એમ કહિને ત્રીજીવાર દૃષ્ટાંત આપેલ છે કેઃ—

**यथा सोम्यैकेन नखनिकृन्तनेन सर्वं कार्ष्णायसं विज्ञातं स्यात् ।**

**અર્થ**—હે સોમ્ય! એક–નખ કાપનાર (નેરણી) જાણવાથી સર્વ કાર્ષ્ણાયસ (લોઢું) જેમ જાણેલું થાય છે. એમ ત્રણે દૃષ્ટાંતો આપિને એવિ રીતેં એક (બ્રહ્મ) જાણવાથી સર્વ (જગત્) જાણેલું થાય છે. એમ એક જાણવાથી સર્વ જાણેલું થવાની પ્રતિજ્ઞા અને ઉપર કહેલાં ત્રણે–દૃષ્ટાંતોનો અનુપરોધ (અબાધન) થાય; માટે સમવાયિકારણ જાણવાથી કાર્યનું જ્ઞાન થાય છે. (કેટલાએક, શુક્તિમાં રજતની ભ્રાંતિ થાય છે તેમ બ્રહ્મમાં જગતની ભ્રાંતિ થાય છે એમ માનિને બ્રહ્મને જગતનું સમવાયિકારણ માનતા નથી તેના મતમાં પણ ઉપરની (એક જાણવાથી સર્વ જણાઇ જવાની) પ્રતિજ્ઞાનો અને ઉપરનાં ત્રણે–દૃષ્ટાંતોનો બાધ આવે છે.) અહિં પ્રતિજ્ઞા અને દૃષ્ટાંત બન્નેનું ગ્રહણ કરેલ છે તે (ચાકરેં કરેલું કાર્ય રાજાયેં કરેલું કહેવાય છે તેવી રીતેં) ઉપચારપણું મટાડવામાટે છે; એટલેં એક જાણવાથી સર્વે જણાઇજવાની પ્રતિજ્ઞાજ કરત તો (યોગાદિક) અદૃષ્ટદ્વારા પણ તેમ થાય અને કેવળ દૃષ્ટાંતજ આપત તો(રસોડામાં ધૂમ તથા અગ્નિ સાથે જેયા છે તેથી પર્વતાદિકમાં દૂરથી ધૂમ દેખે તો ત્યાં અગ્નિ છે એમ અનુમાનથી જણાય તેવી રીતેં) અનુમાનથી જાણવાની પણ કલ્પના થાત તેસારુ પ્રતિજ્ઞા અને દૃષ્ટાંત બંને શ્રુતિમાં સાથેં લખેલ છે તેજ વ્યાસસૂત્રમાં પણ કહેલ છે તેથી દેખાતી (પ્રત્યક્ષ) રીતિથીજ એક જાણવાથી સર્વ જણાઇજવાની પ્રતિજ્ઞા કરિને સમવાયિકારણપણું સિદ્ધ કરેલ છે. કાર્ય અને કારણનો ભેદાભેદ છે એવા મતનાં નિરાકરણમાટે મૃત્તિકાનો પિંડ, લોહમણિ અને નખનિકૃન્તન એમ ત્રણે દૃષ્ટાંતોનું ગ્રહણ કરેલું છે તેથી ગમે ત્યાં એક ઠેકાણે ભગવાન્ જાણ્યા એટલેં સર્વસ્થલે જાણેલા થાય છે. અને સર્વ જાણેલું થાય છે. ઘટત્વ (ઘટપણું) જાણવાથી સર્વ ઘટ જણાય તેવી રીતેં એક જાણવાથી સર્વ જણાઇજવાનો અભિપ્રાય હશે એમ કોઇને શંકા થાય તેની નિવૃત્તિમાટે ત્રણે–દૃષ્ટાંતોમાં वाचारंभणं विकारो नामधेयम् (આ મૃત્તિકાનો વિકાર છે અને આનું નામ ઘટ

છે, એમ ફક્ત વાણીથીજ કહેવાય છે બાકી તે મૃત્તિકાથી કાંઇ ભિન્ન નથી.) એમ કહેલ છે ત્યારેં વિકાર તથા નામ ફક્ત વાણીથીજ કહેવાયછે. તો ઘડો એવું નામ અને સાંકડું ગોળ મ્હોઢું તથા પેટ પ્હોળું એવો આકાર છે તેને મિથ્યાપણું હશે એવી શંકા થાય તેની નિવૃત્તિમાટે તેજશ્રુતિયોમાં मृत्तिकेत्येव सत्यम् (એપ્રકારની મૃત્તિકાજ છે તેથી વિકાર તથા નામ સર્વ સત્ય છે) लोहमित्येवसत्यम् (એપ્રકારનું સુવર્ણાદિકજ છે અને તે સત્ય છે) તથા कार्ष्णायसमित्येव सत्यम् (એવા પ્રકારનું લોઢુંજ છે અને તે સત્ય છે.) એમ ત્રણે દૃષ્ટાંતોમાં કહેલ છે; તેથી બ્રહ્મપણાથી જગતની સત્યતા છે. (જગત્ બ્રહ્મથી જૂદું છે એમ) બ્રહ્મથી જૂદાપણાંથી જગતની સત્યતા અભિપ્રેત નથી. ઘટત્વ જાણવાથી સર્વ ઘટ જણાઇજાય તેવી રીતેં એક જાણવાથી સર્વ જણાય એવી શંકાની નિવૃત્તિમાટે ત્યાંજ અગાઉ કહેલ છે કેઃ—

यदग्नेरोहितं रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपा यत्कृष्णं तदन्नस्यापागादग्नेरग्नित्वं वाचारम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ।

અર્થ—અગ્નિનું જે રાતું રૂપ છે તે તેજનું રૂપ છે, જે ધોળું છે તે જલનું રૂપ છે અને જે કાળું છે તે અન્નનું રૂપ છે. એ અગ્નિનું અગ્નિપણું જતું રહ્યું* એટલે વિકાર અને નામ વાણીથી માત્ર કહેવાય છે બાકી ત્રણ રૂપો છે એજ સત્ય છે; તેજ જલ અને અન્ન એ ત્રણ રૂપો છે તેનેજ અગ્નિ એવું નામ તથા દેખાતો રૂપાત્મક—વિકાર કહે છે તે ફક્ત વાણીમાત્રથી કહેવાય છે બાકી—ત્રણ રૂપોજ છે. એવી રીતેં ચંદ્રમા તથા વિજળીને માટે પણ કહેલ છે. ત્યાં અગ્નિત્વ (અગ્નિપણું) કાંઇ છેજ નહિ એમ સિદ્ધ કરેલ છે. માટે બ્રહ્મરૂપવડે સત્ય એવાં જગતનું બ્રહ્મજ સમવાયિકારણ છે. દેહમાં આત્મબુદ્ધિ થાય છે તે તો આ વિકાર છે એવી બુદ્ધિ થાય ત્યારે દોષરૂપ છે પણ સર્વ બ્રહ્મરૂપ જણાય તેની સાથે દેહ પણ બ્રહ્મરૂપ જણાય તે દોષરૂપ નથી; માટે બ્રહ્મજ સમવાયિકારણ છે; અર્થાત્ જેમ ઘટની પ્રકૃતિ મૃત્તિકા અને પટની પ્રકૃતિ તંતુ કહેવાય છે ત્યાં પ્રકૃતિશબ્દ સમવાયિકારણનેજ કહેનારો છે તેમ અહિં પ્રકૃતિશબ્દ સમવાયિકારણનેજ કહેનારો છે. તેમ સૂત્રમાં च અવ્યય છે તે નિમિત્તકારણ પણ બ્રહ્મ છે એમ સૂચવે છે. ત્યાં શંકા થાય કે જડનું સમવાયિકારણ ભલેં બ્રહ્મ હો પણ ચેતનોમાં તો યોનિ તથા બીજને સમવાયિપણું દેખાય છે તેથી ભગવાનને પુરુષપણું હોવાથી ભગવાનની યોનિરૂપ—પ્રકૃતિ સમવાયિકારણ હોય તો ઠીક કેમકે વીર્ય અને રુધિરથી સમવેત્ત શરીર હોય છે એવી આશંકા કરીને તેનો પરિહાર આગળ કરેલ છે કે,

योनिश्च हि गीयते ॥ २७ ॥

---

* નૈયાયિક લોકો, ઘટરૂપ વ્યક્તિમાં ઘટત્વરૂપજાતિ રહે છે તે તમામ ઘટમાં એકજ રહે છે તે નિત્ય છે એમ માને છે. તેથી ઘટત્વ જાણવાથી તમામ ઘટમાં રહેવાપણાંનો બોધ થાય એટલેં તમામ ઘટનો બોધ થાય છે તેવી રીતેં બ્રહ્મવાદમાં જાતિ વ્યક્તિનો વિભાગ અવિવેકથી કલ્પેલો છે એમ ષષ્ઠસ્કંધમાં સિદ્ધ કરેલું છે. માટે અગ્નિપણું કાંઈ પદાર્થ નથી એવો અભિપ્રાય છે.

અર્થ—યોનિ પણ બ્રહ્મ છે તે સર્વત્ર ગવાય છે. તેમાં શક્તિવાદનું નિરાકરણ કરવા માટે च અવ્યય છે, યુક્તિને પ્રમાણરૂપ બતાવનાર हि અવ્યય નિશ્ચય વાચક કહેલ છે અને શ્રુતિ તથા સ્મૃતિ પ્રમાણરૂપ બતાવવા માટે गीयते (ગવાય છે) એમ કહેલ છે તેમાં યુક્તિ એ છે કે सदेव सौम्येदमग्र आसीत् ( હે સૌમ્ય આગળ આ જગત્ સદ્રૂપજ હતું.) एकमेवाद्वितीयं ब्रह्म એકજ અદ્વિતીય બ્રહ્મ છે. એવી રીતે પ્રથમજ પ્રતિજ્ઞા કરેલ છે તેમ आकाशादेव खल्विमानि भूतानि जान्ते (આકાશથીજ નિશ્ચય આ ભૂતો (પ્રાણિમાત્ર ઉત્પન્ન થાય છે) અને आनन्दात्त्येव खल्विमानि भूतानि जायन्ते 'આનંદરૂપથીજ નિશ્ચય આ ભૂતો (પ્રાણિ માત્ર) ઉત્પન્ન થાય છે.' ઇત્યાદિક શ્રુતિઓમાં નિશ્ચયને કહેનાર एव અવ્યય કહેવાથી બ્રહ્મ શિવાય બીજું કાંઇ જગતનું કારણ નથી એમ સિદ્ધ થાય છે, અને પ્રથમ એકજ હતું એમ કહેવાથી બીજું કાંઇ કારણરૂપ હતું એમ કહિએં તો દ્વૈતપણું આવે. તેમ શ્રુતિમાં કહેલ છે કે:—

कर्त्तारमीशं पुरुषं ब्रह्म योनिं यद्भूतयोनिं परिपश्यन्ति धीराः।

અર્થ—જગતને કરનાર, હુકમમાં રાખનાર પુરુષ છે તે બ્રહ્મ અને યોનિરૂપ છે. જેને ભૂત (પ્રાણિમાત્રની) યોનિ છે એમ ધીર પુરુષો દેખે છે. તેમ શ્રીમદ્ભગવદ્ગીતામાં કહેલ છે કે:—

मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम् ।

અર્થ—મોટું એવું બ્રહ્મ મારી યોનિ છે તેનામાં હું ગર્ભ ધારણ કરૂં છું. તેમ વળી કહેલ છે કે:—

तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ।

અર્થ—(આગળ કહેલ છે કે સર્વભૂતોમાં જે મૂર્ત્તિઓ છે.) તેમાં બ્રહ્મ મોટી યોનિ છે અને હું બીજ આપનાર પિતા છું. એમ કહ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે એકજ સ્વરૂપ, અક્ષર બ્રહ્મરૂપથી યોનિરૂપ અને પુરુષોત્તમરૂપથી પુરુષરૂપ કહેવાય છે; માટે યોનિ પણ ભગવાન્, પુરુષ પણ ભગવાન્, સર્વ—વીર્ય અને જીવ ભગવાનજ છે. તે इदं सर्वं यदयमात्मा (આ સર્વ જે આત્મા છે તે છે) ઇત્યાદિક—શ્રુતિઓવડે સિદ્ધ થએલ છે; તેથીજ શ્રીભાગવતપ્રથમસ્કંધના પ્રારંભના શ્લોકમાંજ કહેલ છે કે:—

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्च ।

અર્થ—સમવાયિપણાંથી અને નિમિત્તપણાંથી જેનાથી આ જગતનાં જન્માદિક થાય છે. તેમ कर्त्ता कारयिता हरिः 'કરનાર અને કરાવનાર હરિ છે.' એવું વાક્ય છે તેમ વ્યાસ સૂત્રમાં પણ કહેલ છે કે:—

तत्तु समन्वयात् ।

અર્થ—બ્રહ્મ સમવાયિકારણ નથી એવા પૂર્વપક્ષને નિવૃત્ત કરનાર तु અવ્યય છે, તે બ્રહ્મ (જગતનું) સમવાયિકારણ છે; કેમકે મૃત્તિકાનો ઘટમાં જેમ સારી રીતે

અન્વય છે તેમ બ્રહ્મનો જગતમાં સારીરીતે અન્વય છે. એમ કહેલ છે તેથી જગતનું સમવાયિકારણ તથા નિમિત્તકારણ બ્રહ્મજ છે. ત્યાં શંકા થાય કે ઋગ્વેદમાં દેવી સૂક્તમાં બ્રહ્મા તથા રુદ્રાદિકને ઉત્પન્ન કરનાર દેવી છે એમ કહેલ છે ત્યારે તમે ભગવાનને સર્વના કારણરૂપ કેમ માનો છો? એવી શંકાની નિવૃત્તિ માટે દેવીસૂક્તનો મંત્ર લખ્યો છે તેનો અર્થ એવી રીતે છે કે દેવી પોતે કહે છે કે, "હું પોતેંજ કહું છું કે દેવતાઓ તથા માણસો સેવે એવો જેને કરવાનો હું ઇચ્છું છું તેને ઉગ્ર (શિવ) કરૂં છું, તેને બ્રહ્મા કરૂં છું, તેને ઋષિ કરૂં છું, અને તેને સરસ્વતી કરૂં છું. સર્વના મુખ્ય (મસ્તક ઉપર) આ શિવજીના પિતા (બ્રહ્મા)ને હું પેદા કરૂં છું અને મારી યોનિ (ઉત્પત્તિસ્થાન) જલની ભીતર સમુદ્રમાં છે." એમ દેવીએ પોતે કહેલ છે તેમાં પણ પોતાની ઉત્પત્તિનું સ્થાન વિષ્ણુ છે એમ કહેલ છે. (૭૩)

દેવીની ઉત્પત્તિ વિષ્ણુ છે તે સિદ્ધ કરે છે.

मूलम् । एवं श्रुतौ तु देव्या हि स्वकारणतयोदितः ।
पयोधिशायी यो विष्णुः स उक्तोऽतो न सा परा ॥ ७४ ॥
उग्रः कपर्दी श्रीकण्ठ इति कोशाच्छिवः स्मृतः ।
अस्येति रुद्रो निर्दिष्टोऽहं रुद्रायेति वाक्यतः ॥ ७५ ॥
प्रक्रान्तत्वात्पिता ब्रह्मा तद्योनिः शक्तिरत्र हि ।
तस्यास्तु जनको विष्णुः सिन्धुशायी निरूपितः ॥ ७६ ॥

શબ્દાર્થ—એવી રીતે શ્રુતિમાં તો સમુદ્રમાં શયન કરનાર જે વિષ્ણુ છે તે દેવીએ પોતાનાં કારણપણાંથી કહેલ છે; માટે સર્વથી પર વિષ્ણુ છે દેવી નથી. ઉગ્ર, કપર્દી અને શ્રીકંઠ એ સર્વ શિવજીનાં નામ છે એમ અમરકોષમાં કહેલ છે તેથી ઋગ્વેદના મંત્રમાં દેવીએ ઉગ્ર કરૂં છું એમ કહેલ છે તે શિવજી સમજવા, અને ત્યાંજ શ્રુતિમાં રુદ્રને ધનુષ્ આપવાનું કહેલ છે. તેથી "આના પિતાને હું પેદા કરૂં છું." એમ કહેલ છે ત્યાં રુદ્રના પિતા કહેલ છે. ત્યાં આરંભથી પ્રાપ્ત હોવાથી પિતા બ્રહ્માજી સમજવા, તેનું ઉત્પત્તિસ્થાન અહિં શક્તિ (દેવી) છે અને તેને ઉત્પન્ન કરનાર તો સમુદ્રમાં પહોઢનાર—વિષ્ણુ નિરૂપિત છે.

ટીકા—એવી રીતે શ્રુતિમાં તો દેવીએ પોતાનાં કારણપણાંથી કહેલા, સમુદ્રમાં શયન કરનાર વિષ્ણુ છે તેજ સર્વથી પર કહેલ છે માટે સર્વજગતનું કારણપણું વિષ્ણુનેજ છે દેવીને નથી. અમરકોષમાં ઉગ્ર, કપર્દી અને શ્રીકંઠ એ સર્વ શિવજીનાં નામ કહેલ છે તેથી દેવી સૂક્તમાં દેવીએ કહ્યું છે કે જેને દેવતાઓએ તથા માણસોએ સેવિત કરવાને ઇચ્છું છું તેને ઉગ્ર કરૂં છું." ત્યાં ઉગ્ર શબ્દ શિવજીને કહેનાર છે અને अहं सर्व पितरमस्य 'આના પિતાને હું જાણું છું.' એમ કહ્યું છે, ત્યાં રુદ્રના પિતા સમજવા; કેમકે ત્યાંજ આગળ अहं रुद्राय धनुरातनोमि 'હું રુદ્રને માટે ધનુષને વિસ્તારૂં છું,' અને શ્રુતિમાં કહેલ છે તથા રુદ્રનો પ્રસંગ છે; માટે અહિં રુદ્રના પિતા બ્રહ્માજી, તેનું ઉત્પત્તિ સ્થાન શક્તિ અને શક્તિને ઉત્પન્ન કરનાર સમુ-

દ્રશાયી વિષ્ણુ નિરૂપિત છે; એટલે દેવીસૂક્તના મંત્રમાં મુહૂર્ત લખેલ છે તેનો મુખ્ય એવો અર્થ છે. ત્યાં વ્યાકરણના નિયમ પ્રમાણે સપ્તમીના સુપ્નો લોપ થયો છે. એમંત્રમાં દેવીએ પોતે मम योनिप्स्वन्तः समुद्रे (મ્હારું ઉત્પત્તિસ્થાન જલમાં ભીતર સમુદ્રમાં છે.) એમ કહેવાથી જલમાં શયન કરનાર વિષ્ણુજ દેવીનું કારણ છે એમ સિદ્ધ થાય છે. (૭૪ ૭૫ ૭૬)

मूलम् । अस्माकं व्यासचरणैर्यदुक्तं न ततोऽन्यथा ।
अथातो ब्रह्मजिज्ञासेत्युक्त्वा तल्लक्षणेन हि ॥ ७७ ॥
जन्माद्यस्येत्यादिसूत्रैः कारणं ब्रह्म कीर्तितम् ।
तंत्रशास्त्रेण चेद्रूपे तदवैदिकसंमतम् ॥ ७८ ॥

શબ્દાર્થ—અમારા મતમાંતો વેદવ્યાસજીએ જે કહેલ છે તેજ ગ્રહણ કરવાનું છે તેનાથી વિરૂદ્ધ ગ્રહણ કરવાનું નથી. વ્યાસજીએ કોનું કારણપણું કહેલ છે? એમ જાણવાની ઇચ્છા થાય તો કહે છે કે अथातोब्रह्मजिज्ञासा (બ્રહ્મસંબંધી વિચારનો આરંભ કરાય છે) એમ કહિને તેનાં લક્ષણવડે जन्माद्यस्ययतः शास्त्रयोनित्त्वात् (જેનાથી આજગતનું જન્માદિક થાય છે; કેમકે શાસ્ત્રમાં કારણપણું કહેલું છે) ઇત્યાદિક—સૂત્રોવડે જગતનું કારણ બ્રહ્મ કહેલ છે; તેમાં તંત્રશાસ્ત્રવડે કદાચિત્ કોઇ દૂષણ આપે તો તે શાસ્ત્ર વૈદિક માનેલું નથી અવૈદિક માનેલું છે.

ટીકા—અમારા મતમાં વ્યાસજીએ જે કહેલું છે તેજ ગ્રહણ કરાય છે તેનાથી વિરૂદ્ધ ગ્રહણ કરાતું નથી. વ્યાસજીએ કોનું કારણપણું કહેલું છે? એમ જાણવાની ઇચ્છા થાય તો કહે છે કે વ્યાસસૂત્રના પ્રારંભમાંજ કહેલ છે કેઃ—

अथातो ब्रह्मजिज्ञासा ।

અર્થ—બ્રહ્મસંબંધી વિચારનો આરંભ કરાય છે. એમ બ્રહ્મસંબંધી વિચારની પ્રતિજ્ઞા કરી છે તેનો અભિપ્રાય એવો છે કે કર્માદિકના કરતાં બ્રહ્મનું જ્ઞાન પુરુષાર્થને સિદ્ધ કરનારૂં છે તેથી તે જ્ઞાનને માટે વિચારનો આરંભ થાય છે એમ પ્રતિજ્ઞા કરીને બ્રહ્મનું લક્ષણ શું? એમ શંકા થાય તે સારૂં બ્રહ્મનું લક્ષણ કહેલ છે કેઃ—

जन्माद्यस्य यतः शास्त्रयोनित्त्वात् ।

અર્થ—આ જગતનાં જન્માદિક જેનાથી થાય છે તે બ્રહ્મ છે; કેમકે વેદાદિક સર્વશાસ્ત્રોમાં, જગતનું કારણ બ્રહ્મ છે એમ કહેલ છે. એવી રીતે કહેલ છે. તેમ શ્રીમદ્ભગવદ્ગીતામાં કહેલ છે કેઃ—

असंशयं समग्रं मां यथाज्ञास्यसि तच्छृणु ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥

અર્થ—સંશય વગર મને સમગ્ર જેવી રીતે જાણીશ (તે ઉપાય તને બતાવું) તે સાંભળ. જે જાણિને ફરીને બીજું જાણવાનું (કાંઇ) બાકી રહેતું નથી. એમ કહિને શ્રીકૃષ્ણ—ભગવાને આજ્ઞા કરી છે કેઃ—

अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा ।
मत्तः परतरं नान्यत् किञ्चिदस्ति धनञ्जय ॥
बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ॥

અર્થ—હું સર્વજગતની ઉત્પત્તિનું સ્થાન છું તેમ સર્વનો પ્રલય પણ મારામાં-જ થાય છે હે ધનંજય મારાથી જૂદું બીજું કાંઇ નથી સર્વ ભૂતનું સનાતન બીજ પાર્થ મને જાણ. એમ કહેલું છે ત્યારપછી આગળ પણ ત્યાંજ કહેલ છે કેઃ—

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुं ॥
आहुस्त्वामृषयस्सर्वे देवर्षिर्नारद स्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥

અર્થ—અર્જુન ભગવાનને કહે છે કે પરબ્રહ્મ અને પરમપવિત્ર પરંધામ આપ છો તેથી સર્વે ઋષિઓ, દેવર્ષિ નારદ, અસિત, દેવલ, અને વ્યાસજી, આપને શાશ્વત પુરુષ, દિવ્ય આદિ દેવ, અજન્મા, અને વિભુ, કહે છે તેમ આપ પણ તેવીજ રીતેં મને કહો છો એમ અર્જુને કહેલ છે. તેમ ભગવાને પણ કહેલ છે કેઃ—

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्त्तते ।

અર્થ—હું સર્વની ઉત્પત્તિનું સ્થાન છું મારાથી સર્વ પ્રવર્ત્તે છે. એવી રીતેં અનેકસ્થળોમાં લખેલું હોવાથી જગતનું કારણપણું શ્રીકૃષ્ણનેજ છે દેવીને નથી. ત્યાં શંકા થાય કે અનેકતંત્રોમાં દેવીનુ કારણપણું કહેલુ છે તેનું શી રીતેં કરવું? ત્યાં કહે છે કે તંત્રશાસ્ત્રવડે કદાચિત્ દેવીનું કારણપણું કહેતા હો તો તંત્રશાસ્ત્ર અવૈદિકને સંમત્ત છે વૈદિકને સંમત નથી તે વિષે કહેલુ છે કેઃ—

श्रौतार्चनं तु विप्राणां विशेषेण भवेत्सदा ।
श्रौतागमार्चनं क्षत्रे वैश्ये केवलमागमम् ॥

અર્થ—બ્રાહ્મણોને તો વિશેષે કરિને સદા વૈદિક અર્ચન છે, ક્ષત્રિયોમાં વૈદિક તથા તાંત્રિક અર્ચન છે અને વૈશ્યમાં કેવલ તાંત્રિકઅર્ચન છે; તેમ વશિષ્ટસ્મૃતિમાં લિંગ પુરાણનુ વાક્ય છે કે.

तंत्रेषु दीक्षितो मर्त्यो वैदिकं न स्पृशेत्सदा ।
वैदिकश्चापि तंत्रेषु दीक्षितं न स्पृशेत्सदा ॥

અર્થ—તાંત્રિકમંત્રોમાં દીક્ષિત થયેલો માણસ સદા વૈદિકનો સ્પર્શ ન કરે તેમ વૈદિક હોય તે પણ તંત્રમંત્રોમાં દીક્ષિત માણસનો સ્પર્શ સદા ન કરે તેમ પરાશરીય પુરાણમાં કહેલ છે કે.

क्वचित्तंत्रानुरोधेन धर्मं पौराणिका अपि ।
वदंति तादृशोंश स्तु ग्राह्यस्तंत्रावलंबिना ॥
प्रत्यक्षवेदसिद्धार्थः स ग्राह्यः सर्वचेतनैः ।
अप्रत्यक्षं श्रुतेरर्थं स्मरंति मुनिसत्तमाः ॥

स्मृतयश्च पुराणानि भारतप्रमुखान्यपि ।
क्वचित्कदाचित्तंत्रार्थकटाक्षेण मुनीश्वराः ॥
अधिकारविशेषाणां प्रवदंत्यर्थमास्तिकाः ।
ब्राह्मणः क्षत्रियो वाऽन्यो निःशङ्कं तत्परित्यजेत् ॥
वर्णाश्रमपरिभ्रष्टः प्रायश्चितेष्वनुन्मुखः ।
वेदेतरागमं गत्वा पापी तद्धर्ममाचरेत् ।
वेदबाह्यरताः शाक्ता बहवो नरकं गताः ॥

અર્થ—પ્રત્યક્ષથી વેદસિધ્ધ અર્થ જે હોય તે સર્વજીવોએ ગ્રહણ કરવા યોગ્ય છે તેમજ પ્રત્યક્ષ નહિ જણાતા એવા શ્રુતિના અર્થને મુનિઓ સ્મરણ કરે છે તેવિ રીતે સ્મરણ કરિને કરેલ સ્મૃતિઓ પુરાણો અને ભારત વિગેરે છે. કોઇ સમયમાં ક્યાંક તંત્રોના અર્થ ઉપર કટાક્ષવડે મુનિશ્વરો જેઓ આસ્તિક છે તેઓ જૂદા જૂદા અધિકારના અર્થને કહે છે માટે બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા બીજો હોય તેણે શંકા છોડી દઇને તેવિરીતનો તંત્રનો અર્થ છોડવો અને વર્ણ તથા આશ્રમથી ભ્રષ્ટ થયેલો હોય તેમજ તેની નિવૃત્તિ માટે પ્રાયશ્ચિત કરવામાં તત્પર ન હોય તે વેદથી બીજી રીતના તંત્રપ્રત્યે જઇને પાપી એવો તંત્રના ધર્મનું આચરણ કરે વેદબાહ્ય એવા તંત્રોમાં પ્રિતવાલા ઘણા શાક્તલોકો નરકપ્રત્યે ગયેલા છે તેમ કૂર્મપુરાણમાં પણ બ્રાહ્મણોને ગોતમઋષિએ શાપ આપ્યો ત્યારે બ્રાહ્મણોને વેદ બ્રાહ્યપણું થતાં તેમણે શિવજી તથા ભગવાનની સ્તુતિ કરિ છે. ત્યાંથી પ્રારંભ કરીને કહેલ છે કેઃ—

चकार मोहशास्त्राणि केशवः सशिवस्तथा ।
कापालं लाकुलं वामं भैरवं पूर्वपश्चिमम् ॥
पांचरात्रं पाशुपतं तथान्यानि सहस्रशः ।
क्वचित् क्वचित्पुराणादौ वेदमूलेपि सर्वथा ॥
सन्ति निर्मूलतंत्रांशास्ते तु ग्राह्या न वैदिकैः ॥

અર્થ—કેશવ, તથા શિવજીએ, મોહશાસ્ત્ર કર્યાં કાપલ, લાકુલ, વામ, પૂર્વ તથા પશ્ચિમભૈરવ, પાંચરાત્ર, પાશુપત, અને તેવાં બીજાં હજારો શાસ્ત્ર કર્યાં છે વેદમૂલ પુરાણાદિકમાં પણ ક્યાંક ક્યાંક નિર્મૂળ તંત્રોના અંશો છે તે વૈદિકાએ ગ્રહણ કરવા યોગ્ય નથી. ઇત્યાદિક વાક્યો સપ્તશતીની ટીકામાં નાગોજી ભટ્ટે અને ભટ્ટોજી દીક્ષિત વિગેરેએ પણ લખેલાં છે; તેથીજ આશ્વલાયનના ગૃહ્યપરિશિષ્ટમાં સંધ્યાના પ્રકરણમાં ગાયત્રીના ઋષિ, દેવતા, અને છંદનું સ્મરણ કરીને અને પછી કેવલ દેવતાનું પણ સ્મરણ કરીને કહેલ છે કે ચાર અક્ષરે કરીને વિભાગ કરેલી ગાયત્રીનો છ મંત્ર વેદનાવડે અને મંત્રતંત્રનાવડે વિભાગ પ્રમાણે આત્મામાં વિન્યાસ કરીને ભાવના કરે એમ કહિને હૃદયાદિક ષડંગન્યાસ કહિને આ વિધિ અવૈદિક છે તેથી કેટલાક તેની ઇચ્છા કરતા નથી એમ નિરૂપણ કરેલું છે તે પણ ઘટે છે તે કહે છે કે તંત્રશાસ્ત્ર અવૈદિકોને સંમત છે; એટલે વેદ વિરૂદ્ધ જે છે તેનો તંત્રપણાથી વ્યવહાર છે, તે વિષે શ્રીઆચાર્યજીમહાપ્રભુજીએ સર્વનિર્ણયનિબન્ધમાં આજ્ઞા કરી છે કેઃ—

छलयोगस्तथा सांख्यं शाक्तोमार्गोऽभिधीयते ।

અર્થ—છલયોગ તેમજ સાંખ્ય શાક્તમાર્ગ કહેવાય છે; એટલે સાંખ્ય તથા યોગ બન્ને મળેલા ધર્મમાર્ગના વિરોધવડે અમેધ્ય ભક્ષણ અને સુરાપાનાદિકથી-પોષિત થયેલા શાક્તમાર્ગ કહેવાય છે તેમાં વૈદિક, વૈષ્ણવ, શૈવ, શાક્ત, વામ, સિદ્ધાન્ત અને કૌલ એમ સાત ભેદ કહિને કહ્યું છે કેઃ—

लोके व्यामोहकं शास्त्रं सप्तानां बोधकः शिवः ।
कलौ जनिष्यमाणानामसुराणां क्षयाय हि ॥

અર્થ—લોકમાં મોહકરનારું શાસ્ત્ર છે તેના ઉપર કહેલા સાત ભેદો છે તે કલિયુગમાં ઉત્પન્નથનારા અસુરોના ક્ષયને માટે તેનો બોધ કરનાર શિવજી છે. એમ કહિને સર્વેનો નરકમાં વાસ છે એમ કહેલ છે. શાસ્ત્રમાં જે મહાપાતક લખેલાં છે તેવાં પાતકને કરનાર હોય તેનો સંસર્ગ કરે તોપણ તેને મહાપાતકી પણું થાય એમ શાસ્ત્રમાં કહેલું છે તેથી તે સાતેનો ત્યાગ કરવો એમ તેની ટીકામાં કહેલું છે; તેમાં કેવલ કર્મમાંજ જે આશક્ત હોય છે તે વૈદિક કહેવાય છે એટલે લોકમાં પોતાનું સન્માન થાય અને પોતાને સર્વ સારા કહે તે સારૂં પોતે કર્મ કરતા હોય તે વૈદિક કહેવાય છે આસુરસિદ્ધાંતવાળા સિદ્ધાન્તિ કહેવાય છે એટલે સર્વ મિથ્યા છે. કર્મ સર્વથા બાધક છે માટે છોડવું જોઇએ એવિ રીતે ભક્તિ પણ છોડવી જોઇએ એવો બોધ કરનારા હોય છે અને કેવળ વાણીની મધુરતાવડે જે મોહ કરે છે તે સિદ્ધાન્ત કહેવાય છે એવોને લોકસંગ્રહ નિયામક છે એટલે લોકોને બતાવવા માટે કર્માદિક કરવું એમ તેઓ માને છે, કૌલને તો લોકોની પણ અપેક્ષા નથી એટલો કૌલમાં ને સિદ્ધાન્તમાં ભેદ છે કૌલ કહે છેઃ—

पत्नीत्वं दीक्षया रंडा चंडा अपि भजंति हि ।
दिगंबरा श्चर्मचिह्ना सुरामांसपरायणाः ॥
पापरूपा दूराचारास्ते कौलाः परि कीर्तिताः ॥

અર્થ—પ્રચંડવિધવાઓ પણ કૌલમાર્ગની દીક્ષાવડે બીજાઓની સ્ત્રીઓ થઇ શકે છે તે માર્ગવાળા દિગંબર, ચર્મના ચિન્હવાળા, મદીરામાંસમાં પરાયણ, પાપરૂપ અને દૂરાચારી હોય છે તે કૌલ કહેવાય છે તેઓ સર્વના દેખવામાં આવે તેવી રીતેં અનુગ્રહ અને નિગ્રહ કરિ શકે છે તેવું તેઓનામાં સામર્થ્ય તે માર્ગમાં સેવાતી એવી દૂષ્ટતામસશક્તિવડે થાય છે; સિદ્ધાન્ત માર્ગવાલાને લોકમાં સન્માન સારૂં મલે છે તેથી લોકને મોહ થાય છે ગોપાલસુંદરી અને નૃસિંહસુંદરી કહેવાય છે તેમાં ગોપાલે યુક્ત જે શક્તિ હોય તે ગોપાલસુંદરી કહેવાય છે અને નૃસિંહે યુક્ત જે શક્તિ હોય તે નૃસિંહસુંદરી કહેવાય છે તેની ઉપાસના કરનારા વૈષ્ણવ કહેવાય છે; એવીજ રીતેં શિવયુક્તશક્તિની ઉપાસના કરનારા શૈવ કહેવાય છે; કેવળ શક્તિની ઉપાસના કરનારા શાક્ત કહેવાય છે અને વામાચારવડે મદીરાના સંબંધ

વિગેરેથી શક્તિની ઉપાસના કરનારા વામ કહેવાય છે તે બાબત તંત્રમાં કહેલ છે કેઃ—

पञ्च प्रेतासनारूढां परब्रह्मस्वरूपिणीं ।
ब्रह्मा विष्णुश्च रुद्रश्च ईश्वरश्च सदाशिवः ॥
एते पञ्च महाप्रेताः पादमूले व्यवस्थिताः ॥

અર્થ—પાંચ પ્રેતના આસન ઉપર બેઠેલ અને પરબ્રહ્મ જેનું સ્વરૂપ છે એવાં શક્તિ છે તેને હું નમું છું એમ આગળના શ્લોકમાં સંબંધ છે. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇશ્વર અને સદાશિવ એ પાંચ મહાપ્રેતો શક્તિના પાદમૂલમાં રહેલા છે એમ તેમના તંત્રમાં લખેલું છે તેનો નિર્ણય શ્રીઆચાર્યજીમહાપ્રભુજીએ સર્વનિર્ણય-નિબંધમાં કરેલો છે ત્રિપુરસુંદરી વિગેરે સ્ત્રીઓ સેવવા યોગ્ય છે ને યોગ સાધવા યોગ્ય છે એમ તેમાં બુદ્ધિ થાય છે ત્યાં પાંચ પ્રેતના મધ્યોમાં શક્તિના પાદમૂલમાં શિવ અને વિષ્ણુ રહેલા છે એમ કહેલું છે તેથી તેમનો વિશેપ આધકાર નહિ હોવાથી પાદમૂલમાં રહેલા છે એમ સમજવાનું નથી કાંઇ નામ માત્રથી દૂષણ આવતું નથી કેમકે બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર અને સદાશિવ એવાં નામ ધારણ કરીને ભૂતાદિક તેની ઉપાસના કરે છે તેથીજ પ્રથમ પાંચપ્રેતનું આસન કહેલું છે પછી પાંચ મહાભૂત પાદમૂલમાં રહેલા છે એવું કહેલું છે ત્યાં પ્રેત અને મહાપ્રેત નામથીજ ઓળખાણ આપેલી છે.

એવી રીતે તંત્રશાસ્ત્ર વૈદિકોને ઉપેક્ષા કરવા યોગ્ય છે તેથી ચોસેઠ તંત્રો શિશિબાબતેનાં છે તે સહિત તેનાં નામો અહિ લખિએ છિએ ૧ મહામયાશંબર-તંત્ર છે તેમાં એક પદાર્થમાં બીજો પદાર્થ બતાવી દેવાય એવો પ્રપંચ રચવાનો ઉપાય સિદ્ધ કરનાર ઈદ્રજાલવિદ્યા છે. ૨ યોગીનિની જાલને પ્રતિપાદન કરનાર યોગિનીજાલશંબરતંત્ર છે ૩ ઇંદ્રજાલનોજ જેમાં ભેદ છે એવું તત્વશંબરતંત્ર છે તેમાં પૃથ્વીને ઠેકાણે જલ ને જલને ઠેકાણે પૃથ્વી એવિ રીતે પાંચે તત્ત્વોનુ રૂપ, એક બતાવી આપનાર ઉપાયો છે ૪ સિદ્ધિભૈરવતંત્ર ૫ માયિકભૈરવતંત્ર ૬ કંકાલભૈરવતંત્ર ૭ કાલાગ્નિભૈરવતંત્ર ૮ શક્તિભૈરવતંત્ર ૯ યોગિનિભૈરવ-તંત્ર ૧૦ મહાભૈરવતંત્ર ૧૧ ભૈરવનાથતંત્ર એ ભૈરવાષ્ટક કહેવાય છે તેમાં કાપાલિક મતનું પ્રતિપાદન કરે છે ૧૨ બ્રાહ્મીતંત્ર ૧૩ મોહેશ્વરીતંત્ર ૧૪ કૌમરી-તંત્ર ૧૫ વૈષ્ણવીતંત્ર ૧૬ વારાહીતંત્ર ૧૭ ઇંદ્રાણીતંત્ર ૧૮ ચામુંડાતંત્ર ૧૯ શિવદૂતિતંત્ર એ બ્રાહ્મ્યાષ્ટકતંત્ર છે તેમાં બ્રાહ્મી વિગેરે તે તે દેવતાનું પ્રતિપાદન છે. ૨૦ રૂદ્રયામલ ૨૧ ભૈરવયામલ ૨૨ શિવયામલ ૨૨ વિષ્ણુયામલ ૨૩ સ્કંદયામલ ૨૪ બ્રહ્મીયામલ ૨૫ દેવીયામલ ૨૬ યામલ ૨૭ એ યામલાષ્ટક કહેવાય છે તેની અંદર સિદ્ધાન્ત મતનું પ્રતિપાદન છે ૨૮ ચંદ્રતંત્ર તેમાં કામના ઐશ્વર્યાદિકનું પ્રતિપાદન છે ૨૯ માલિનીતંત્ર તેમાં સમુદ્રમાં હાંકવાના નાવ વિગેરેના ઉપાયનું પ્રતિપાદન છે ૩૦ મહાસંમોહનતંત્ર તેમાં જાગતા માણસને પણ નિદ્રા આવે તેવા ઉપાયનું પ્રતિપાદન છે ૩૧ વામસિદ્ધાન્તવાલાઓએ સેવેલું વામકેશ્વર

તંત્ર છે તેનું ચતુઃશત એવું પણ નામ છે. ૩૨ બટુકાદિક–સિદ્ધકુલના આચારનું પ્રતિપાદનકરનાર મહાદેવ તંત્ર છે. ૩૩ વાતુલ, ૩૪ વાતુલોત્તર, ૩૫ કામિક, એ ત્રણતંત્રમાં ખેતરખેડવાવિગેરેનો વિધિ છે, ૩૬ કાપાલિકના આચારને બતાવનાર હૃદ્ભેદ તંત્ર છે, ૩૭ તંત્રભેદ, ૩૮ ગુહ્ય તંત્ર, એબેમાં સર્વ જાણે તેવી રીતે અથવા છાની રીતે બીજાએ કરેલા મંત્રતંત્રના પ્રયોગોને પાછા ફેરવવાના ઉપાયો છે, ૩૯ કલાવાદ તેમાં વાત્સ્યાયનાદિકના મતપ્રમાણે કામશાસ્ત્રોના પ્રયોગો છે, ૪૦ કલાસાર તેમાં રૂપાદિકની વૃદ્ધિના ઉપાયનું પ્રતિપાદન છે, ૪૧ કુંડિકામત તેમાં ગુટકાની સિદ્ધિ બતાવેલ છે, ૪૨ મતોત્તરતંત્ર તેમાં રસની સિદ્ધિ બતાવેલ છે, ૪૩ વીણાતંત્ર તેમાં વીણાનામની યોગિનીની સાથે ક્રીડાકરવાનો ઉપાય છે, ૪૪ ત્રોતલતંત્ર તેમાં ગુટિકાનું અંજન અને પાદુકાની સિદ્ધિ બતાવેલ છે, ૪૫ ત્રોતલતંત્રોત્તર તંત્ર તેમાં ચોસઠહજાર યોગિનીઓનાં દર્શનનો ઉપાય છે, ૪૬ પંચામૃત તંત્ર તેમાં પૃથ્વીવિગેરે પંચમહાભૂતોનું સાધન કરવાથી મરણનો અભાવ થાય છે તેને કાપાલિક તંત્ર પણ કહે છે; ૪૭–૪૮–૪૯–૫૦–૫૧ રૂપભેદાદિકનાં પાંચ તંત્રો છે તેમાં ઉચ્ચાટનવિગેરેનું પ્રતિપાદન છે, ૫૨–૫૩–૫૪–૫૫–૫૬ સર્વજ્ઞાનવિગેરે પાંચ તંત્ર છે તેમાં કાપાલિકસિદ્ધાંતના એકદેશી એવા દિગંબરના મતનો આચાર બતાવેલ છે, ૫૭–૫૮–૫૯–૬૦–૬૧–૬૨–૬૩–૬૪ પૂર્વતંત્રથી આરંભીને દેવીમતપર્યંત આઠ તંત્ર છે તેમાં દિગંબરના એકદેશી એવા ક્ષપણ (જતી) ના મતનો આચાર બતાવેલ છે. એવી રીતે ચોસઠ તંત્રો લોકોને મોહકરનાર છે તેનો વેદમાનનારાઓએ ત્યાગ કરવો એમ જાણવામાટે તેમનું નામ તથા સ્વરૂપ બતાવેલ છે. (૭૮)

તંત્રશાસ્ત્રો પ્રમાણ નથી એમ પ્રતિપાદન કરિને ચાર પ્રમાણો સ્વીકારેલાં છે તે બતાવે છે.

મૂલમ્ । वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ।
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥ ७९ ॥
एतद्विरुद्धं यत्सर्वं न तन्मानं कथञ्चन ।
इति श्रीमन्निजाचार्यैरुक्तं तन्त्राणि न प्रमा ॥ ८० ॥

શબ્દાર્થ–પૂર્વકાંડ તથા ઉત્તરકાંડરૂપ વેદ, શ્રીભગવદ્ગીતા, વ્યાસસૂત્ર અને વ્યાસજીની સમાધિભાષા (શ્રીભાગવત) એ ચાર પ્રમાણ છે. તેનાથી વિરૂદ્ધ જે છે તે સર્વ કોઇરીતે પણ પ્રમાણ નથી. એમ શ્રીઆચાર્યજી–મહાપ્રભુજીએ શાસ્ત્રાર્થનિબન્ધમાં આજ્ઞા કરેલી છે માટે તંત્રો પ્રમાણ નથી.

ટીકા–પૂર્વકાંડ અને ઉત્તરકાંડમાં રહેલ સર્વ વેદ પ્રમાણ છે તેમાં અર્થવાદાદિરૂપ છે તે પણ પ્રમાણ છે જેમ કેઃ–

बृहस्पतिः स्वां वपां उदखिदत् ।

અર્થ–"બૃહસ્પતિએ પોતાની વપા ઉખેડી." એમ કહેલ છે ત્યાં કેટલાએક એવો અર્થ કરે છે કે વપા શરીરના અંદરના ભાગમાં રહેલો છે તેથી તેને ઉખેડે તો

બૃહસ્પતિનું જીવન જ રહે નહિં માટે આ વેદવાક્ય યજ્ઞની પ્રશંસાને સિદ્ધ કરનારૂં છે. તેવીજ રીતેં ग्रावाणः प्लवन्ते (પથરાઓ તરે છે) એમ લખેલું છે ત્યાં પણ એવો અર્થ કરે છે કે પથ્થરને તરવામાં તાત્પર્ય નથી પણ જ્યાં પથ્થર તરે છે ત્યાં બીજાને તરવામાં સંદેહ શો? એવી રીતેં કેટલાએક અર્થ કરે છે તે યોગ્ય નથી; કેમકે બૃહસ્પતિને દેવપણું હોવાથી વપાને ઉખેડે તો પણ તેના જીવીતની હાનિ થાય નહિં માટે ખરેખરી વપાને ઉખેડેલ છે એવો અર્થ કરવો જોઇએં. તેમજ પથરાઓ તરે છે એમ લખ્યું છે તે પણ શ્રીરામચંદ્રજીએં સેતુબંધન કરેલ છે તે-સમયની વ્યવસ્થા ઋચામાં કહેલ છે માટે ખરેખર પથરાઓ તરે છે એમ અર્થ કરવો જોઇએં. એવી રીતેં અર્થવાદરૂપ વેદને પણ બીજા લોકો તેમાં કહેલા અર્થને ખરો નહિં માની બીજી રીતનો અર્થ સમજાવવામાં તાત્પર્ય માને છે તેમ નહિં કરતાં જેશબ્દનો જેવો અર્થ થાય તેવોજ અર્થ પ્રમાણભૂત છે એમ માનવું જોઇએં. વિશેષ હકિકત બીજા ગ્રંથોથી જાણવી. ગીતાજીમાં શ્રીકૃષ્ણનાં વાક્ય છે તે સર્વ પ્રમાણભૂત છે, મૂલમાં ચકાર છે તેથી વ્યાસસૂત્રોની સાથે વિરોધ ન આવે તેવી રીતેં જૈમિનિનાં સૂત્રો પણ પ્રમાણભૂત છે. એવીજ રીતેં મન્વાદિકસ્મૃતિઓ પણ વ્યાસજીથી અવિરૂદ્ધપણાથી પ્રમાણ છે અને સમાધિભાષા (શ્રીભાગવત) પ્રમાણ છે; એટલે શ્રીભાગવતમાં લૌકિકી, પરમત અને સમાધિ એમ ત્રણપ્રકારની ભાષા છે તેમાં સમાધિભાષાને પોષણકરનારી બીજી બે ભાષા છે તેનું વિશેષ વિવેચન નિબન્ધાદિકમાં છે. ૭૯—૮૦.

मूलम् । श्रीमदाचार्यचरणैरत एव निरूपितम् ।
शाक्तास्तांश्चेत्ततो ब्रूयुस्ते सन्मार्गाद्बहिष्कृताः ॥ ८१ ॥
इति सर्वेषु मार्गेषु दोषाः सन्ति ततो हरिम् ।
शुद्धाद्वैतावलम्बेन भजेत सुविनिश्चितम् ॥ ८२ ॥

શબ્દાર્થ—તેથીજ આચાર્યજી—મહાપ્રભુજીએં નિરૂપણ કરેલ છે કે 'શાક્તલોકો તંત્રગ્રંથને જો પ્રમાણરૂપ કહે તો તે સન્માર્ગથી બહિષ્કૃત છે. તેવી રીતેં સર્વમાર્ગમાં દોષો છે તેથી સર્વસ્થળોમાં સારી રીતેં નિશ્ચયકરાયેલા હરિને શુદ્ધાદ્વૈતના અવલંબનવડે ભજે.

ટીકા—શ્રીઆચાર્યજી—મહાપ્રભુજીએં અણુભાષ્યમાં આજ્ઞા કરી છે કે આપણે જેમ તંત્રોને અપ્રમાણ માનિએં છીએં અને વેદાદિકને પ્રમાણ માનિએં છીએં તેમ શાક્તલોકો વેદાદિકને અપ્રમાણ કહે અને તંત્રોને પ્રમાણ માને તો તેઉપર વૈદિકોએં ધ્યાન દેવાનું નથી; કેમકે શાક્તલોકોને સન્માર્ગથી બાહેર કરેલ છે. એવી રીતેં સર્વમાર્ગોમાં ઘણા દોષો છે તેથી શુદ્ધાદ્વૈતનું અવલંબન કરિને શ્રુતિસ્મૃતિ-વિગેરેમાં સારી રીતેં નિશ્ચયકરાયેલા શ્રીહરિને ભજે એટલે અખંડ અદ્વૈતનું ભાન થાય ત્યારે સર્વબ્રહ્મ છે બીજી રીતેં નથી એમ તેને જાણવામાં આવે તેથી સર્વઠેકાણે ભગવાનની દૃષ્ટિ થવાથી તેના અંતઃકરણમાં બીજો વિષય આવે નહિં એ ફલ

થાય; અર્થાત્ આ જગત્ છે એમ જાણીને તેમાં બ્રહ્મપણું સિદ્ધ કરવું એ ઉદ્દેશ્ય-વિધેયભાવ કહેવાય તેમાં બ્રહ્મના ભાનની સાથે જગત્નું પણ ભાન રહે તેથી તે સખંડ અદ્વૈત જ્ઞાન કહેવાય અને સર્વ બ્રહ્મજ છે બીજી રીતે નથી એમ જે ભાન થાય તે અખંડાદ્વૈતભાન કહેવાય તેવી રીતનું ભાન થાય ત્યારે અંતઃકરણમાં બીજી રીતનો વિષય આવેજ નહિં. ૮૧-૮૨.

**मूलम् ।** चेतस्तत्प्रवणं सेवा फलरूपा तु मानसी ।
तत्सिद्ध्यर्थं देहवित्तजनिः कार्या ततो भवेत् ॥ ८३ ॥
संसारदुःखनाशो हि ब्रह्मात्मत्वावबोधनम् ।
ब्रह्मज्ञस्य परप्राप्तिरानन्दवृत्ततौ स्फुटा ॥ ८४ ॥

**શબ્દાર્થ**—ચિત્ત ભગવાનમાં પ્રવણ થાય તે સેવા કહેવાય તેમાં માનસી ફલરૂપ છે અને માનસીની સિદ્ધિને માટે તનુજા તથા વિત્તજા સેવા કરવી તેનાથી સંસારનાં દુઃખનો નાશ અને બ્રહ્માત્મપણાનું અવબોધન થાય. બ્રહ્મને જાણનારને પરની પ્રાપ્તિ થાય એમ આનંદવલ્લીમાં સ્ફુટ છે.

**ટીકા**—સેવાને કહેનાર ભજ્ધાતુ હોવાથી હરિનું ભજન કરવાનું ઉપર કહ્યું તેનો અભિપ્રાય સેવાકરવાનો છે તેથી શ્રીઆચાર્યજી—મહાપ્રભુજીએ સિદ્ધાંતમુક્તાવલીમાં સેવાનું લક્ષણ કહ્યું છે તે લક્ષણ અહિં કહે છે કે શ્રીકૃષ્ણમાં ચિત્ત પરોવીદેવું તેનું નામ સેવા છે તેમાં માનસી સેવા ફલરૂપ છે તે શ્રીગોપીજનને સિદ્ધ હતી તેથી શ્રીકૃષ્ણે એકાદશસ્કંધમાં ઉદ્ધવજીને કહેલું છે કેઃ—

ता नाविदन्मय्यनुषङ्गबद्धधियः स्वमात्मानमदस्तथेदम् ।

**અર્થ**—મારે વિષે સ્નેહવડે જેણે બુદ્ધિ બાંધેલી છે એવાં તે ગોપીજનો પોતાના આત્માને, પરલોકને અને જગતને જાણતાં નહિં હતાં. આ સર્વાત્મભાવની દશા છે તે વ્યાસસૂત્રના તૃતીયાધ્યાયના તૃતીયપાદમાં ભાષ્યમાં સ્ફુટ છે. તેવી રીતે સર્વાત્મભાવરૂપ-માનસીસેવાની સિદ્ધિમાટે દેહ અને વિત્તથી થનારી સેવા કરવી. અહિં મૂલમાં દેહ અને વિત્ત બંને એકપદમાં લખેલ છે તેમજ સિદ્ધાંતમુક્તાવલીમાં પણ તનુ અને વિત્ત એકપદમાં લખેલ છે તેનો અભિપ્રાય એવો છે કે તનુજા અને વિત્તજા (શરીરથી થતી અને ધનથી થતી) બંને સાથે કરે ત્યારેંજ માનસીને સિદ્ધ કરે. પણ એકલી તનુજા કે વિત્તજા કરે તો તેનાથી માનસી સિદ્ધ થાય નહિં એવો અભિપ્રાય બતાવેલ છે. તેવી રીતે સેવા કરવાથી અવાન્તરફલ અહંતામમતારૂપ સંસારના દુઃખનો નાશ. અને બ્રહ્માત્મપણાનું અવબોધન એ બે ફલ થાય છે; એટલે "એ બ્રહ્માત્મક આ સર્વ છે." "આ દેખાતું સર્વ જગત્ નિશ્ચય બ્રહ્મ છે." ઇત્યાદિ શ્રુતિઓથી સિદ્ધ અને "આ સર્વ વાસુદેવ રૂપ છે એમ જાણનાર મહાત્મા અત્યંત દુર્લભ છે." એમ ગીતાજીમાં કહેલ છે તેથી સિદ્ધ—બ્રહ્માત્મકજ્ઞાન થાય છે; અર્થાત સર્વ જગત્ બ્રહ્મરૂપ છે એવું યથાર્થ જ્ઞાન થાય છે. ત્યારે બ્રહ્મજ્ઞાનનું ફલ શું? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે બ્રહ્મને જાણનારને પરની પ્રાપ્તિ થાય

છે તેવિષે શ્રીઆચાર્યજી—મહાપ્રભુજીએ અણુભાષ્યના પ્રથમાધ્યાના પ્રથમ પાદના આનંદમયાધિકરણમાં નિરૂપણ કરેલ છે કે બ્રહ્મજ્ઞાનવડે અવિદ્યાની નિવૃત્તિ થવાથી પ્રાકૃતધર્મથી રહિત થઇને શુદ્ધપણું સંપાદન થાય ત્યારે શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિમાં સ્વરૂપની યોગ્યતા થાય તે યોગ્યતા બ્રહ્મજ્ઞાન સંપાદનકરે છે તેવો બ્રહ્મ-જ્ઞાનવાળો જીવ થયો ત્યારે શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિની યોગ્યતા તો થઇ પણ તેવા જીવોમાંથી यमेवैष वृणुते तेन लभ्यः (જેજીવને આ પ્રભુ વરે છે તેજીવેજ પ્રભુ મેળવી-શકાય છે) ઇત્યાદિકશ્રુતિમાં કહ્યાપ્રમાણે જેજીવને પોતાના પણાથી પ્રભુ સ્વીકારે છે તેજીવને ભક્તિ થવાથી સહાયતાકરનારની યોગ્યતાની સંપત્તિવડે શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિ થાય છે. એમાં પ્રમાણ શું? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે તૈત્ત-રીયઉપનિષદની આનંદવલ્લીમાં કહેલ છે કે:—

ब्रह्मविदाप्नोति परम् ।तदेषाऽभ्युक्ता। सत्यं ज्ञानमनंतं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता।

અર્થ—બ્રહ્મને જાણનાર (માણસ) બ્રહ્મથી પર—શ્રીપુરુષોત્તમને પ્રાપ્ત થાય છે:—

શંકા—અહિં પરશબ્દથી બ્રહ્મ લેવું; એટલે પરને પ્રાપ્ત થાય છે એમ કહેલું છે તેનો અભિપ્રાય બ્રહ્મને પ્રાપ્તથવાનોજ છે:—

ઉત્તર—બ્રહ્મની પ્રાપ્તિને જ્ઞાનાત્મકપણું હોવાથી તમારા માનવાપ્રમાણે અર્થ કરિયે તો બ્રહ્મને પ્રાપ્ત થયેલો બ્રહ્મને પ્રાપ્ત થાય છે એવો અર્થ થાય તે અસંગત છે; કેમકે બ્રહ્મજ્ઞાન એજ બ્રહ્મની પ્રાપ્તિ છે બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મની પ્રાપ્તિ જૂદી નથી તો અહિં બ્રહ્મનું જ્ઞાન સાધન છે અને તેનાથી પરની પ્રાપ્તિ થવાનું લખ્યું છે તે સાધ્ય છે માટે સાધ્યસાધનભાવનો વ્યાઘાત થાય છે; અર્થાત્ સાધન તથા સાધ્ય ભિન્ન ભિન્ન હોવાં જોઇએ તેને બદલે બન્ને એકજ થાય છે; માટે બ્રહ્મને જાણનાર પર (શ્રીપુરુષોત્તમ)ને પ્રાપ્ત થાય છે. એવોજ એશ્રુતિનો અર્થ છે. પરશબ્દ ઉત્કૃષ્ટને કહેનાર હોવાથી બ્રહ્મથી પર* શ્રીપુરુષોત્તમજ છે તેને પ્રાપ્ત થાય છે એમ કહેવા-નોજ શ્રુતિનો અભિપ્રાય છે. વિશેષથી તે અભિપ્રાય કહેવાનો શ્રુતિનો અભિપ્રાય થતાં, શ્રીપુરુષોત્તમનો આનંદ મન કે વાણીથી પ્રાપ્ત થાય તેમ નથી પણ કેવળ અનુભવથીજ પ્રાપ્ત થાય તેમ છે એમ જણાવવામાટે પોતે (શ્રુતિ) તત્ત્વનું પ્રતિ-પાદનકરનાર છે તો પણ બીજાની સાક્ષી આપવાની રીતે કહે છે કે तदेषाऽभ्युक्ता (તે અભિપ્રાય કહેવામાટે આ ઋચા કહેલી છે) અહિં तत् અવ્યય છે તેનો અર્થ એવો છે કે બ્રહ્મજાણનારને પરની પ્રાપ્તિ થવાનો અભિપ્રાય અને અભિ અવ્યય છે તેનો અર્થ એવો છે કે સ્પષ્ટરીતે પ્રતિપાદનકરવાપણાથી સન્મુખ કરવું એ બન્ને અવ્યય મલીને એવો અર્થ થાય છે કે બ્રહ્મજાણનારને પરની પ્રાપ્તિથવારૂપ અર્થ સ્પષ્ટરીતે પ્રતિપાદનકરવાપણાથી સન્મુખ કરીને આ (નીચે કહેવાશે તે) ઋચા પરબ્રહ્મને જાણનારાઓએ કહેલી છે એમ કહીને પછી सत्यं ज्ञानमनंतं ब्रह्म એ ઋચા કહેલી છે તેથી પ્રથમ ब्रह्मविदाप्नोति परम् એ શ્રુતિ કહિ છે તેનુજ વિવરણ सत्यं ज्ञान-

* અક્ષરબ્રહ્મથી પર શ્રીપુરૂષોત્તમ છે એ હકીકત શ્લોક ૮૭–૮૮ માં કહેવાશે.

मनंतम् એશ્રુતિવડે કરાય છે. એશ્રુતિનો અર્થ એવી રિતે થાય છે કે गुहा (હૃદયાકાશ)માં परमेव्योमन् (અક્ષરબ્રહ્માત્મક—આધિવૈકુંઠ)માં निहितम् (સ્થાપન કરેલું) એવું જે સત્ય, જ્ઞાન અને અનંત એવું બ્રહ્મ તેને જે જાણે છે તે ભક્ત વિપશ્ચિત્ (નાનાપ્રકારના ભોગમાં ચતુર) એવા બ્રહ્મની સાથે કામોને ભોગવે છે. અહિં બ્રહ્મની સાથે કામભોગવવામાં જીવની મુખ્યતા લખેલી છે કેમકે શિષ્યની સાથે ગુરૂ આવેલ છે એમ કહેવાય છે ત્યાં ગુરૂનો મુખ્યતા છે અને સાથે આવનાર—શિષ્યની ગૌણતા છે તેવી રીતે અહિં બ્રહ્મની સાથે ભક્ત કામ ભોગવે છે એવું લખ્યું છે ત્યાં કામભોગવવામાં ભક્તની મુખ્યતા છે અને સાથે રહેનાર—બ્રહ્મની ગૌણતા છે. અહિં બ્રહ્મપદ શ્રીપુરૂષોત્તમને કહેનાર છે; કેમકે પ્રથમની શ્રુતિનું આશ્રુતિમાં વિવરણ છે એમ ઉપર સિદ્ધકરેલું છે અને પ્રથમની શ્રુતિમાં બ્રહ્મજાણનારને શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિ થવાનું લખેલું હોવાથી અહિં પણ તેજ અર્થ સિદ્ધકરવાનો છે તે બ્રહ્મશબ્દ શ્રીપુરૂષોત્તમને કહેનારો હોય ત્યારેંજ થઇશકે તેમ છે. અહિં કામભોગવવામાં ભક્તની મુખ્યતા લખેલી છે અને શ્રીપુરૂષોત્તમની ગૌણતા લખેલ છે તેનો અભિપ્રાય એવો છે કે અંબરીષરાજાની ઉપર દુર્વાસાએં કૃત્યા મોકલેલી હતી ત્યારેં તેમની રક્ષામાટે ભગવાને સુદર્શન—ચક્ર તેની પાસે રાખેલું હતું તે કૃત્યાને બાળી દુર્વાસાની પાછળ દોડયું ત્યારેં દુર્વાસા ભયપામિને ભાગ્યા; સર્વસ્થલે બ્રહ્માજી અને શિવજીપર્યંત ગયા પણ કોઇથી રક્ષા થઇ નહિં ત્યારેં વૈકુંઠમાં ભગવાનપાસે ગયા ત્યારેં ભગવાને તેમને કહેલ છે કેઃ—

अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज। साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः ॥ नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना। श्रियं चात्यन्तिकीं ब्रह्मन्! येषां गतिरहं परा॥ साधवो हृदयं मह्यं साधूनां हृदयं त्वहम्। मदन्यत्ते न जानन्ति नाहं तेभ्यो मनागपि॥ मत्सेवया प्रतीतं च सालोक्यादिचतुष्टयम्। नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतम्॥ मयि निर्बद्धहृदयाः साधवः समदर्शिनः। वशे कुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा॥ ये दारागारपुत्राप्तान् प्राणान् वित्तमिमं परम्। हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ॥

અર્થ—હે બ્રાહ્મણ! જેમ પરતંત્ર હોય તેમ હું ભક્તને પરાધીન છું સાધુભક્તોયેં મારૂં હૃદય ગળીલીધેલું છે તેથી ભક્તજનોજ મને વ્હાલા છે. (શ્રીગીતાજીમાં જ્ઞાનિને ભગવાને પોતાના આત્મારૂપ કહેલ છે તેથી દુર્વાસાના મનમાં ભક્તના કરતાં જ્ઞાનિની ઉત્કર્ષતા આવે તેની નિવૃત્તિમાટે કહે છે કે) સત્પુરૂપ એવા મારા ભક્તોવિના હું આત્માની પણ આશા રાખતો નથી અને હે બ્રાહ્મણ! આત્યંતિકી એવાં લક્ષ્મીજીની પણ આશા રાખતો નથી કેમકે જેભક્તોની સૌથી પર ઉત્તમ ગતિ હું છું. મારે માટે સત્પુરૂષો હૃદય જ છે. (અર્થાત્ સત્પુરૂષોજ મારૂં હૃદય છે તેથી જૂદું નથી) અને સત્પુરૂષોનું હૃદય હું છું મારાથી બીજું તે જાણતા નથી અને હું તેમનાથી બીજું કંઇ પણ જાણતા નથી. મારી સેવાવડે સાક્ષાત્થયેલ

સાલોક્યાદિક—ચારપ્રકારની મુક્તિને પણ સેવાવડે પૂર્ણરહેલા ભક્તો ઇચ્છતા નથી તો કાલથી ડુબેલા બીજા (રાજ્યાદિક)ની ઇચ્છાતો ક્યાંથીજ કરે. મારે વિષે હંમેશાં જેઓયેં દૃઢ હૃદય બાંધેલું છે અને સર્વઠેકાણે જેઓની સમાન દૃષ્ટિ છે એવા મારા સત્પુરૂષ—ભક્તો ભક્તિવડે મને પોતાના વશમાં કરે છે. જેમ સારી પ્રતિવ્રતા સ્ત્રીઓ હોય તે જેમ પોતાના સારા પતિને વશ કરે છે તેવી રીતેં તેઓ મને વશ કરે છે. અહિં સારી સ્ત્રીઓ અને સારો પુરૂષ એમ દૃષ્ટાંતમાં કહેલું છે તેઉપરથી ભગવાને દુર્વાસાને એમ સમજાવ્યું છે કે તેવી રીતના સારા ભક્ત હોય તેના વશમાં હું ન રહું તો મારૂં સત્પણું કહેવાય નહિં પણ જેમ પતિવ્રતા સ્ત્રી હોય અને તેનો પતિ અસત્) દુષ્ટ હોય તો તે સ્ત્રીની મનોવૃત્તિને વશ થાય નહિં તેવી રીતેં સ્ત્રી, ઘર, પુત્ર, હિતૈષી, પ્રાણ, ધન, આલોક અને પરલોકની મમતા છોડીદઇને જેઓ મારી શરણે આવેલા છે તેઓને છોડવાને હું કેમ ઉત્સાહ કરૂં? ઈત્યાદિક—વાક્યોવડે ભગવાન્ ભક્તને આધીન હોવાથી કામભોગવવામાં ભક્તની મુખ્યતા રાખે છે તે યોગ્યજ છે. આવિષે વિશેષ વિસ્તાર જોવો હોય તો અણુભાષ્યાદિકમાં જોઇલેવો. (૮૪)

શંકા—પ્રતિબંધકરનારી અવિદ્યા હોવાથી પરની પ્રાપ્તિ કેમ થાય?

ઉત્તર—શ્રીકૃષ્ણભગવાને એકાદશસ્કંધમાં ઉદ્ધવજીપ્રત્યેં કહેલ છે કે:—

**विद्याविद्ये मम तनू विध्युद्धव! शरीरिणाम्। मोक्षबंधकरी आद्ये मायया मे विनिर्मिते।**

અર્થ—હે ઉદ્ધવ વિદ્યા અને અવિદ્યા મારી તનુ(શરીર)રૂપ છે, એમ જાણ્યા અને તે શરીરવાલાઓને મોક્ષ અને બંધકરનારી છે મારી માયાયેં નિર્માણકરેલી છે. એ—વાક્યવડે ભગવાનની માયાએ અવિદ્યા કરેલી હોવાથી માયાની નિવૃત્તિ થશે ત્યારેં આઅવિદ્યાનો પણ નાશ થાશે એવા અભિપ્રાયથી શ્રીગીતાજીનું વાક્ય કહે છે.

**मूलम्। मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते।**
**इति वाक्यात्तु भक्तानामविद्यायाश्चनिवृत्तितः॥ ८५॥**
**अलौकिकाकारसिध्यै प्रवेशो हरिणोदितः।**

શબ્દાર્થ—"જેઓ મારીજ શરણે આવે છે તેઓએમાયાને તરે છે, એ—વાક્યથી ભક્તોની અવિદ્યાની વિશેષે કરિને નિવૃત્તિ થવાથી અલૌકિક આકારની સિદ્ધિને માટે પ્રવેશ થવાનું ભગવાને કહેલ છે.

ટીકા—મૂલમાં નિશ્ચયવાચક एवकार કહેવાથી બીજાની શરણાગતિવી માયા તરાતી નથી એમ જણાવે છે. શ્રીગીતાજીમાં કહેલ છે:—

**अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा।**
**मत्तः परतर किञ्चिन्नान्यदस्ति धनञ्जय॥**

અર્થ—હું સર્વેજગતનું ઉત્પત્તિસ્થાન તથા પ્રલયસ્થાન છું, મારાથી પર થોડું પણ હે ધનંજય! બીજું કાંઇ નથી. ઇત્યાદિકવાક્યથી શ્રીપુરૂષોત્તમ સર્વથી ઉત્કૃષ્ટ છે એવું જ્ઞાન થાય ત્યારેં શરણાગતિ થાય છે અને તેવા જ્ઞાનનું ફલ શું? તેવિષે કહેલ છે કે:—

असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यत् ज्ञातव्यमवशिष्यते ॥

અર્થ—સંશયવગર જેવી રીતેં તું મને સમગ્ર જાણીશ તે સાંભળ. જે જાણવાથી અહિં ફરિને બીજું જાણવાનું બાકી રહે તેમ નથી. ઇત્યાદિકવાક્યોથી અક્ષરજ્ઞાનાદિક સુલભ છે કેમકે ભગવાનનું જ્ઞાન થયા પછી બીજું કાંઇ જ્ઞાન બાકી રહેતું નથી તથી અક્ષરજ્ઞાન તેને સહેજમાં થાય છે માટે ભક્તોને તો શ્રીકૃષ્ણની શરણાગતિવડેજ અવિદ્યાની નિવૃત્તિ થાય છે. (૮૫) તેનાથી શું થાય? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે કે અલૌકિક—આકારની સિદ્ધિમાટે અક્ષરબ્રહ્મમાં પ્રવેશ થાય છે તેવિષે બૃહદારણ્ય ઉપનિષદમાં કહેલ છે કેઃ—

यथा सैंधवखिल्य उदके प्रास्त उदकमेवानुविलीयते ।

અર્થ—જેમ સૈંધવનો કકડો જલમાં નાંખ્યો હોય તે તેની અંદરજ લીન થઇજાય છે. (તેવી રીતેં જીવ બ્રહ્મમાં લીન થાય છે) તેમજ नद्यः प्रविष्टा इव नामरूपे (સમુદ્રમાં પેઠેલી નદીઓ જેમ નામરૂપને છોડાદઇને સમુદ્રમાં મળીજાય છે તેમ જીવ પોતાના નામરૂપને છોડીને બ્રહ્મનાં સાથે મળીજાય છે. ) ઇત્યાદિક—શ્રુતિઓમાં જીવનો બ્રહ્મમાં પ્રવેશથાય છે એમ કહેલું છે તેવીજ રીતેં ગીતાજીમાં પણ ભગવાને બ્રહ્મમાં પ્રવેશથવાની હકીકત કહેલી છે.

શંકા—જીવનો લય અક્ષરબ્રહ્મમાં થાય ત્યારેં શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિ તેને કેમ થાય?

ઉત્તર—અક્ષરબ્રહ્મ શ્રીપુરૂષોત્તમના ગૃહરૂપ છે માટે અક્ષરબ્રહ્મમાં પ્રવેશ થવાથી શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિ થાય છે. અક્ષરબ્રહ્મ શ્રીપુરૂષોત્તમનું ગૃહ (ઘર) છે તેવિષે શ્રીગીતાજીમાં કહેલ છે તે પ્રમાણ મૂલમાં આપે છે.

मूलम्—"अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ॥ ८६ ॥
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम"
इति वाक्येन भगवद्गृहं ब्रह्म प्रकीर्तितम् ॥ ८७ ॥

શબ્દાર્થ—"અવ્યક્ત અક્ષર એવી રીતેં કહેલ છે તેને પરમગતિ કહે છે જેને પ્રાપ્ત થઇને નિવૃત્ત થતી નથી તે અક્ષરબ્રહ્મ મારૂં ઉત્તમ ધામ (ઘર) છે" એવાક્યવડે અક્ષરબ્રહ્મ ભગવાનનું ઘર છે એમ કહેલ છે.

ટીકા—અક્ષરબ્રહ્મનું અવ્યક્ત એવું નામ છે એટલેં અવ્યક્તશબ્દ અક્ષરબ્રહ્મને કહેનાર છે તેથી "અવ્યક્તથી સર્વ વ્યક્તિઓ (બ્રહ્માનો દિવસ આવે છે ત્યારેં) ઉત્પન્નથાય છે" એમ શ્રીગીતાજીમાં કહેલું હોવાથી જગતને માયિકપણું જે કોઇ માને છે તેનો નિરાસ થયો છે; કેમકે અવ્યક્તશબ્દ અક્ષરબ્રહ્મને કહેનાર છે અને અવ્યક્તથી વ્યક્તિઓ ઉત્પન્નથાય છે એમ કહેલું છે તેથી માયાથી ઉત્પન્નથવાપણું જગતને નથી. જ્ઞાનિઓનો તેમાં મોક્ષ થાય છે તેથી તેને સર્વથી ઉત્તમગતિ કહે છે

"જને પ્રાપ્તથઇને પાછો ફરતો નથી" એમ શ્રુતિમાં કહેલું છે તે અક્ષરબ્રહ્મ મારૂં ઉત્તમ ધામ છે, એવાક્યવડે અક્ષરબ્રહ્મ ભગવાનનું ધામ કહેલું છે. ભક્તોને તો શ્રીપુરૂષોત્તમના ગૃહરૂપ અક્ષરબ્રહ્મ છે એમ જ્ઞાન થાય છે અને જ્ઞાનિઓને મોક્ષનું સ્થાન હોવાથી પરબ્રહ્મ (શ્રીપુરૂષોત્તમ) રૂપ છે એવુંજ જ્ઞાન થાય છે. એમ એકઅક્ષરબ્રહ્મનું જૂદી જૂદી રીતે જ્ઞાન કેમ થાય? એમ જાણવાની ઇચ્છા થાય તેસારૂં દશમસ્કંધના પૂર્વાર્દ્ધમાં શ્રીકૃષ્ણભગવાન્ શ્રીમથુરાજીમાં રંગમંડપમાં પધાર્યા છે તે-સમયમાં શ્રીશુકદેવજીએં વર્ણન કરેલ છે તે કહે છે કેઃ—

मल्लानामशनिर्नृणां नरवरः स्त्रीणां स्मरो मूर्तिमान् गोपानां
स्वजनोऽसतां क्षितिभुजां शास्ता स्वपित्रोः शिशुः।
मृत्युर्भोजपतेर्विराडविदुषां तत्त्वं परं योगिनां
वृष्णिनां परदेवतेति विदितो रंगं गतः साग्रजः ॥

અર્થ—શ્રીબલદેવજીસહિત ભગવાન્ જ્યારે રંગમંડપમાં પધાર્યા ત્યારે મલ્લોને વજ્રરૂપ જણાયા, પુરૂષોને પુરૂષોના મધ્યે શ્રેષ્ઠ જણાયા, સ્ત્રીયોને મૂર્તિમાન્ કામદેવરૂપ જણાયા, ગોવાલિઆઓને પોતાના ભાઇજેવા જણાયા, દુષ્ટરાજાઓને પોતાને શિક્ષણકરનાર જણાયા, પોતાના માતાપિતાને બાલકજેવા જણાયા, કંસરાજાને કાલસ્વરૂપ જણાયા, પ્રાકૃતમનુષ્યોને સાધરણમાણસજેવા જણાયા, યોગિઓને પરબ્રહ્મરૂપ જણાયા અને યાદવોને ઉત્તમ દેવતારૂપ જણાયા. એમ લખેલ છે ત્યાંપોતપોતાના ભાવને અનુસારે દર્શન આપેલ છે એમ સ્પષ્ટ અભિપ્રાય છે તેમજ તૃતીયસ્કંધના ૯ મા અધ્યાયમાં બ્રહ્માજીની સ્તુતિમાં કહેલ છે કેઃ—

यद्यद्धिया तउरुगाय।विभावयन्ति तत्तद्वपुः प्रणयसे सदनुग्रहाय ।

અર્થ—આપની ભાવનાકરવાવાળા બુદ્ધિવડે જેવી જેવી રીતે ભાવના કરે છે તેવી તેવી રીતનું સ્વરૂપ ભાવનાકરનાર—સત્પુરુષના અનુગ્રહને માટે આપ ધારણ કરો છો કેમકે આપ उरुगाय (ઘણાએં અથવા ઘણેપ્રકારે ગાયેલા) છો. અહિં ઉરુગાય એવું ભગવાનનું સંબોધન આપ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે ઘણા પુરુષોએં જુદી જુદી રીતે આપને ગાયેલ છે તેથી જેવી રીતે ગાન કરેલ છે તેવી રીતે ભાવનાકરનારને તેવા સ્વરૂપનું દર્શન આપો છો. (૮૭)

અહિં કોઇને એવી શંકા થાય કે અક્ષરબ્રહ્મજ પરમપ્રાપ્યસ્થાન હશે તો તેની નિવૃત્તિમાટે કહે છે.

मूलम् । पुरुषः स परः पार्थ! भक्त्या लभ्यस्त्वनन्यया ।
इत्यग्रिमेण वाक्येन गेहाधीशो निरूपितः ॥ ८८ ॥

શબ્દાર્થ—હે પાર્થ! તે પરપુરુષ અનન્યભક્તિથીજ મેળવીશકાય છે. એ આગળનાં વાક્યવડે (શ્રીગીતાજીમાં) ગૃહ (ઘર) ના અધિપતિનું નિરૂપણ કરેલ છે કેઃ—

ટીકા—શ્રીપુરુષોત્તમ સર્વથી પર છે એટલે સર્વથી ઉત્કૃષ્ટ છે કેમકે શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૫ મા અધ્યાયમાં કહેલ છે કેઃ—

यस्मात् क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥

અર્થ—જેકારણમાટે જન્મમરણની ઉપાધિવાળો ક્ષર જીવ છે તેને અતિક્રમણકરિને રહ્યો છું અને અક્ષરથી પણ ઉત્તમ છું તેથી લોકમાં અને વેદમાં પુરૂષોત્તમ એવી રીતે હું પ્રસિદ્ધ છું. એમ અર્જુનપ્રત્યે શ્રીકૃષ્ણ—ભગવાને કહેલ છે તેથી પુરુષોત્તમ શબ્દથી અથવા પરપુરુષ એશબ્દથી શ્રીકૃષ્ણજ સમજવા. અહિં કોઇને શંકા થાય કે ક્ષરશબ્દ નાશાત્મકને કહેનાર છે તેથી ક્ષરશબ્દવડે જડાદિકપદાર્થ અને અક્ષરશબ્દવડે જેનો નાશ નથી એવો જીવ સમજવો અને તેનાથી ઉત્તમ અંતર્યામી છે તેનું પ્રતિપાદનકરનાર ઉપરનો શ્લોક છે તો તેવી શંકા નહિં થવામાટે ત્યાંજ પ્રથમ કહેલ છે કેઃ—

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।

અર્થ—લોકમાં ક્ષર અને અક્ષર એ બે પુરૂષ છે એમ બન્નેને પુરૂષ કહેવાથી ક્ષરશબ્દથી જડ સમજાય નહિં કેમકે તેને પુરૂષપણું નથી માટે ક્ષરશબ્દ જીવનેજ કહેનાર છે. અને એવો અર્થ કરિયે ત્યારેંજ શ્રુતિમાં "એપક્ષિયો ગુહામાં પ્રવિષ્ટ થયા છે" એમ કહ્યું છે તેમાં વિરોધ આવે નહિં અને એજઅભિપ્રાયને કહેનાર આ ગીતાજીનો શ્લોક છે; તેથી ક્ષરશબ્દથી જીવ અને અક્ષરશબ્દથી અંતર્યામી સમજવાના છે અને તેનાથી ઉત્તમ શ્રીપુરૂષોત્તમ (શ્રીકૃષ્ણ) છે. (૮૮)

ઉપર જેશ્રીપુરૂષોત્તમનું નિરૂપણ કર્યું તેમનો લાભ કેમ થાય? એમ જાણવાની ઇચ્છા થયા ત્યાં કહે છે.

मूलम् । भक्त्या लाभो हि निर्दिष्टो भक्तिश्चाचार्यसंश्रयात् ।
श्रीमदाचार्यचरणभजनादेव नान्यथा ॥ ८९ ॥

શબ્દાર્થ—શ્રીપુરુષોત્તમનો લાભ ભક્તિવડે થાય એમ કહેલ છે અને ભક્તિ થવી તે શ્રીઆચાર્યજીનો સારી રીતે આશ્રય કરવાથી થાય છે; એટલે શ્રીઆચાર્યચરણના ભજનથીજ ભક્તિ પ્રાપ્તથાય છે તેશિવાય થતી નથી.

ટીકા—અહિં એવી રીતનો ક્રમ સમજવો કે જેનામાં ભગવાનની કૃપાનો અંકુર હોય છે તેનો સંસ્કારવડે અથવા ભગવદ્‌ભક્તના સંગવડે ઉદ્બોધ થાય ત્યારે આમાર્ગમાં પ્રીતિ થાય છે, ત્યારે માર્ગમાં પ્રવેશ કરવાની ઇચ્છા થાય છે, તેમાં પણ ભગવાનની કૃપાના અંકુરની દૃઢતા થાય ત્યારે આ માર્ગ સર્વથી ઉત્તમ છે એવી ભાવના થાય છે, માર્ગમાં પ્રવેશ થવો તે શ્રીઆચાર્યજીમહાપ્રભુજીના દ્વારભૂત—શ્રીઆચાર્યકુલદ્વારા શરણાગતિ કરે ત્યારે થાય છે. ત્યાર પછી શુદ્ધ થાય ત્યારે શ્રીકૃષ્ણની સેવા કરે એવો સિદ્ધાન્ત છે. પોતાના પરિકરની અને પોતાની શુદ્ધિથવાની જરૂર છે તે લોકોમાં થઈશકે એવું નથી તેથી એકાદશસ્કંધમાં પ્રબુદ્ધયોગેશ્વરે કહેલ છે કે—

दारान् सुतान् गृहान् प्राणान् यत्परस्मै निवेदनम् ।

અર્થ—સ્ત્રી, પુત્ર, ગૃહ અને પ્રાણ જે કાંઇ છે તે બધું પુરુષોત્તમ એવા ભગવાનને અર્પણ કરવું એમ ભગવદ્ભક્તના ધર્મમાં પ્રબુદ્ધયોગેશ્વરે કહેલ છે તેપ્રમાણે વિધિપૂર્વક સમર્પણ સિદ્ધ થાય છે; તેથીજ શ્રીઆચાર્યજીયેં સિદ્ધાન્તરહસ્યમાં આજ્ઞા કરેલ છે કે—

**ब्रह्मसम्बन्धकरणात् सर्वेषां देहजीवयोः । सर्वदोषनिवृत्तिर्हि ।**

અર્થ—બ્રહ્મસંબંધકરવાથી સર્વના દેહ અને જીવસંબંધી—સર્વદોષોની નિવૃત્તિ અવશ્ય થાય છે. ઇત્યાદિક—વાક્યવડે બ્રહ્મસંબંધકરવાથી સર્વદોષની નિવૃત્તિથવાનું લખેલ છે તેથી સમર્પણ થયાપછી સર્વદોષની નિવૃત્તિ છે, અને જે દોષ દેખાય છે તે દેખાવામાત્રજ હોવાથી ભજનકરવામાં પણ બાધક થતા નથી તેસારૂ સિદ્ધાંતરહસ્યમાં ગંગાજલના દૃષ્ટાંતથી આજ્ઞા કરી છે કેઃ—

**गङ्गात्वं सर्वदोषाणां गुणदोषादिवर्णना ।**
**गङ्गात्वेन निरूप्या स्यात्तद्वदत्रापि चैव हि ॥**

અર્થ—ગંગાજીના તટ ઉપર કાશીપુરીવિગેરે શેહેરો છે તેના પરનાળવિગેરેના જળનો પ્રવાહ ગંગાજીમાં મળે છે ત્યારેં તેજળને પણ ગંગાપણું થાય છે પછી ગંગાજીના જળમાં કાંઇ કસ્તર કે મલાદિક દેખાતો હોય તો તેનું નિરૂપણ ગંગાપણાથીજ થાય છે; એટલેં ગંગાજીનું જળ ડોળું છે એમજ મળવિગેરે હોય તે પણ ગંગાજીનું જળ છે એમ કહેવાય છે પણ પરનાળવિગેરેનું જળ કહેવાતુ નથી તેમ તેના દોષતું વર્ણન થાતું નથી. તેવા રીતેં બ્રહ્મસંબંધ કર્યાપછી દેહ, પ્રાણ, ઇંદ્રિયો, અંતઃકરણ અને તેના ધર્મો જીવે પોતાના આત્માસહિત ભગવાનને અર્પણ કર્યા ત્યારેં બધા ભગવાનના થયા તેથી દોષની ગૌણતા થઇગઇ છે માટે સેવામાં અધિકાર થાય છે ત્યારપછી સત્પુરુષોના અથવા દ્વારભૂત—ગુરુના સંગવડે કે તેમની શિક્ષાવડે શ્રીઆચાર્યચરણમાં ભગવાનથી અભેદની બુદ્ધિ થાય છે, ત્યારેં સર્વોત્તમવિગેરે—સ્તોત્રાદિકથી તેમનું ભજન થાય છે, ત્યારપછી એતન્માર્ગીય—ભગવદીયના સંગવડે ભગવાનનું ભજન અને એતન્માર્ગીય—ગ્રંથનું અવલોકન તથા શ્રવણ કરવાથી પ્રતિબંધની નિવૃત્તિ થાય ત્યારેં દોષ દેખાતા હોય તેપણ નિવૃત્ત થાય છે, અને સેવામાં ઉપયોગી એવા ગુણોની વૃદ્ધિ થાયછે, ત્યારપછી નિરંતર સેવા કરવાથી સહકુટુંબને ભગવત્પ્રાપ્તિ થાય છે. એવો આ ભગવન્માર્ગ છે તે શ્રીઆચાર્યચરણનાં શરણથીજ પ્રાપ્ત થાય છે. તેશિવાય થતો નથી; તેથીજ શ્રીહરિરાયજીએં જન્મવૈફલ્યનિરૂપણાષ્ટકમાં લખેલું છે કેઃ—

**नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी ।**
**नाराधि राधिकानाथो वृथा तज्जन्म भूतले ॥**

અર્થ—જેમણે શ્રીમદ્વલ્લભાધીશનો આશ્રય કરેલો નથી, શ્રીસુબોધિનીજીનું દર્શન (અનુભવ) કરેલ નથી અને શ્રીરાધિકાનાથ—શ્રીકૃષ્ણનું આરાધન કરેલ નથી

તેનું જન્મ ભૂતલઉપર વૃથા છે. એમ કહેલ છે ત્યાં વૃથા કહેવાથી નિષ્ફલ છે એમ સમજવું; માટે શ્રીઆચાર્યચરણનાં શરણથીજ જન્મ સફળ થાય છે. (૮૯.)

શ્રીઆચાર્યદ્વારા જેનો અંગીકાર થયો છે અને લીલાનો અધિકારી જે જીવ છે તેને ભગવાન્ જે કરે છે તે નિરૂપણ કરે છેઃ—

मूलम् । ब्रह्मभावं तु सम्पाद्य परमानुग्रहाद्विभुः ।
गृहस्थितं स्वीयजीवं समुद्धरति यत्नतः ॥ ९० ॥

શબ્દાર્થ—બ્રહ્મભાવનું સંપાદનકરિને જેમના ઉપર પરમ અનુગ્રહ છે તેવા જીવને અનુગ્રહથી, સમર્થ એવા ભગવાન્ પોતાનાં ગૃહરૂપ—અક્ષરબ્રહ્મમાં રહેલ પોતાના જીવનો યત્નથી ઉદ્ધાર કરે છે.

ટીકા—બ્રહ્મભાવસંપાદનકરવાનું લખેલું છે તે બૃહદારણ્યક—ઉપનિષદમાં લખેલ છે કેઃ—

यथा सैन्धवखिल्य उदके प्रास्त उदकमेवानुलीयते ।

અર્થ—જેમ પાણીમાં સિંધાલુણનો કટકો નાંખેલો હોય તે પાણીમાં લીન થઇજાય છે તેવીરીતે જીવ બ્રહ્મમાં લીન થઇજાય છે. તેમ બીજી શ્રુતિમાં કહેલ છે કેઃ—

नद्यः प्रविष्टा इव नामरूपे ।

અર્થ—સમુદ્રમાં પ્રવિષ્ટથયેલી નદીયો નામરૂપને છોડિને જેમ સમુદ્રમાં મળીજાય છે તેમ જીવ બ્રહ્મમાં લીન થઇજાય છે. અને ગીતાજીમાં કહેલ છે કેઃ—

ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ।

અર્થ—ત્યારપછી તત્ત્વથી મને જાણિને જીવ મારામાં પ્રવિષ્ટથાય છે. ઇત્યાદિક—સ્મૃતિમાં કહ્યું છે. તે પ્રમાણે બ્રહ્મમાં અને પોતામાં લયથવાનું લખેલ છે તે બ્રહ્મભાવ સમજવો. જેના ઉપર ભગવાનનો અત્યંત અનુગ્રહ હોય છે તેને તેવો બ્રહ્મભાવ પ્રભુ પ્રથમ સંપાદનકરિને તેમાંથી તેનો ઉદ્ધાર કરે છે; એટલે બ્રહ્મભાવને પ્રાપ્તથયેલ—જીવોમાં જેના ઉપર અત્યંત અનુગ્રહ હોય છે તેને ભગવાન્ પોતાનો માને છે તેથી બ્રહ્મભાવમાંથી તેને પાછો બહાર કહાડે છે; કેમકે કઠોપનિષદમાં કહેલ છે કેઃ—

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यः ॥

અર્થ—આ આત્મા વ્યાખ્યાનવડે મેળવીશકાય તેમ નથી તેમ ધારણા—શક્તિવડે કે ઘણા—ગ્રંથોનો અભ્યાસકરવાથી મેળવીશકાય તેમ નથી પણ જેને તે આત્મા વરે છે એટલે આ જીવ પોતાનો છે એમ સ્વીકારે છે તેણે મેળવીશકાય છે. એમ કહેલ છે તેથી ભગવાન્ અનુગ્રહ કરીને પોતાપણાથી સ્વીકાર કરે છે તેનો બ્રહ્મભાવમાંથી ઉદ્ધાર કરે છે. એમ લખેલ છે તેથી મુક્તિ તો સર્વને આપે છે પણ ભક્તિ તો જેના ઉપર પરમ અનુગ્રહ હોય તેનેજ આપે છે; તેથીંજ શ્રીભાગવતપંચમસ્કંધમાં કહેલ છે કેઃ—

भजतां मुकुन्दो मुक्तिं ददाति कर्हिचित् स्म न भक्तियोगम् ।

અર્થ—મુકુંદ—ભગવાન્ પોતાનું ભજનકરનારને મુક્તિ આપે છે પણ ક્યારેય ભક્તિ આપતા નથી. એવો રીતે અનેકસ્થલમાં લખ્યું છે કે જેના ઉપર અત્યંત અનુગ્રહ હોય તેનેજ ભક્તિ આપે છે. અક્ષરબ્રહ્મ શ્રીપુરૂષોત્તમનું ઘર છે તેમાં બ્રહ્મની સાથે એકતાવડે રહેલા—જીવનો પોતે ઉદ્ધાર કરે છે; એટલે તેને બ્રહ્મમાંથી જૂદો કરે છે. અહિં યત્નથી ઉદ્ધારકરવાનું લખેલ છે તેનો અભિપ્રાય એવો છે કે તેજીવઉપર અત્યંત કૃપા થવાથી તેના વિયોગને પ્રભુ સહન કરિશક્તા નથી તેથી તેનો ઉદ્ધારકરવામાં પ્રભુ ઇચ્છા કરે છે. તેવિષે વ્યાસસૂત્રના ૪ થા અધ્યાયના ૪ પાદના પ્રારંભમાં કહેલ છે કેઃ—

सम्पद्याविर्भावः स्वेन शब्दात् ।

અર્થ—બ્રહ્મભાવનું સંપાદનકરિને તેમાંથી ભગવાનવડે તેજીવનો આવિર્ભાવ થાય છે; કેમકે તૈતરીય—ઉપનિષદમાં કહેલ છે કઃ—

ब्रह्मविदाप्नोति परम् । तदेषाऽभ्युक्ता ।
सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं
गुहायां परमे व्योमन् सोऽश्नुते
सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ।

અર્થ—બ્રહ્મને જાણનાર તેથી પરને પ્રાપ્ત થાય છે. આશ્રુતિમાં જેપરની પ્રાપ્તિ લખી છે તેનું સ્વરૂપ કેવળ અનુભવથીજ જણાય છે બીજાં પ્રમાણથી જણાતું નથી. એમ જણાવવામાટે શ્રુતિપોતે સર્વઅર્થનાં તત્વને પ્રતિપાદનકરનાર છે છતાં બીજાના મુખવડે કહે છે કે બ્રહ્મજાણનારને પરપ્રાપ્તિથવારૂપ અર્થ સ્પષ્ટરીતે પ્રતિપાદનકરવામાટે નીચેની શ્રુતિ પરબ્રહ્મનાં સ્વરૂપને જાણનારાઓયે કહેલી છે. એમ કહિને सत्यं ज्ञानमनन्तम् એ શ્રુતિ લખેલી છે. પ્રથમ બ્રહ્મનેજાણનાર પરને પ્રાપ્તથાય છે એમ કહેલું છે તેનીજ સ્પષ્ટતા આશ્રુતિમાં કહેલી છે કે સત્ય, જ્ઞાન અને અનંત એવું બ્રહ્મ છે તે હૃદયાકાશરૂપ—ગુહામાં સ્થાપન કરેલું જે જાણે છે તે નાનાપ્રકારના ભોગકરવામાં ચતુર એવા બ્રહ્મ (શ્રીપુરૂષોત્તમ)ની સાથે સર્વકામને ભોગવે છે; એટલે ભક્તના હૃદયમાં અલૌકિક—અક્ષરબ્રહ્મનાં સ્વરૂપનો આવિર્ભાવ થાય છે એમ બતાવવાસારૂ હૃદયાકાશની ગુહાને પરમ અને વ્યોમન્ એ બે વિશેષણ આપેલાં છે તેનો અર્થ એવો છે કે પર એવા શ્રીપુરૂષોત્તમ જેનાથી જણાય તે परम કહેવાય છે અને व्योमन् શબ્દ આકાશને કહેનારો હોવાથી અક્ષરબ્રહ્મ પણ આકાશની માફક સર્વત્ર વ્યાપ્ત છે છતાં શ્રીપુરૂષોત્તમનાં સ્વરૂપના આવિર્ભાવનાં સ્થાનરૂપ થાય છે. બ્રહ્મનું લક્ષણ सत् चित् અને आनन्दરૂપ છે તેમાં આશ્રુતિમાં सत्य, ज्ञान અને अनन्त એવું બ્રહ્મ કહેલ છે તેમાં સત્યશબ્દથી સદંશ, જ્ઞાનશબ્દથી ચિદંશ અને અનંત શબ્દથી આનંદાંશ સમજવો. અક્ષરબ્રહ્મમાં આનંદ છે તેની ગણના તૈતરીયશ્રુતિમાં કહેલી છે કે—આખી પૃથ્વી દ્રવ્યથી પૂર્ણ થાય તે મનુષ્યનો એક આનંદ કહેવાય છે, તેવા સો આનંદ મનુષ્યના થાય ત્યારે મનુષ્યગંધર્વનો એક

આનંદ થાય છે, તેમ સોસોગણા આનંદ ગણતાં છેવટ ગણના કરી છે કે બ્રહ્માજીના
સો આનંદ થાય ત્યારે અક્ષરબ્રહ્મનો એક આનંદ થાય એમ અક્ષરબ્રહ્મસુધી આનંદની
ગણના છે તેથી તેના આનંદનું પરિમાણ આવીજાય છે અને અહિં શ્રીપુરુષો-
ત્તમનો આવિર્ભાવ થવાથી આનંદની ગણના રહેતી નથી એમ બતાવવાસારૂ અહિં
આનંદનો વાચક अनंत શબ્દ મૂકયો છે. જો કે ભોગના અર્થમાં अश् ધાતુ છે તેનું
अश्नाति એવું રૂપ થાય છે અને વ્યાપ્તિના અર્થમાં अशूङ् ધાતુ છે તેનું अश्नुते એવું
રૂપ થાય છે તોપણ અહિં ભોજનના અર્થમાંજ અશધાતુનું अश्नुते એવું રૂપ લખેલું
હોય એમ જણાય છે; કેમકે અહિં શ્રુતિમાં જીવ અશન કરે છે તે બ્રહ્મની સાથે કરે
છે એમ લખેલું છે તેથી વ્યાપ્તિનો અર્થ કરિએં તો બ્રહ્મની સાથે રહેલા-કામને જીવ
વ્યાપ્તથાય છે એવો અર્થ થાય અથવા બ્રહ્મની સાથે રહેલો જીવ કામને વ્યાપ્ત-
થાય છે એવો અર્થ થાય. તે બંને અર્થ ઘટતા નથી કેમકે કામવાળો જીવ બ્રહ્મને
કામ વ્યાપ્ત કરે એમ કહેવું તે અત્યંત મોટાં બ્રહ્મનાં સ્વરૂપમાં અણુ એવો જીવ
કામને વ્યાપ્ત કરે તે સંભવે નહિં તેથી ભોજનના અર્થમાં अश् ધાતુનોજ अश्नुते
એમ પ્રયોગ લખેલ છે ને આઅર્થને અલૌકિકપણું છે એમ જણાવવાસારૂ अलौकिक
પ્રયોગ કહેલો છે. એવીજ રીતે नतदश्नोति कश्चन न तदश्नोति कश्चन (તે કોઇને ખાતું
નથી તેમ તેને કોઇ ખાતો નથી.) એમ લખેલ છે ત્યાં પણ ભોજનના અર્થમાંજ अश्
ધાતુનો પ્રયોગ સમજવાનો છે, વ્યાપ્તિનો અર્થ લાગુ પડતો નથી; કેમકે સર્વત્ર વ્યાપકને
વ્યાપ્તિનો નિષેધ સંભવે નહિં. અહિં શંકા થાય કે ઉપર લખેલી-શ્રુતિમાં જીવ
કામસહિત કહેલ છે અને બંનેને કામનો ઉપભોગ કહેવાથી તે જીવ જેની સાથે
કામનો ભોગ કરે છે તે પણ સગુણ બ્રહ્મ છે એમજ કહેવું જોઇએં કેમકે બૃહદારણ્યક-
શ્રુતિમાં કહેલ છે કેઃ—

यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति ।

અર્થ—જ્યાં દ્વૈતજેવું થાય છે ત્યાં બીજો બીજાને દેખે છે. ઇત્યાદિક કહિને
કહેલું છે કેઃ—

यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् ।

અર્થ—જ્યાં સર્વ આત્માજ છે એવું જ્ઞાન થયું છે ત્યાં (જોનાર, જોવાનો
પદાર્થ અને જોવાનું સાધન આત્મરૂપ હોવાથી) કોણ શેણેકરિને કોને દેખે? ઇત્યાદિક
શ્રુતિવડે બ્રહ્મને જાણનાર હોય તેને બીજો પદાર્થ કાંઇ દેખાતોજ નથી તેથી કામનો
ઉપભોગ સંભવે નહિ. એવી શંકા થાય તેની નિવૃત્તિમાટે શ્રુતિમાં કહેલ છે કે બ્રહ્મને
જાણનારાઓએ આ શ્રુતિ કહેલી છે. તેથી બ્રહ્મને જાણનાર હોય તેને પ્રાકૃતગુણનો
સંબંધ કહિશકાતો નથી. તેમ ઉપરની શ્રુતિમાં બ્રહ્મને જાણનારને અખંડબ્રહ્મનું અદ્વૈત
ભાન થવાથી પ્રપંચસંબંધી ભેદ દેખાતો નથી એમ કહેવાનો તેશ્રુતિનો અભિપ્રાય
છે પણ પ્રપંચાતીત-પદાર્થના દર્શનનો બોધ કે નિષેધ તેશ્રુતિમાં નથી અને શ્રીપુ-
રુષોત્તમનું સ્વરૂપ તો સમગ્ર પોતાના ધર્મસહિત પ્રપંચાતીતજ છે. તેથી તેના

દર્શનવિગેરેમાં આશ્રુતિનો બાધ આવતો નથી. ત્યાં એવી શંકા થાય કે ન સ પુનરાવર્ત્તતે (બ્રહ્મભાવને પ્રાપ્તથએલો પાછો ફરતો નથી.) એમ કહેલું છે તેનો વિરોધ આવે. તેથી બ્રહ્મભાવ થયાપછી જીવને બહાર કહાડે છે એમ કહેવું સંભવતું નથી. એવી શંકા કરવી નહિં કેમકે જીવ પાછો આવતો નથી એમ શ્રુતિમાં કહેલ છે તે પ્રપંચમાં પાછો આવતો નથી એવા અભિપ્રાયથી કહેલ છે, અને ભગવાનની સાથે કામભોગવવાનું શ્રુતિમાં લખેલ છે તેને પ્રપંચાતીતપણું છે તેથી ન સ પુનરાવર્ત્તતે એશ્રુતિનો વિરોધ આવતો નથી; કેમકે શ્રુતિમાં પરસ્પર વિરોધ આવેજ નહિં માટે ઉપરની શ્રુતિમાં બ્રહ્મની સાથે કામભોગવવાનું લખ્યું છે તે બ્રહ્મમાં મળેલા જીવનો તેમાંથી ઉદ્ધારકર્યાવિના સંભવે નહિં માટે બ્રહ્મમાંથી ઉદ્ધાર કરે છે એવોજ તેનો અભિપ્રાય છે એમ બતાવવામાટેજ વ્યાસસૂત્રમાં ભગવાનવડે તેનો આવિર્ભાવ થાય છે એમ કહેલ છે. તેથીજ શ્રીભાગવતદશમસ્કંધમાં કહેલ છે કેઃ—

ते तु ब्रह्महृदं नीता मग्नाः कृष्णेन चोद्धृताः । ददृशुर्ब्रह्मणो लोकम् ।

અર્થ—સર્વગોપોને ભગવાન્ બ્રહ્મહ્રદમાં લઈગયા ત્યાં તેને મગ્નકર્યા અને તેમાંથી તેનો ઉદ્ધાર કર્યો ત્યારે તેઓને વ્યાપિવૈકુંઠનાં દર્શન થયાં. એમ કહેલ છે તેમજ શ્રીઆચાર્યચરણે ફલપ્રકરણના પ્રારંભની કારિકામાં આજ્ઞા કરેલ છે કેઃ—

ब्रह्मानन्दात् समुद्धृत्य भजनानन्दयोजने ।
लीला या युज्यते सम्यक् सा तुर्ये विनिरूप्यते ॥

અર્થ—બ્રહ્માનંદમાંથી ઉદ્ધારકરિને ભજનાનંદમાં જોડવામાં જે લીલા સારી રીતે યુક્ત થાય છે તે ચોથાપ્રકરણમાં નિરૂપણકરાય છે. આઉપરથી એમ સમજવાનું છે કે ઉપર લખેલી શ્રુતિમાં જેને સર્વ આત્મારૂપ છે એવું જ્ઞાન થાય છે તે (આત્મા શિવાય બીજું કાંઇ નહિં હોવાથી) કયા સાધનવડે કોને જુવે? એમ લખેલું છે. તે બ્રહ્મને જાણનાર પરને પ્રાપ્ત થયો નથી તેના પૂર્વની દશાની હકીકત છે. અને શ્રીપુરૂષોત્તમને પ્રાપ્તથયાપછીની હાકકત તૈતરીયશ્રુતિમાં ભોગભોગવવાનું લખ્યું છે ત્યાં બતાવી છે; તેથી એવી રીતે સમજવાનું છે કે મર્યાદાના અંશવાળાને બ્રહ્મભાવ થયા પછી તેની ઉપર ભગવાનનો અનુગ્રહ થાય તો તેમાંથી તેનો ઉદ્ધાર કરે છે અને ખાસ પુષ્ટિમાર્ગીયજીવ છે તેનો બ્રહ્મમાં લય પણ નહિં અને તેમાંથી ઉદ્ધાર પણ નહિં તેથીજ ગોપોને બ્રહ્મહ્રદમાં ડુબાવીને પાછા કાઢવાપડયા અને વ્રજભક્તોને બ્રહ્મહ્રદમાં મગ્ન કર્યાશિવાયજ ભજનાનંદનો અનુભવ કરાવ્યો; તેથીજ શ્રીદામોદરદાસપ્રભૃતિને લીલાનો અનુભવ થયાનું લખલું છે તે ઘટે છે. અહિં શંકા થાય કે ભક્તને અલૌકિક—દેહની પ્રાપ્તિ થાય એમ ઉપર કહ્યું ત્યારે તો ભક્તના દેહને અનિત્યપણું આવ્યું;—કેમકે પ્રથમ દેહ અનિત્ય હતો ત્યારે અલૌકિક દેહ કરવોપડયો અને ભક્તના દેહને જ્યારે અનિત્યપણું આવ્યું ત્યારે તેમની સાથે જે લીલા થઇ તેને પણ અનિત્યપણું આવે છે. એવી શંકા કરવી નહિં કેમકે શ્રીપુરૂષોત્તમની લીલાને નિત્યપણું શ્રુતિ, સ્મૃતિ અને ન્યાયાદિકથી સિદ્ધ છે તેજ શ્રીગુસાંઇજીયે વિદ્વન્મંડનમાં

પ્રતિપાદન કરેલ છે કે ध्रुवासो अस्य कीरयः (પ્રભુનું કીર્ત્તનકરનારા નિત્ય છે.) એ-
શ્રુતિથી સિદ્ધ છે. તેમ ગર્ગાચાર્યે નામપ્રકારણનિરૂપણમાં કહેલ કે છેઃ—

वहूनि सन्ति नामानि रूपाणि च सुतस्य ते ।
गुणकर्म्मानुरूपाणि तान्यहं वेद नो जनाः ॥

અર્થ—હે નંદરાયજી! તમારા પુત્રના ગુણ અને કર્મને અનુરૂપ એવાં નામ
અને રૂપો ઘણાં છે તેઓને હું પણ જાણતો નથી અને બીજાં માણસો પણ જાણતાં
નથી. એમ કહ્યું છે ત્યાં ઘણાં નામો અને રૂપો છે એમ વર્તમાનકાલનો પ્રયોગ લખેલો
છે તે નામને અને રૂપને નિત્યપણું સિદ્ધ કરે છે અને નામ તથા રૂપ ગુણ તથા
લીલાથી થાય છે એમ લખેલ છે તેથી તેસંબંધિ લીલાને પણ નિત્યપણું છે એમ
અર્થાત્ સિદ્ધથાય છે. તેમજ ઉત્તરાર્દ્ધના છેલ્લા—અધ્યાયમાં શ્રીશુકદેવજીયેં કહ્યું છે કેઃ—

जयति जननिवासो देवकीजन्मवादो
यदुवरपरिषत्स्वैर्दोर्भिरस्यन्नधर्म्मम् ।
स्थिरचरवृजिनघ्नः सुस्मितश्रीमुखेन
व्रजपुरवनितानां वर्द्धयन् कामदेवम् ॥

અર્થ—મનુષ્યના નિવાસરૂપ, દેવકીજીને ત્યાં જન્મ થયાનું જેને કથનમાત્ર
છે બાકી જે જન્મવગરના છે, ઉત્તમ—યાદવોની સભારૂપ—પોતાના શ્રીહસ્તવડે અ-
ધર્મને નાશકરનાર, સ્થાવર તથા જંગમના દુઃખને મંદહાસ્યવાળાં—શ્રીમુખવડે
હરનાર, અને વ્રજ તથા પુર (મથુરાજી તથા દ્વારકા)ની સ્ત્રિઓને કામદેવવધારતા
એવા શ્રીકૃષ્ણ જયપામે છે. એમ કહ્યું છે ત્યાં દ્વારકાની લીલાનું વર્ણન સમાપ્ત
કરતીવખતે આ શ્લોક કહેલ છે તે છતાં વ્રજની, મથુરાજીની અને દ્વારકાની
સ્ત્રિઓને કામદેવ વધારે છે એમ વર્તમાનપ્રયોગ લખેલો છે તે પણ સર્વ લીલા સદા
થયાકરે છે એમજ સિદ્ધકરે છે. તેથીજ વ્યાસસૂત્રના અધ્યાય ૪ ના ૪ પાદમાં
કહેલ છે કેઃ—

जगद्व्यापारवर्ज्जं प्रकरणादसन्निहितत्वाच्च ।

અર્થ—सोऽश्नुते सर्वान् कामान् એશ્રુતિમાં બ્રહ્મની સાથે જીવ સર્વકામને
ભોગવે છે એમ લખેલું છે તે લૌકિકવ્યાપારયુક્ત છે કે નહિં? એવી શંકા થાય
તેની નિવૃત્તિમાટે કહે છે કે જગતના વ્યાપારથી વર્જિત છે કેમકે મુક્તિના પ્રકર-
ણમાં એ શ્રુતિ કહેલી છે અને લૌકિક વ્યાપાર તેમની પાસે નથી, ભગવાનની લીલા
કાલ અને માયાથી પણ દૂર છે ત્યાં પ્રાકૃત જગત્ તો અત્યંત દૂરજ હોય તેમાં
સંશય નથી તેથી પણ લૌકિક વ્યાપારનો સંભવ નથી; માટે એમ સમજવું કે
જ્યારેં લોકમાં લીલા પ્રકટકરવાની ભગવાનની ઇચ્છા થાય ત્યારેં લીલા થઇશકે એવાં
યોગ્ય સ્થળ—મથુરાદિ—શુદ્ધદેશમાં (ગોલકમાં ચક્ષુઇંદ્રિયની માફક) સ્થાપનકરીને
ભગવાન્ લીલા કરે છે. ત્યારેં પણ લીલાની અંદરના ભક્તોને લૌકિકવ્યાપારનો

સંભવ નથી; કેમકે ચક્ષુઇંદ્રિયને સ્થાનકે લીલા છે અને ગોલકને સ્થાનકે લીલા-કરવાનું સ્થાન છે તેથી ચક્ષુઇંદ્રિય ગોલકનું કાર્ય કરતું નથી તેમ ગોલકના નાશથી તેમનો નાશ નથી; તેથીજ दिवीव चक्षुराततम् એશ્રુતિના વ્યાખ્યાનમાં વિદ્વન્મંડ-નમાં નિરૂપણ કરેલ છે કે લીલામધ્યપાતી–જીવોની ઇંદ્રિયો પણ અલૌકિક છે તેમ છાંદોગ્યઉપનિષદના ૭ મા પ્રપાઠકમાં લખેલ છે કે भूमैवसुखम्। भूमात्वेव विजिज्ञासितव्यः (ભૂમાજ સુખ છે માટે ભૂમાજ જાણવાયોગ્ય છે) એમ કહિને ભૂમાનું લક્ષણ કહેલ છે કેઃ–

यत्र नान्यत् पश्यति, नान्यच्छृणोति, नान्यद्विजानाति स भूमा ।

અર્થ–જ્યાં બીજું દેખતો નથી, બીજું સાંભળતો નથી અને બીજું જાણતો નથી એ ભૂમા છે. એમ કહ્યું છે ત્યાં બીજું જાણતો નથી એટલુંજ કહેવાથી અભિ-પ્રાય સિદ્ધ થાય એમ હતો તે છતાં દેખતો નથી અને સાંભળતો નથી એમ ઇંદ્રિ-યના વ્યાપારનો નિષેધ કરેલો છે તેનો અભિપ્રાય એવો છે કે ભગવાનશિવાય બીજા વિષયમાં ઇંદ્રિયોનો વ્યાપાર નથી અને ભગવાનમાં તેની ઇંદ્રિયોનો વ્યાપાર છે; માટે જગતના વ્યાપારથી રહિતપણું ત્યાં સિદ્ધથાય છે.

શંકા–ઉપર ભૂમાના લક્ષણની છાંદોગ્યશ્રુતિ કહી તેપ્રકરણમાંજ सर्वं ह पश्यति (બધું દેખે છે) એમ સર્વ પ્રત્યક્ષજોવાનું લખ્યું છે ત્યારેં ભગવાનશિવાય બીજામાં તેની ઇદ્રિયોનો વ્યાપાર નથી એમ કહેવું સંભવતું નથી. એમ એકજભક્તની સાથે ભગવાન્ જૂદા જૂદા દેશમાં અને જૂદા જૂદા સમયમાં અનેક–લીલાઓ કરે છે તે જો લીલા નિત્ય હોય તો એકજ ભક્તની સાથે જૂદા જૂદા દેશમાં અને જૂદા જૂદા કાળમાં તે સંભવે નહિં; કેમકે તેતેદેશ અને તેતેસમયની લીલા નિત્ય છે અને જેનો સાથે લીલા કરે છે તેભક્તોને પણ નિત્યપણું હોય ત્યારેં સંભવે. અને ભક્તને પણ નિત્યપણું હોય તો ભક્તનાં પણ અનેકરૂપ છે એમ કહેવું જોઈયે. તે એક-જીવનું અનેકપણું સંભવે નહિં એમ એનું નિત્યપણું પણ સિદ્ધથાય નહિં.

ઉત્તર–વ્યાસસૂત્રમાંજ ઉપરનાં સૂત્રપછીજ લખેલ છે કેઃ—

प्रत्यक्षोपदेशादिति चेन्नाधिकारिकमण्डलस्योक्तेः ।

અર્થ–ઉપર લખ્યાપ્રમાણે છાંદોગ્યશ્રુતિમાં સર્વ જોવાનો પ્રત્યક્ષ ઉપદેશ થાય છે એવી શંકા કરવી નહિં; કેમકે ત્યાં સર્વ જોવાનું કહેલ છે તે મંડલમાં રહેલાં રૂપોની ઉક્તિ છે; એટલેં છાંદોગ્યશ્રુતિમાં सर्वं ह पश्यति એશ્રુતિમાં સર્વ જોવાનું લખ્યું છે તે સર્વપદથી જગતને જોવાનું સમજવાનું નથી પણ જૂદા જૂદા દેશ અને જૂદા જૂદા કાલમાં જેભક્તની સાથે લીલા કરાય છે તેભક્તનાં રૂપ તેટલાં છે તેથી તેટલી લીલાના અધિકારી તે ભક્ત છે તેના સમૂહમાં રહેલી વસ્તુમાત્ર સર્વશબ્દથી કહેલ છે; માટે ભગવાનશિવાય બીજામાં ઈંદ્રિયોનો તેનો વ્યાપાર નહિહોવાનું ભૂમા ના લક્ષણની શ્રુતિમાં લખેલું છે તેનો વિરોધ આવતો નથી; તેથીજ આગળ શ્રુતિમાંજ કહેલ છે કેઃ–

सर्वमाप्नोति सर्वशः स एकधा भवति त्रिधा भवति
पञ्चधा भवति सप्तधा नवधा चैव पुनश्चैकादश स्मृतः
शतञ्च दश चैकश्च सहस्राणि च विंशतिः ।

અર્થ—એક ભક્ત સર્વપ્રકારે સર્વને પ્રાપ્તથાય છે, તે એકપ્રકારેથાય છે, ત્રણપ્રકારે થાય છે, પાંચપ્રકારે થાય છે, સાતપ્રકારે, નવપ્રકારે, ફરિને અગ્યાર-પ્રકારે, સંભળાય છે. તેમજ તે સો, દસ, એક, હજાર, અને વિશ એટલાં-રૂપવાળો થાય છે. એમ કહેલ છે ત્યાં એકભક્તનાં અનેક રૂપો છે એમ સિદ્ધ કરેલું છે. જેમ ઘણાપુરુષોનું મંડલ કરેલું હોય તેમાં એકનું પ્રથમથી મુખ્યપણું કહિશકાતું નથી તેવીં રીતેં ભક્તોનાં તેરૂપોમાં અમુક રૂપ મુખ્ય છે અને અમુક ન્યૂન છે એમ કહિશકાતું નથી એમ બતાવવામાટે સૂત્રમાં મંડલપદ લખેલું છે.

શંકા—ઉપર ભક્ત અને ભક્તસંબંધિલીલાને નિત્યપણું કહ્યું ત્યારેં 'કાલ હું તારે ઘેર આવીશ' એમ ભગવાને ભક્તને આજ્ઞા કરી હોય તેથી ભક્ત બીજે દિવસ ભગવાન્ પધારશે એવી આશાથી ઘરમાં રહે છે તે રહેવું સંભવે નહિં કેમકે તે-ભક્તને નિત્યપણું છે તેથી ભક્તસંબંધ લીલા, કાલ અને ભગવાનનું પધારવું તે સર્વ તેસમયમાં પણ હોવું જોઇયેં.

ઉત્તર—વ્યાસસૂત્રમાં કહ્યું છે કેઃ—

विकारावर्ति च तथाहि स्थितिमाह ।

અર્થ—ભગવાનની લીલાથી વિરુદ્ધ અર્થ તે વિકાર કહેવાય છે. તેમાં વર્ત્તનાર
ભક્તનું જ્ઞાન નથી; એટલેં ભગવાનને જેવી લીલા કર્ત્તવ્ય હોય તેવુંજ ભક્તને જ્ઞાન
થાય છે; તેથી શ્રુતિમાં પણ सर्वमाप्नोति सर्वशः ( એક ભક્ત સર્વપ્રકારે સર્વને પ્રાપ્ત
થાય છે.) એમ સર્વપ્રકારેં સર્વલીલાના રસની પ્રાપ્તિ કહિ છે તે ભક્તની લીલામાં
સ્થિતિ બતાવે છે; માટે જેભક્તને ભગવાન્ આજ્ઞા કરે છે કે આવતી કાલ હું તારે
ઘેર આવીશ તેભક્તને તેસમયમાં ભગવાનની સ્થિતિનું જ્ઞાન થતું નથી. એ એક
ઉપલક્ષણની રીતેં કહેલ છે બાકી ભગવાન્ જેસમયમાં આજ્ઞા કરે છે તેસમયમાં
જેવી લીલા હોય તેવી લીલાનુંજ તેભક્તને જ્ઞાન થાય છે બીજીબાબતનું જ્ઞાન થતું
નથી; માટે શ્રુતિને માનનારાઓએં એ વસ્તુજ અલૌકિક છે એમ માનવું જોઇએ. અલૌ-
કિકઅર્થમાં લૌકિકરીતિનું અનુસરણ કરવું તે યુક્ત નથી. પણ અલૌકિકરીતિનું
અનુસરણ કરવું તેજ યુક્ત છે એમ સૂત્રમાં हि અવ્યયથી બતાવેલ છે, અને તેમ
થાય ત્યારેજ શ્રુતિમાં રસરૂપ ભગવાન્ કહેલ છે તેપ્રમાણે રસનો ઉદય થાય તે
સિવાય થાય નહિં. તેથીજ વ્યાસસૂત્રમાં કહેલ છે કેઃ—

दर्शयतश्चैवं प्रत्यक्षानुमाने ।

અર્થ—પ્રત્યક્ષ ને અનુમાન પણ એવી રીતેં બતાવે છે; માટે લૌકિકી—રીતિનો વિરોધ અહિં બાધકપણાથી માનવાયોગ્ય નથી પણ સાધકપણાથી માનવાયોગ્ય

છે; કેમકે પ્રત્યક્ષ અને અનુમાન એટલે શ્રુતિ અને સ્મૃતિ પણ ભગવત્સંબંધી—અર્થ અલૌકિક છે તેમાં લૌકિકયુક્તિવડે અન્યથાભાવનો નિષેધ કરે છે. એવી રીતે શ્રુતિમાં કહેલ છે કેઃ—

नैषा तर्केण मतिरापनेया । पराऽस्य शक्तिर्विविधैव श्रूयते
स्वाभाविकी ज्ञानबलक्रिया च । अलौकिकास्तु
ये भावा न ताँस्तर्केण योजयेत् ।

અર્થ—આ મતિ તર્કેકરિને મટાડવી નહિં. આ ભગવાનની સ્વાભાવિક એવી ઉત્તમ શક્તિ ત્રિવિધપ્રકારની સંભળાય છે અને તેમાં કેટલીક જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ છે. જે અલૌકિક ભાવ છે તેને તર્કસાથે જોડે નહિં. એમ શ્રુતિઓમાં લખેલ છે. તેમ શ્રીભાગવતષષ્ઠસ્કંધમાં દેવતાઓની સ્તુતિમાં લખેલ છે કેઃ—

नहि विरोध उभयं भगवत्यपरिगणितगुणगण-
ईश्वरेऽनवगाह्यमाहात्म्येऽर्वाचीनविकल्पवितर्कप्रमाणा-
भासकुतर्कशास्त्रकलिलान्तःकरणाशयदुरवग्रहवादिनां
विवादानवसरे ।

અર્થ—જેના ગુણના સમૂહની ગણના થતી નથી, જેના માહાત્મ્યનું અવગાહન થતું નથી, અને આજકાલના જૂદા જૂદા તર્કો પ્રમાણજેવા લાગે પણ પ્રમાણરૂપ નથી એવાં શાસ્ત્રોમાં કરેલા કુતર્કોવડે જેઓનું અંતઃકરણ મલિન થઈગયું છે, તેથીજ ખોટો આગ્રહ રાખી વાદકરનારાઓ છે તેઓને વિવાદકરવાનો જેમાં સમય મળતો નથી એવા ઈશ્વર—ભગવાનમાં પરસ્પર વિરુદ્ધ એવા બંને ધર્મો રહેલા છે તેમાં વિરોધ આવતો નથી. ઇત્યાદિકવાકયોવડે અચિંન્ત્ય અને અનંતશક્તિવાળા ભગવાન્ હોવાથી ભગવાનના સ્વરૂપનેજ પરમફલપણું છે એમ સિદ્ધથાય છે. તેમ ઋગ્વેદમાં કહેલ છે કેઃ—

ता वां वास्तून्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृङ्गा अयासः ।
अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि ॥

અર્થ—શ્રીગોપીમાધવરૂપે એવા બંને—આપનાં તે રહેવાનાં સ્થલોને પ્રાપ્તથવામાટે અમે ઇચ્છા કરિએ છીએ જ્યાં ઘણા શીંગાવાળી ગાયો વસે છે. તે પદ અહિંજ છે તેથી ઘણાએ ગવાતા એવા અને ભક્તને ઇચ્છિત—કામઆપનાર એવા ભગવાનનું પરમપદ ઘણું પ્રકાશે છે. આ ની આ શ્રુતિ થોડા પાઠભેદવડે યજુઃ શાખામાં પણ છે. અહિં ઘણાં શીંગવાળા પશુ કહેલ છે તેથી રુરુવગેરે પણ વસે છે; એટલે ગાયો અને રુરુ એ બંને લખેલ છે; તેથી ગામના પશુ અને વનના પશુ એ બંને સમજવાનાં છે. વૈકુંઠ ભગવાનનું સ્થાન છે તેનાથી પણ આ શ્રીગોકુળ અધિક છે એમ બતાવવામાટે શ્રુતિમાં પરમ પદ મૂકેલ છે. અહિં ભૂરિ (ઘણાં) પદ કહેલ છે તેથી શ્રીયમુનાજીના તટ, નિકુંજ અને શ્રીગોવર્ધનાદિરૂપથી ઘણાં રૂપપણું બતાવ્યુ

છે. એસ્થલોની અમો પ્રાર્થના કરિએ છીએ, એમ આશ્રુતિનો અભિપ્રાય છે; તેથી લીલાસંબંધી સર્વ સ્થલો અને વસ્તુને ફલપણું હોવાથી તેની પ્રાર્થના કરી છે એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે; તેથી લીલા નિત્ય છે એમ શ્રુતિથી સિદ્ધ થાય છે. જેમ અક્ષર-બ્રહ્મને સર્વત્રવ્યાપકપણું છે તેમજ ભગવદ્‌ભક્તના અલૌકિક—આકારને વ્યાપકપણું છે પણ જ્યારે આનંદનું તિરોધાન થાય છે ત્યારે આકારનું પણ તિરોધાન થાય છે તેથી પ્રાકૃતશરીરમાં આનંદાકારતિરોહિતપણાથી રહેલ છે માટે નિબંધમાં જીવને નિરાકાર લખેલા છે, કેમકે બ્રહ્મવાદમાં આકારને આપનાર આનંદજ હોવાથી તેનું તિરોધાન થાય છે ત્યારે જીવ નિરાકાર રહે છે અને આનંદનો પ્રાદુર્ભાવ થાય ત્યારે સાકારપણું થાય છે તેસમયમાં તેભક્તની સાથે ભગવાનની લીલાનો પણ પ્રાદુર્ભાવ થાય છે; માટે લીલાને અનિત્યપણું નથી. જેભક્તોને બ્રહ્મમાં સાયુજ્ય કરે છે તે-ભક્તોને અલૌકિકઆકારનો પ્રાદુર્ભાવ થવામાટેજ બ્રહ્મમાં લય કરે છે; કેમકે તેવી રીતની મર્યાદા છે. અને જેભક્તોનો બ્રહ્મમાં લય થતો નથી તેઓને તેના શરીરમાંજ અલૌકિકઆકારનો આવિર્ભાવ કરે છે.

શંકા—ભક્તને લીલાનો અનુભવ કરાવવાસારૂ તેનો અક્ષરબ્રહ્મમાંથી આવિ-ર્ભાવ કરે છે ત્યારે શ્રીપુરુષોત્તમસાથે જીવનો ભેદ થયો અને જ્યારે ભેદ માન્યો ત્યારે અભેદને કહેનાર—શ્રુતિનો વિરોધ આવશે!

ઉત્તર—લીલામાં રહેલા—ભક્તોને બ્રહ્મરૂપપણું હોવાથી તેનો ભેદ નથી. જેમ અક્ષરબ્રહ્મ સર્વત્ર વ્યાપક છે છતાં તેને તૈતરીયશ્રુતિમાં પુચ્છપણું લખ્યું છે તેમજ ગોપોને વ્યાપિવૈકુંઠનું દર્શન કરાવ્યું ત્યારે લોક દીઠા તેથી અક્ષરબ્રહ્મને લોકપણું થયું અને કેટલેકઠેકાણે ભગવાનના ચરણપણું અને કેટલેકઠેકાણે ભગવાનના ધામપણું લખેલું છે ત્યાં જેમ અક્ષરબ્રહ્મનાં સ્વરૂપને બાધ આવતો નથી. અને જેમ વત્સાહરણલીલામાં ગોપ, વત્સ, તેમના શરીરોના અવયવો, લાકડીયો, વેણુઓ, શીંગડાંઓ અને શીંકાઓવિગેરેરૂપ ભગવાન્ થયા તો પણ તેના સ્વરૂપમાં ભેદ આવ્યો નહિં તેવી રીતે ભક્ત બ્રહ્મરૂપ હોવાથી તેના શરીરમાં ભેદ આવતો નથી. અને કદી ભેદ આવે છે એમ ક્ષણભર માનિયે તો પણ તે ભેદ શ્રીપુરુષો-ત્તમની ઇચ્છાથી શ્રીપુરુષોત્તમની સાથે થયેલો છે કાંઇ અક્ષરબ્રહ્મની સાથે તે થયેલો નથી. અને અભેદને કહેનારી—શ્રુતિયો અક્ષરની સાથેના અભેદનો બોધ કરે છે કાંઇ પુરુષોત્તમની સાથેના અભેદનો બોધ કરતી નથી; તેથીજ શ્રીઆચાર્યજીએ અણુભાષ્યમાં આજ્ઞા કરી છે કે શ્રીપુરુષોત્તમની સાથે લય થાય તો પણ લીલાનો અનુભવ તો થાય નહિં તેથી જીવનો નાશજ થયો એમ સમજવું. અને એવાજ અભિપ્રાયથી શ્રીગુસાંઇજીના પૌત્ર શ્રીદેવકીનંદજીયે લખેલ છે કે—

अक्षरेण सहैक्यं हि जीवस्य श्रुतयो जगुः

અર્થ—અક્ષરની સાથે જીવની એકતાનુંજ શ્રુતિયોયે કહેલું છે (કાંઇ પુરુષો-ત્તમની સાથે એકતાનું કહેલું નથી) તેથીજ અક્ષરબ્રહ્મથી પર એવા પુરુષોત્તમની સાથે

અભેદને બતાવનાર માર્ગ છે તે તામસનો છે એમ પદ્મપુરાણના ઉત્તરખંડમાં શિવજીયેં કહેલ છે કે—

श्रृणु देवि! प्रवक्ष्यामि तामसानि यथाक्रमम् ।
येषां स्मरणमात्रेण पातित्यं ज्ञानिनामपि ॥

અર્થ—હે દેવિ તામસશાસ્ત્રોને હું ક્રમેકરિને કહું છું તે તમે સાંભલો કે જેનાં સ્મરણમાત્રથી જ્ઞાનિયોને પણ પતિતપણું થાય છે. એમ કહિને શૈવ, પાશુપત, વૈશેષિક, ન્યાય, નિરીશ્વર—સાંખ્ય, ચાર્વાક અને બૌદ્ધ એટલાં શાસ્ત્રો તામસ છે એમ કહિને કહેલ છે કે—

मायावादमसच्छास्त्रं प्रच्छन्नं बौद्धमुच्यते ।
मयैव कथितं देवि! कलौ ब्राह्मणरूपिणा ॥
अपार्थं श्रुतिवाक्यानां दर्शितं लोकगर्हितम् ।
कर्म्मस्वरूपत्याज्यत्वं त्वत्रैव प्रतिपाद्यते ॥
सर्वकर्मपरिभ्रष्टं विकर्मत्वं तदुच्यते ।
परेशजीवयोरैक्यं मयाऽत्र प्रतिपाद्यते ॥
ब्रह्मणस्तु परं रूपं निर्गुणं वर्ण्यते मया ।
सर्वस्य जगतोऽप्यत्र मोहनार्थं कलौ युगे ॥
वेदार्थवन्महच्छास्त्रं मायावादमवैदिकम् ।
मयैव कथितं देवि! जगतां नाशकारणात् ॥

અર્થ—માયાવાદ અસત્છાસ્ત્ર છે અને તે છાંનો બૌદ્ધ કહેવાય તે હે દેવિ કલિયુગમાં બ્રાહ્મણનું રૂપ ધરિને મેં કહેલું છે, તેમાં લોકમાં નિંદિત એવું શ્રુતિના વાક્યોનું (અર્થવાદાદિરૂપેં) વ્યર્થપણું દેખાડેલું છે તેમાંજ કર્મના સ્વરૂપને છોડવાપણું પ્રતિપાદિત છે. તે સર્વકર્મથી પરિભ્રષ્ટ—વિકર્મપણું કહેવાય છે, પરબ્રહ્મ અને જીવની એકતા મેં તેમાં પ્રતિપાદન કરાય છે અને બ્રહ્મનું પર, નિર્ગુણરૂપ મારાથી વર્ણવાય છે તે અહિં કલિયુગમાં સર્વજગતના મોહને માટે છે. વેદના અર્થવાળું મોટું શાસ્ત્ર માયાવાદ છે તે અવૈદિક છે તે જગતનો નાશ કરવામાટે હે દેવિ મેંજ કહેલ છે. એમ કહેલ છે. નાગોજી ભટ્ટે તો માર્કંડેયપુરાણાંતર્ગત દેવીમહાત્મ્યની ટીકામાં मायावादं એશ્લોકનાં ત્રણ પાદ અહિં લખ્યાં છે તેવાંજ લખીને ચોથું પાદ जगतां नाशकारणात् એમ લખેલ છે પણ તે પ્રાચીન અને અર્વાચીન ગ્રંથો જોતાં ब्राह्मणरूपिणा એવો પાઠ દેખાય છે માટે પરબ્રહ્મની સાથે જીવની એકતાનું પ્રતિપાદનકરનાર શાસ્ત્ર તામસ છે એમ સમજવું; તેથીજ સાયુજ્યશબ્દનો એક અર્થ બ્રહ્મમાં લય અને બીજો અર્થ સાથેં યુક્તથઇને રહેવું તે શ્રીપુરુષોત્તમની સાથે રહેવું એમ બે અર્થ શાસ્ત્રકારોયેં કર્યા છે. (૯૦)

બ્રહ્મમાંથી જીવનો ઉદ્ધારકર્યાનું ઉપરના શ્લોકમાં જે જણાવ્યું છે તેપ્રમાણે જેજીવનો ઉદ્ધાર કરેલો હોય તેની ઉદ્ધાર કર્યા પછી કેવી સ્થિતિ રહે છે? એમ જાણવાની ઇચ્છા થાય ત્યાં કહે છે.

**मूलम्** । उद्धृतौ परमक्लेशो विरहानलसंभवः ।
यदा देहादिनाशाय समर्थो जायते तदा ॥ ९१ ॥
निजं श्रीमत्कृष्णचन्द्रः स्वाधिकारानुसारतः ।
परमानन्दलीलां तामनुभावयिता प्रभुः ॥ ९२ ॥

શબ્દાર્થ—જીવનો ઉદ્ધાર કર્યા પછી તેને વિપ્રયોગ બહુ થાય છે. તે વિપ્રયોગરૂપ—અગ્નિથી જેની ઉત્પત્તિ છે એવો પરમ ક્લેશ જ્યારે દેહાદિકનો નાશકરવામાં સમર્થ થાય છે ત્યારે શ્રીમત્કૃષ્ણચંદ્ર પ્રભુ છે તે જીવના અધિકારને અનુસારે પ્રસિદ્ધ એવી પરમાનંદલીલાનો અનુભવ કરાવે છે.

ટીકા—જીવને ભગવાનના વિપ્રયોગનો જ્યારે અત્યંત કલેશ થાય ત્યારે તેનો જેવો અધિકાર હોય તેપ્રમાણે તેને પરમાનંદનો અનુભવ કરાવે છે. અક્ષરબ્રહ્મસુધી ગણેલો આનંદ છે તેઆનંદકરતાં અધિક આનંદ લીલામાં રહેલો છે એમ બતાવવાસારૂ परमानंद શબ્દ લખેલો છે—એલીલાનો અનુભવ ભગવાન્ અનુગ્રહ કરે ત્યારેજ મેળવીશકાય છે. લીલાનો અનુભવકરવામાં ભક્તની મુખ્યતા રહે છે તે આગળ નિરૂપણ કરેલું છે. ભગવાન્ रसो वै सः એશ્રુતિમાં લખ્યાપ્રમાણે રસરૂપ છે અને આ જીવ ભગવાનના રસને મેળવીનેજ આનંદવાળો થાય છે એમ रसंह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति એશ્રુતિમાં કહેલ છે. તેમ વળી આગળ શ્રુતિમાં કહેલ છે કે—

को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् ।
एष ह्येवानन्दयाति ॥

અર્થ—આનંદમય આકાશરૂપ ભગવાન્ જો ન હોય તો જીવને કોણ જીવાડે? અને કોણ આનંદવડે પૂર્ણ કરે? એજ પરમાત્મા જીવને આનંદરૂપ કરે છે. અહિં ભગવાનનાં રસાત્મકસ્વરૂપનો લાભ થાય ત્યારે જીવ આનંદરૂપ થાય છે. એમ કહિને જીવના જીવનનું અને પરમાનંદનું હેતુપણું શ્રુતિમાં કહેલ છે કે મરણનાં કારણની ઉપસ્થિતિ ન હોય તો જીવનનું કારણ કહેજ નહિં; માટે સંયોગ અને વિપ્રયોગ એવા બેભાવવડે રસ બેપ્રકારનો હોવાથી બન્નેપ્રકારનો ભાવ પૂર્ણથવાથી રસ પૂર્ણ થાય છે; તેમાં વિપ્રયોગભાવનો તાપ શરીરનો ઉપમર્દક હોવાથી જો સ્ફુરાયમાન આનંદરૂપ ભગવાન્ ન હોય તો પ્રાણની સ્થિતિ પણ રહે નહિં પ્રાણનાશની ઉપસ્થિતિ થાય, એવી આપત્તિનું નિવારણ ભગવાનથીજ થાય છે. એમ બતાવવામાટે શ્રુતિમાં हि અવ્યય લખેલો છે. તેવા જીવનું જીવન રાખવું એ ભગવાનને આવશ્યક છે એમ જણાવવામાટે શ્રુતિમાં एव લખેલો છે અને

તાપાત્મક–વિપ્રયોગને પણ આનંદરૂપપણું છે એમ બતાવવામાટે શ્રુતિમાં आनन्द પદ કહેલ છે. ત્યારપછી પ્રકટથઇને દર્શન, સ્પર્શ આશ્લેષ અને ભાષણાદિકવડે પૂર્વના તાપની નિવૃત્તિપૂર્વક આનંદપૂર્ણ ભગવાનશિવાય બીજો કોણ કરે? એવો એશ્રુતિયોનો અભિપ્રાય છે. એવો અભિપ્રાય ન હોય તો શ્રુતિમાં अन्यात् અને प्राण्यात् એ બે પદો કહ્યાં છે તે જીવનાર્થક अनति નાં બન્ને રૂપો છે તેથી પુનરુક્તિરૂપ દોષ આવે માટે પ્રથમ अन्यात् રૂપ કહેલ છે તેનો અભિપ્રાય વિપ્રયોગના તાપમાં પણ ભક્તનું જીવન ભગવાન્ સિદ્ધ રાખે છે એવા અર્થને કહેનાર છે અને પ્રઉપસર્ગસહિત (प्राण्यात्) રૂપ છે તે જીવને તાપની નિવૃત્તિપૂર્વક આનંદપૂર્ણકરનાર ભગવાન્ છે એવા અર્થને કહેનાર છે. તેવિષે વ્યાસસૂત્રના ચતુર્થાધ્યાયના દ્વિતીયપાદના ૧૩ મા સૂત્રમાં કહેલ છે કે–

स्पष्टो ह्येकेषाम् ।

અર્થ–વેદના કેટલીક શાખાવાલાઓને ભગવાનના સ્વરૂપનો લાભ થયા પછી ભગવાનના વિપ્રયોગનું દુઃખ અને સંયોગથી તેની નિવૃત્તિકરવારૂપ અર્થ સ્પષ્ટ નિરૂપણ કરેલો છે. એમ કહિને તેના ભાષ્યમાં ઉપર લખેલી रसो वै सः ઇત્યાદિક શ્રુતિયો લખેલી છે. અહિં रसो वै सः એ પ્રથમની શ્રુતિ લખીને એ રસરૂપભગવાનને પ્રાપ્તથઇને જીવ આનંદરૂપ થાય છે એમ લખેલ છે ત્યાં રસાત્મક ભગવાનના સ્વરૂપનો લાભ થયાપછી જીવ આનંદવાલો થાય છે એમ કહિને તેનેજ ભગવાનશિવાય બીજો કોણ જીવાડે? અને પરમાનંદરૂપ કરે? એમ પાછું કહ્યું છે તે મરણનું કારણ ન હોય તો જીવનનું કારણ ન કહે માટે વિપ્રયોગસંબંધિ દુઃખ થવું તે મરણનુ કારણ ઉપસ્થિત થાય છે ત્યારે ભગવાન્ તેને જીવાડે છે એવા અભિપ્રાયને સૂચવે છે–અને ત્યારપછી પ્રકટથઇને પોતાનો સ્વરૂપાનંદ આપિને આનંદપૂર્ણ ભગવાન્સિવાય બીજો કોણ કરે? એમ કહ્યું છે તે સંયોગમાં સુખનો અનુભવ ભગવાન્ કરાવે છે એવા અભિપ્રાયને સૂચવે છે, આસંબંધે વિશેષ અભિપ્રાય જાણવાની ઇચ્છા રાખનારે અણુભાષ્ય તથા વિદ્વન્મંડનવિગેરે ગ્રંથો જોઇલેવા–(૯૧૯૨)

આ પરમાનંદનો અનુભવ કરવામાં મુખ્ય કારણ શ્રીમહાપ્રભુજીની કૃપા છે તે કહે છે–

मूलम् । इतिश्रीवल्लभाचार्यचरणाब्जकृपाभरात् ।
प्राप्यते नान्यथा चैतद्ब्रह्मादीनां सुदुर्लभम् ॥ ९३ ॥

શબ્દાર્થ–એ બ્રહ્માદિકને પણ અત્યંત દુર્લભ એવું પરમાનંદનું આસ્વાદન તે એક શ્રીમહાપ્રભુજીના ચરણારવિંદની કૃપાના બળથીજ પમાય છે. તેને પામવાનો બીજો ઉપાય નથી.

ટીકા–છાંદોગ્યપનિષદના ૬ ઠ્ઠા પ્રપાઠકમાં ઉદ્દાલકે શ્વેતકેતુપ્રત્યે કહેલ છે કે आचार्यवान् पुरुषो वेद ( આચાર્યવાળો પુરૂષ જાણે ) એમ કહેલ છે તેથી આચાર્યને શરણે ગયાવિના તેવું ઉત્તમ ફળ મળતું નથી તેમજ सर्वोत्तमजीમાં કહેલ છે કે—

कृष्णाधरामृतास्वादसिद्धिरत्र न संशयः

અર્થ—શ્રીસર્વોત્તમજીમાં શ્રીઆચાર્યજીના૧૦૮નામનું નિરૂપણ શ્રીગુસાંઇજીયેં કરેલ છે તેમાં એવો પ્રભાવ રહેલો છે કે તેના અર્થના અનુસંધાનપૂર્વક હમેશાં તેનો પાઠ કરે તોશ્રીકૃષ્ણના અધરામૃતના આસ્વાદરૂપ—ફલની સિદ્ધિ થાય; તેથીજ તેનામ—નિરૂપણની અંદર પણ એવી રીતેં કહે છે કે—

सान्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेमा विमुक्तिदः।
रासलीलैकतात्पर्यः कृपयैतत्कथाप्रदः ॥

અર્થ—શ્રીમહાપ્રભુજી પોતાનાં સાન્નિધ્યમાત્રમાં શ્રીકૃષ્ણમાં પ્રેમ આપે છે, મુક્તિથી વિશેષ ફલ આપે છે, રાસલીલાનું મુખ્ય તાત્પર્ય લૌકિકાસક્તિ છોડી ભગવદાસક્તિરૂપ છે તે તાત્પર્ય આપ સિદ્ધિ કરે છે અને કૃપાયેં તેનીજ કથાનું વિશેષ દાન કરે છે; તેથીજ શ્રીઆચાર્યજીના ચરણારવિંદની કૃપા હોય ત્યારેજ તે ફલ પ્રાપ્તથાય, અને આ ફળ બ્રહ્માદિકને પણ દુર્લભ છે એમ મૂલમાં કહ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે બૃહદ્વામનપુરાણમાં કથા છે કે ભૃગુઋષિ બ્રહ્માજીપાસે ગયા છે અને ત્યાં પ્રસંગ ચાલતાં બ્રહ્માજીયેં વ્રજભક્તોની ઘણી પ્રશંસા કરી છે અને કહેલ છે કે એમનાં ચરણની રજની અમે પ્રાર્થના કરિયેં છીયેં. તેઉપરથી ભૃગુઋષિયેં પૂછ્યું છે કે તમારાસરખાપણ વ્રજભક્તોની ચરણરજની પ્રાર્થના કરે છે તેનું શું કારણ? ત્યારેં બ્રહ્માયેં કહ્યું કે—

न स्त्रियो व्रजसुन्दर्यः पुत्र! ताः श्रुतयः किल।
नाहं शिवश्च शेषश्च श्रीश्च ताभिः समाः क्वचित् ॥
षष्टिवर्षसहस्राणि मया तप्तं तपः पुरा।
तथाऽपि न मया प्राप्तास्तासां वै पादरेणवः ॥

અર્થ—હે પુત્ર વ્રજસ્ત્રિયો સ્ત્રિયો નથી પણ નિશ્ચય તે શ્રુતિયો છે માટે તેની બરોબર હું, શિવજી, શેષજી કે લક્ષ્મીજી ક્યારેં પણ થઈશકાયેં તેમ નથી. મેં પૂર્વે તેઓના ચરણની રજ પ્રાપ્તથવામાટે સાઠહજારવર્ષસુધી તપ કર્યું તો પણ તેમના ચરણની રજ પ્રાપ્તથઇ નહિં, એમ કહ્યું છે તેથી ભગવાનની લીલાના મુખ્યભક્તની ચરણરજ પણ અત્યંત દુર્લભ છે ત્યારેં શ્રીકૃષ્ણનાં અધરામૃતનું આસ્વાદન પ્રાપ્ત થવું તેતો અત્યંત દુર્લભ હોવુંજ જોઇયેં એવો અભિપ્રાય સિદ્ધથાય છે. (૯૪)

હવે જ્ઞાનિયોની મુક્તિ અને ભક્તને લીલાની પ્રાપ્તિ તેના સ્વરૂપને બતાવે છે.

मूलम्। ये तु ज्ञानैकसन्निष्ठास्तेषां तु लय एव हि।
भक्तानामेव भवति लीलास्वादोऽतिदुर्लभः ॥ ९४ ॥

શબ્દાર્થ—જે તો કેવલ જ્ઞાનમાંજ નિષ્ઠાવાલા છે તેઓનો તો લયજ થાય છે અને અતિ દુર્લભ એવો લીલાસ્વાદ તો ભક્તોનેજ થાય છે.

ટીકા—જ્ઞાનિયોનો અક્ષરબ્રહ્મમાં લય થાય છે તેજ તેઓની મુક્તિ છે તેવિષે શ્રુતિમાં કહેલ છે કે—

ऋते ज्ञानान्न मुक्तिः (જ્ઞાનવિના મુક્તિ નથી.) ज्ञानादेव च कैवल्यम् (જ્ઞાનથીજ મોક્ષ થાય છે.) न स पुनरावर्तते (તે પાછો આવતો નથી.) એમ કહેલ છે તેથી જ્ઞાનિયોનો અક્ષરબ્રહ્મમાં લય થાય છે એમ સિદ્ધ છે.

શંકા—તમારા સિદ્ધાન્તમાં પણ ભક્તોનો અક્ષરબ્રહ્મમાં લય થયાપછી ભગવાન્ તેનો ઉદ્ધાર કરે છે માટે न स पुनरावर्त्तते એશ્રુતિમાં પુનરાવર્તનનો નિષેધ લખ્યો છે તેનો વિરોધ આવે છે.

ઉત્તર—न स पुनरावर्त्तते એશ્રુતિમાં પુનરાવર્ત્તનનો નિષેધ કરેલ છે તેનો અભિપ્રાય સંસારમાં તે પાછો નથી આવતો એવો છે કાંઇ અક્ષરાતીત—શ્રીપુરુષોત્તમની પ્રાપ્તિ થતી નથી એવો અભિપ્રાય નથી; તેથીજ ગીતાજીમાં શ્રીકૃષ્ણે અર્જુનપ્રત્યે કહેલ છે કે:—

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्त्तिनोऽर्जुन ! ।
मामुपेत्य तु कौन्तेय ! पुनर्जन्म न विद्यते ॥

અર્થ—બ્રહ્મભુવનસુધી લોક પુનરાવૃત્તિવાળા છે અને મને પ્રાપ્તથયાપછી તો હે કુંતાજીના પુત્ર! પુનર્જન્મ રહેતો નથી. અહિં બ્રહ્મભુવન કહેવાથી બ્રહ્મલોક અને અક્ષરબ્રહ્મ બંને સમજાય છે માટે ત્યાંસુધી પુનરાવર્ત્તન લખેલ છે અને ભગવાનની પ્રાપ્તિ થયાપછી પુનર્જન્મ નથી. આનું વિશેષ નિરૂપણ વિદ્વન્મંડન, અણુભાષ્યવિગેરે—ગ્રંથોમાં છે માટે વિશેષજીજ્ઞાસુએ ત્યાંથી જોઇલેવું. હવે અહિં એમ સમજવાનું છે કે न स पुनरावर्त्तते એશ્રુતિમાં અક્ષરબ્રહ્મની પ્રાપ્તિમાં પણ પુનરાવર્ત્તન નથી એમ બતાવ્યું છે ત્યારે શ્રીપુરુષોત્તમ કે જે અક્ષરાતીત છે તેની પ્રાપ્તિમાં પુનરાવર્ત્તન નહોય એ સંભવિતજ છે; માટે એવા શ્રીપુરુષોત્તમનાં ભજનનો આનંદ અત્યંત દુર્લભ છે એમ મૂળમાં કહ્યું છે તે યોગ્ય છે. તેઉપર શ્રીભાગવતમાં કહેલ છે કે—

मुक्तानामपि सिद्धानां नारायणपरायणः ।
सुदुर्लभः प्रशान्तात्मा कोटिष्वपि महामुने ! ॥

અર્થ—મુક્ત એવા પણ સિદ્ધોમાં અત્યંત શાંતઆત્માવાળો નારાયણપરાયણ, કરોડોમાં પણ દુર્લભ છે. એમ કહેલ છે તેથી ઉપર દુર્લભપણું લખેલું છે તેવિષે બૃહદ્વામનપુરાણમાં બ્રહ્મા અને ભૃગુઋષિના સંવાદમાં ભૃગુઋષિએ શ્રીગોપીજનો શ્રુતિઓ કેમ છે? એમ પ્રશ્ન કર્યું છે ત્યારે બ્રહ્માજીએ કહેલ છે કે શ્રુતિઓએ અક્ષરાતીત—ભગવાનની સ્તુતિ કરી ત્યારે ભગવાન્ પ્રકટથઇ દર્શન આપી વરદાન માગવાનું કહેતાં શ્રુતિઓએ કહેલ છે કે:—

नारायणादिरूपाणि ज्ञातान्यस्माभिरच्युत ! ।
सगुणं ब्रह्म तत्सर्वं वस्तुबुद्धिर्न तेषु नः ॥

ब्रह्मेति पठ्यतेऽस्माभिर्यद्रूपं निर्गुणं परम् ।
वाङ्मनोगोचरातीतं ततो न ज्ञायते तु तत् ॥
आनन्दमात्रमिति यद्वदन्तीह पुराविदः ।
तद्रूपं दर्शयास्माकं यदि देयो वरो हि नः ॥

અર્થ—હે અચ્યુત! આપનાં નારાયણાદિકરૂપ અમે જાણેલાં છે પણ તે સર્વે સગુણ—બ્રહ્મ હોવાથી તેમાં અમને વસ્તુબુદ્ધિ નથી; માટે નિર્ગુણ, પર અને વાણી તથા મનથી ગોચર થાય નહિં એવું જે રૂપ છે એમ અમે નિરૂપણ કરિએંછીએં તે રૂપ વાણી અને મનથી જણાતું નથી અને પૂર્વે જાણનારા જેને આનંદમાત્ર કહે છે તેરૂપનું દર્શનકરવાની ઇચ્છા ઘણી થાય છે માટે આપને વરદાન આપવું હોય તો તેનું દર્શન કરાવો. એમ શ્રુતિઓએં પ્રાર્થના કરેલી છે ત્યારેં ભગવાને અક્ષર-બ્રહ્મમાં રહેલ શ્રીવૃંદાવન, શ્રીયમુનાજી, શ્રીગિરિરાજવિગેરે—સર્વવ્રજનું સ્વરૂપ તેને દેખાડયું અને તેની ભીતર નિત્યસિદ્ધાના યૂથની સાથે કિશોરવયના ભગવાન ક્રીડા કરતા હતા એમ પણ દર્શન કરાવ્યું. ત્યાર પછી ભગવાને કહ્યું કે તમને જે દર્શનનો મનોરથ હતો તે સિદ્ધથયો. હવે કાંઇ ઇચ્છા હોય તો માગો. ત્યારેં શ્રુતિઓને નિત્ય-સિદ્ધ—શ્રીગોપીજનોની રીતેં ભગવાનની સાથે ક્રીડાકરવાની ઇચ્છા થતાં તે વરદાન માગ્યું. ત્યારેં ભગવાને કહ્યું છે કેઃ—

दुर्लभो दुर्घटश्चैव युष्माकं सुमनोरथः ।
मयाऽनुमोदितः सम्यक् सत्यो भवितुमर्हति ॥
आगामिनि विरिञ्चौ तु जाते सृष्ट्यर्थमुद्यते ।
कल्पं सारस्वतं प्राप्य व्रजे गोप्यो भविष्यथ ॥

અર્થ—આ તમારો મનોરથ બહુ સારો છે પણ દુર્લભ અને દુર્ઘટ (મેળવી-શકાય નહિં અને થઇશકે નહિં તેવો) છે. તોપણ મેં (હવે કાંઇ ઇચ્છા હોય તો માગો એમ) અનુમોદન કર્યાથી તે મનોરથ સત્ય થવાને યોગ્ય છે; માટે હવે બ્રહ્માજી થશે, અને સૃષ્ટિ કરવા માટે ઉદ્યમ કરશે ત્યારેં સારસ્વતકલ્પમાં તમે વ્રજમાં શ્રીગોપીજન થશો. એમ ભગવાને વરદાન આપવાથી સર્વ શ્રુતિયો શ્રીગોપીજનો થયેલ છે એમ બ્રહ્માજીયેં કહિને વળી કહેલ છે કે—

स्त्रियो वा पुरुषा वापि भक्तिभावेन केशवम् ।
हृदि कृत्वा गतिं यान्ति श्रुतीनां नात्र संशयः ॥

અર્થ—સ્ત્રિઓ હોય અથવા પુરુષો હોય ગમે તે હોય તોપણ ભક્તિભાવે કરીને કેશવને હૃદયમાં રાખીને શ્રુતિયોની ગતિને પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી; અર્થાત્ શ્રુતિયોને જેવી ભજનાનંદની પ્રાપ્તિ થઇ એવીજ ભક્તોને થાય તેમાં સંશય નથી. એમ બ્રહ્માજીયેં ભૃગુઋષિને કહેલ છે તેથી તેવા ભક્તોની શ્રેષ્ઠતામાં કાંઇ સંદેહ

રાખવાનો નથી, તેથી ભગવાનની લીલાનો સ્વાદ તેવા ભકતોનેજ પ્રાપ્તથાય છે. (૯૪)
એવી રીતેં સર્વ નિરૂપણ કરીને હવે સમાપ્તિની પ્રતિજ્ઞા કરે છે.

मूलम् । इतिश्रीश्रीमदाचार्यचरणाब्जप्रसादतः ।
प्रोक्तं गिरिधरेणेदं पश्यन्तु हरिभावुकाः ॥ ९५ ॥

શબ્દાર્થ—એપ્રમાણે શ્રીઆચાર્યજીના ચરણારવિંદના પ્રસાદથી શ્રીગિરિધરજીમહારાજે પ્રકર્ષવડે કહેલા આ શુદ્ધાદ્વૈતમાર્તંડને ભગવાનમાં ભાવવાળા (ભકતો) જુઓ.

ટીકા—મૂળશ્લોકમાં બે શ્રી છે તે બેતરફ બીરાજતાં શ્રીસ્વામિનીજીના વાચક છે. એથી શ્રીઆચાર્યજીને પણ લીલાસ્થપુરુષોત્તમપણું પ્રાપ્તથાય છે. અને શ્રીપુરુષોત્તમરૂપ (શ્રી મહાપ્રભુજી) ના ચરણારવિંદના પ્રસાદવડેજ આ રસનું આસ્વાદન કરીશકાય છે એમ જાણવું. (૯૫)

આ ગ્રંથને ભણનાર તથા જોનારને જે ફલ થાય છે તે કહે છે કે—

मूलम् । सूर्योदये शीतमपैति सर्वं मार्गावलोको जलजप्रकाशः ।
तमोनिवृत्तिर्द्विजकर्मवृत्तिस्तथैव मार्त्तण्डनिबन्धबोधे ॥ ९६ ॥

इतिश्रीमुकुन्दरायसहजमाधुरीपरमानिर्वचनीयसरसवदनतामरससुधाह्रदावगाहिश्रीमदाचार्यकृपापारसारश्रीमत्प्रभुचरणात्मज—श्रीयदुनाथकुलोद्भव—गोस्वामिश्रीगोपालात्मजनुषा श्रीगिरिधरेण विरचितः शुद्धाद्वैतमार्त्तण्डः समाप्तिमफणीत ।

શબ્દાર્થ—સૂર્યનો ઉદય થાય ત્યારે સર્વ શીત નિવૃત્ત થાય, માર્ગ પ્રકટ દેખાય, કમલનો પ્રકાશ થાય, અંધકારની નિવૃત્તિ થાય અને બ્રાહ્મણોના કર્મની પ્રવૃત્તિ થાય તેવી રીતેં શુદ્ધાદ્વૈતમાર્તંડના બોધવડે પણ થાય છે.

ટીકા—શીતનું જાડ્ય નામ છે તેથી સૂર્યોદયવડે જેમ શીતનિવૃત્તિ થાય છે તેમ આગ્રંથના બોધવડે (સિદ્ધાન્તજ્ઞાનમાં) જે જડતા હોય તે જતીરહે છે, સૂર્યનો ઉદય થવાથી જેમ રસ્તાનું જ્ઞાન થાય છે તેમ આગ્રંથના બોધથી નિજાચાર્યપ્રકટિત—માર્ગનું જ્ઞાન થાય છે, સૂર્ય ઉદય થયે કમળ પ્રકાશિત થાય છે તેમ આગ્રંથનો બોધ થયે ભક્તના હૃદયરૂપિ—કમળનો પ્રકાશ થાય છે, સૂર્યનો ઉદય થયે જેમ અંધકારનિવૃત્તિ થાય છે તેમ આગ્રંથના બોધથી માર્ગસંબંધિ—અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. અને સૂર્યોદયથી બ્રાહ્મણાદિકને સંધ્યાવંદનાદિકર્મમાં પ્રવૃત્તિ થાય છે એમ બ્રહ્મસંબંધકરનારને આગ્રંથના બોધવડે ભગવાનની સેવારૂપ—કર્મમાં પ્રવૃત્તિ થાય છે. અહિં બ્રહ્મસંબંધવાળાને સેવારૂપ—કર્મમાં પ્રવૃત્તિ થાય છે એમ કહ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે આત્મનિવેદિયોને જ ભક્તિ (સેવા) કરવાનો અધિકાર છે, બીજાઓને નથી. તેજ કહે છે કે જેમ ગાયત્રીમંત્રનો ઉપદેશ લીધા પછી દ્વિજપણું (બ્રાહ્મણપણું) થાય છે તેમ આ માર્ગમાં આત્મનિવેદનકરનારને સેવાકરવાના અધિકાર-

રૂપ–દ્વિજપણું પ્રાપ્તથાય છે, જેમ બ્રાહ્મણકુળમાં જન્મ થયું હોય તોપણ ગાયત્રી-મંત્રનો ઉપદેશ ગ્રહણ કર્યા બાદ તેને દ્વિજપણું પ્રાપ્તથાય છે તેમ શરણમંત્ર ગ્રહણ કર્યા પછી વૈષ્ણવપણું પ્રાપ્તથયું તોપણ આત્મનિવેદન કર્યાથી સેવાનો અધિકાર સિદ્ધ થાય છે. (૯૬)

એ પ્રમાણે શ્રીયદુનાથજીના કુળમાં ચૂડામણિરૂપ અને ગુરુ એવા શ્રીગિરિધરજીમહારાજના ચરણકમળના પરાગનો આસ્વાદલેનાર રામકૃષ્ણે (શ્રીગિરિધરજીમહારાજની) કૃપાના કણવડે પોતાને બોધ થવામાટે શુદ્ધાદ્વૈતમાર્ત્તણ્ડનો પ્રકાશ કરેલો છે. જે મેં સાચું ખોટું પણ ધાર્ષ્ટ્યવડે આપ્રકાશમાં લખેલ છે. તેમાં નિજેશ્વર એવા શ્રીઆચાર્યજી કૃપા કરો. એમ પ્રકાશકારે પ્રકાશની સમાપ્તિમાં પ્રાર્થના કરી છે.

ઇતિ શ્રીશુદ્ધાદ્વૈતમાર્ત્તંડનું ગુજરાતી ભાષાન્તર સુધારા વધારા સહિત સમાપ્ત થયું

---

ભાષાન્તરકરનાર–શાસ્ત્રી–છગનલાલ અમરજીના સર્વવિદ્વાન તથા સુજ્ઞ–વૈષ્ણવોને શ્રી–સ્મરણપૂર્વક પ્રાર્થના છે કે આ ગ્રંથ સંક્ષિપ્ત હોવાથી લોકોને બરોબર સિદ્ધાન્ત હૃદયારૂઢ થાય નહિં એમ ધારી બીજા ગ્રંથોના અભિપ્રાય પણ આગ્રંથમાં દાખલ કરેલ છે તેસંબંધે કાંઇ ભૂલચૂક રહીગઇ હોય તો તઉપર દૃષ્ટિ નહિં રાખતાં તેમાં કાંઇ સંદેહ થાય તો તે લખવાથી યથામતિ ખુલાસો કરવામાં આવશે.

---